# હકદાર નો હક

## યાને

# વિચિત્ર વારસો.

## (અંગ્રેજી સંસારની એક વાર્તા.)


લખનાર—મી૦ "અદલ"

તે

મી૦ અદલ નશરવાંનજી દારૂવાળા.



પ્રગટ કરનાર મી૦ દીનશા એ. કરકરીયા તે ઢોંગસોંગ ચોપાનયાંના માલેક અને અધીપતી. વાર્તામાળા નંબર વન, ટુ અને થ્રી, વીસલાખનો વારસો, લફંગો લવજી, ઓરત, મસરકંદનો શાહજાદો, જીવપર જોરાવરી, ભાઈ કે કસાઈ, ઘડીચપકો, પીક્ચરો સાથની પાક ખોરદેહ અવસ્તા, મુર્તીની આંખનો હીરો, મુશકીલ આશાન વિગેરેનાં પ્રગટ કર્તા.



આ વારતાની ચોપડી મી૦ અદલ નશરવાનજી દારૂવાળાએ ધોબીતળાવ સુલતાન મનઝીલ ચીરાબજારથી લખી છે અને મી૦ દીનૃશા એ. કરકરયાએ ગ્રાંટરોડ મુંબઈ રણછોડ દાસ બીલ્ડીંગમાં આવેલાં પોતાના માણેક પ્રિન્ટીંગ પ્રેસમાં છાપીછે અને હયાંથીજ પ્રગટ કરી છે.

# હકદાર નો હક
## યાને
# વિચિત્ર વારસો.

ઓળખ કરાવનાર—**મી૦ રૂસતમજી બ. પેમાસ્તર**

(બી. એ. એલ. એલ. બી. વકીલ, હાઇ કોર્ટ
તે પારસી પ્રકાશનાં હાલનાં કર્તા.)

જ્યારે "હકદારનો હક" નાં પ્રગટ કર્તા મી૦ દીનશાહ એદલજી કરકરયાએ મારી આગળ આવી મી૦ "અદલ" ની નવલકથા માટે ઓળખ પત્ર (fo·eword) લખવાની મને એલતમાસ કીધી ત્યારે તે સાંભળી મને કેટલીક અજાયબી તેમજ ગુંચવણ ઉપજી, કે તેવણ મારા જેવા એક કહાણી કથાને જવલેજ અડાસે જનાર એક અદના લેખકને આવી માંગણી કરવામાં કાંઇ ભુલ કરતા હશે. તેટલામાં તેવણે મારૂં ધ્યાણ ખેચ્યું કે મેં આગળ એક બીજી વાર્તાની ચોપડીને માટે એવીજ ફરજ બજાવી હતી. યાને આશરે એક દાહેકા ઉપર મેં "સેતમગર" નામની મી૦ ખોદાબક્ષ રૂ કનફેકશનરની નોવેલ માટે દીબાચા રૂપે "બે બોલ" લખ્યા હતા. એવી રીતે દાખલા દલીલની વાત આવવાથી આપણે છટકામાં સપડાયા અને તેવણને ના પાડી શકયા નહી. માટે આજની મારી અજમાયશને વાંચનાર કૃપા કરીને કોઇપણ જાતની શેખાઇ સમજશે નહી, પણ હું માત્ર એક લેખકની ભાઇબંધ લેખક તરફની ફરજ બજા લાઉં છું એમજ માની લેશે. આગળે વરસ મી૦ "આદીલે" ફીરદોસીનાં શાહનામાંનો એક

ભાગ એતબાજીમાં રજુ કીધો હતો. તેમને સારૂ દીબાચે લખી આપી તેમને માટે સીફારસ કરવાનું મને માન મળ્યું હતું. ત્યારબાદ મી૦ "આદીલ" જાહેર મંડળોમાં જાણીતા થવા લાગ્યા અને ઘણાંક ધાર્મીક પ્રસંગોએ તેમની કાવ્ય શકતીનો લાભ લેવામાં આવ્યો. વળી તેવણે પછી બીજા બે અંક બાહર પાડયા, તેજ માફક મી૦ "અદલ" પણ અનેક નોવેલો લખી વાંચક વર્ગની સારી સેવા બજાવશે એવી હું ઉમેદ રાખું છું. આપણા હાલનાં અઠંગ લખનારાઓમાં એક નવા "કોલ્ટ" નો આજે ઉમેરો થયો છે. અને તે "કોલ્ટ" સાથે તેમજ તેમનાં કામ સાથ ઓળખ કરાવવાનું હરખાવનારૂં માન મારે ફાળે આવ્યું છે તે જોઇ સંતોષ ઉપજે છે. મી૦ "અદલ" આજે સાત વરસ થયાં અનેનાં દરેક જાણીતાં ચોપાન્યામાં લખાણ કરે છે, જેણે જાહેરમાં સારી પ્રસંશા મેલવી છે. "હકદારનો હક" કદીપણ ખુંચવી લઇ શકાતો નથી, સત્યતા કદીપણ છુપી રહી સકતી નથી. તેજ માફક મી૦ "અદલ" નાં હાલનાં પુસ્તકને વાજબી "હક" આપવાને ઇનસાફની રાહે હું મારી ફરજ સમજું છું.

## કહેવાતી ઓરીજીનલ વાર્તાઓ.

અલબતાં "હકદારનો હક" એ કાંઇ ઓરીજીનલ નોવેલ નથી અને તેનાં જવાન કર્તા, તે પોતે રચેલી "ઓરીજીનલ" હોવાનો ઘડીભર પણ દાવો કરતા નથી. તેવણે તો એક દીલજીત અંગરેજી નોવેલને ગુજરાતી લેબાસ પેહરાવેલો છે એમ પોતે ખુલ્લાં દીલે કબુલ કરે છે, તે ઘણું પસંદ કરવા જોગ છે. પણ આપણાં મધે કેટલાક ગુજરાતી વાર્તા લખનારાઓ ઇંગરેજી નોવેલોના પ્લોટો જે ઘણાખરા આપણા પારસી સંસારને મુદલ બંધ બેસતા નથી, તેને તાણી તોડીને આપણા સંસારને

લાગુ પાડી, પારસી સંસારનો ઘણો કઢંગો ચીતાર રજુ કરે છે, નથી તેવો ચિતાર પારસી સંસારનો કે નથી ઇંગરેજ સંસારનો. વળી બાબતો અને સંજોગો જે ઈંગરેજી સંસારને લાગુ થઇ પડતાં હોય, તે પણ જેવાંને તેવાં પારસી નામો અને પારસી કામોમાં બદલી નાંખી એબલગામણો કદરૂપો દેખાવ રજુ કરે છે, અને વાર્તાનાં પ્લોટને પારસી સંસારને બંધ બેસતો ગાબડ-ગુબડથી થોકી બેસાડીને જાણે પારસી સંસારનું લાઇબલ યાને ખુનજ કરવામાં આવે છે. પણ મી० " અદલે " એવી કશી પેરવી કીધી નથી અને પોતાની વાર્તામાં અસલ નોવેલનાં દરેક નાંમો, સ્થળો અને કામો જેવાંને તેવાંજ ફકત ગુજરાતી વાંચ-કને પસંદ પડે એવી સુંદર એબારતમાં રજુ કરવામાં ડાહપણ વાપડેલું દીસે છે. અલબતાં જો અંગરેજી નોવેલને ગુજરાતી સંસારને પેશ પડતી રજુ કરી હોય, તો તે કોશેશ વધુ વખા-ણુવા જોગ લેખી શકાય, પણ જ્યાં તેવું ઘણી બાહોશીથી લાવી શકાતું ન હોય ત્યાં ઉપલો ઓછો લોભી માર્ગજ અખત્યાર કીધેલો વધારે ભલો અને એ રીતે જોતાં મી० " અદલ " ની કોશેશ વાંચનારને વધુ બંધબેસ્તી લાગ્યા વીણા રેહશે નહી.

## અસલ વાર્તાની ખામી.

આ વાર્તામાં જે ખામી મારા નાકેસ વિચાર મુજબ માલમ પડે છે, તે તેનાં પાછળા સંજોગોને આગળા માફક વીસ્તારીને લખવાને બદલે ટુંકમાં પતાવ્યા છે તે દીસે છે. વાર્તા ખતમ થતાં જાણે આપણે મોઢું વકાસીને અચરતીમાં પડયે છીએ, કે લખનારે તેનો છેડો લાવવાને એટલી દોડાદોડી શા માટે કીધી હશે ? લુચ્છા ખુની રાલફ રેતનની જો તપાસ ચાલી હતે તો ત્યાં તેનાં કપડા ઉપર લોહીનાં ડાઘ કેવી રીતે પડયા તે જણાયું હતે, ત્યાં તેને અપરાધી ઠડાવીને તેનાં લાયક ફેજે પુગાડયો હતે

તો તે વધુ બંધ બેસતું થઇ પડતે, પણ તેને બદલે તેને એક બીજા શખ્શનાં ખુનનો પણ દોષીત બનાવી, આગ લાગવેથી દીવાલ પડવાથી તેનું મોહત આણીયું છે તે જરા મને ઘણું ઉતાવળુ લાગે છે. પણ એ માટે આપણે મી० "અદલ" ને નહી તેટલો અસલ લખનારને જવાબદાર લખી શકીયે.

## વાર્તાના ધડા શું સ્ત્રી એક શ્રાપ છે?

આ પુસ્તકની શરૂઆતમાં એક મરણને કાંઠે આવેલો બાપ પોતાનાં બેટાને શીખામણ દે છે કે તેણે સ્ત્રી જાતીથી હંમેશાં દુર રેહવું કારણ એક સ્ત્રી તે કહે છે કે ખુદા તરફથી ઇનશાન ઉપર સૌથી મોટો શ્રાપ છે હવે એ વીચાર કેવો ભુલ ભર્યો છે તે પુરવાર કરવાનું જાણે આ નવલકથાએ માથે લીધું છે. પોતાનાં બાપની શીખામણ પ્રમાણે ચાલવા માટે બેટો પોતાથી બનતું કરે છે, પણ કુદરત તેના (બેટા) ઉપર ગલબો કર્યા વીનાં રેહતા નથી અને આખરે બેટો પોતાની દરેક મરજી તથા અનેક કોશેશ છતાં છેવટે કુદરતને આધીન થાય છે, અને એક સ્ત્રીનાં પ્યારમાં પડવાને તેની સાંમે એવા બળવાન સંજોગો ઉભા થાય છે કે આખરે તેને શરણુ થયા વીના ચાલતુંજ નથી એ આ વાર્તાનો પેહલ્લો ધડો છે. કુદરતની સૌથી ઉત્તમમાં ઉત્તમ બક્ષેસ એક સ્ત્રી છે, અને નહી કે તેણી ખાવીંદની જીંદગીને બરબાદ કરનારી છે, એ સિદ્ધાંત અતરે બહુજ સુંદર રીતે વાર્તામાં વળામાં વળાં વીંટલાવી પુરવાર કરવામાં આવ્યું છે. રાથ કે જે પોતાનાં બાપનાં મરણ પછી એકલો એક એકાંત ટાપુ ઉપર પડેલો છે અને જે પ્યાર શું ચીજ છે તે જાણતો નથી, તે અચાનક રીતે સ્ટેલાનાં પ્યારને વશ થાય છે અને તેણીથી તેનો બચાવ થાય છે, એટલુંજ નહી પણ તે સાથેસાથ માણુસાઇમાં આવે છે. એ ઉપરથી ત્યારે જણાય છે કે પ્યારનો પાઠ શીખ

વાને કોઇપણ મકતબમાં જવુ પડતું નથી. તે તો ખુદાઇ નુર છે, ખુદાઇ બક્ષેસ છે અને વધુ તો ખુદાનો એક અંશજ છે, અને સ્ત્રી મરદનાં જોડાણમાં કુદરતે એક ઘણીજ પવિત્રમાં પવિત્ર નેમ ધારી છે.

## પોતાના બાજુ–બળપર મુસ્તાક રહેનાર સ્ત્રીનો ઉમેદવાર.

"હકદારના હક" માં મેરી પોતાનાં નાનપણના સાથી એડવર્ડને ચાહે છે તે શાંને માટે? મેરીતું દીલ સારી ચાલ ચલણનાં એક ખડતલ ખાન દાની ભલા પણ ગરીબ જવાન એડવર્ડ ઉપર પેહલ્લાંથીજ દોડે છે. જો કે તેણી એક મોટા ઉમરાવ લોર્ડ હેથરલીની દીકરી છે છતાં તેણી એડવર્ડ જેવા એક ગરીબ પણ સંગીન ગુણો ધરાવનાર જવાન તરફ પોતાનાં દિલમાં પ્યારનો માળો બાંધે છે, ત્યારે બીજી ગમથી એડવર્ડ તેણીનાં બાપનાં કહેવાતા પૈસા મેળવવાની આશામાં તણી તરફ મોહબતનાં ગાંઠથી જોડાવા માંગતો નથી, પણ પોતે જાતે મેહનત કરી, દેશવટો ભોગવી, પોતાની પ્રીયાને માટે લાયક બનવા એકાંટ જંગલો ખેડે છે, અને જોકે તેમાં એકવાર નીષફૂળ નીવડે છે, છતાં તેથી તે હારી ખાતો નથી, તેનો સાચ્ચો પ્યાર તેને વધુ અને વધુ મુસીબતો ખેંચી રજકરોજી અને સુખનાં સાધનો માટે જરૂરનો પૈસો પેદા કરવાને હિમત આપે છે, અને જેમ ખુદા સર્વે સાચા પ્યારને સફલ કરે છે તેમ તે આ ગરીબ પણ આપ–બળ અને પોતાના બાજુબળ ઉપર મુશતાક રેહનાર એડવર્ડને અચાનક રીતે સોનાના ખાણનાં શોધથી તવગર બનાવી દે છે અને એડવર્ડ દીવસો સુધી પોતાનાં આંગનો પરસેવો ઉતારી સોનાના લાથા લઇ મગન અને મગરૂર થતો આખરે પોતાની પ્રિયાને આવી મલે છે.

હવે આપણો આજનો પારસી જવાન એવા એવા દાખલાઓ લઇ તેની નકલ કરી તેજ મુજબ ચાલે તો; પછી તેને માટે આપણને એક ટુકારો પણ કાઢવો નથી. પણ શું આજનો જવાન પોતાની પ્રીયાને લાયક થવા પોતાનું આંગ મેહનતમાં રગડોલી ખરા પસીનાનો પૈસો મેલવ્યા પછીજ એક સ્ત્રી હરી લાવવાની તકલીફ લે છે?

## બાપને માટે બેટીએ આપેલો પોતાના સુખનો ભોગ.

બીજો એક પસંદ કરવાજોગ દાખલો આપણને મી૦ "અદલ" ની ચોપડીમાંથી મલે છે. તે મેં ઉપર કહયું તેમ એડવર્ડની પ્રીયા મેરી હેથરલી તે લોર્ડ હેથરલીની બેટીનો છે. આ લોર્ડનો પોતાની બેટી તરફનો પ્યાર ઘણો જાણુવાજોગ છે. પણ બેટીનો બાપ તરફનો પ્યાર એથી પણ વધુ વખાણુવા જોગ છે. જયારે લોર્ડ હેથરલી ખોટી સલ્લાહે ચાલવાથી શેર સન્તામાં ખુહાર થાય છે. અને તેથી કરજદારીમાં ફસી પડેછે, ત્યારે એજ મેરી હેથરલી પોતાનાં બાપની આબરૂ કેવી-રીતે બચાવે છે તે આપણે તપાસ્યે. મેરીની હાલત ઘણી કઢંગી થઇ પડે છે. એક ગમથી તેણીનું દિલ એડવર્ડ તરફ છે. જયારે બીજી ગમથી લોર્ડ રેતન જેવા એક તવંગર ઉમરાવ સાથે પરણીને તેણીને પોતાનાં પિતા તરફની ફરજ બજાવવાની છે. અને મેરી આખરે પોતાના સુખનો ભોગ આપી, પોતાનાં બાપની આબરૂ સંભાલે છે. એવી જાતની ફરજની ફતેહ આપણું માન આ એક ગુણવંતી આપ-ભોગ આપનારી છોકરી તરફ ખેંચે છે. પણ કુદરતનો ભેદ ન્યારોજ છે. જે લોર્ડ તેણીની ઉપર દીવાનો થયો છે, તેની પોતાનીજ ચાલે

તેની છેવટે પડતી આવે છે અને તેનો નાશ થાય છે. તે અકાળ મોહતે મરે છે. અને મેરી બચી જઇને આખરે પોતાનાં આગળ ધારેલા અને તેણીને ખાતર જીવતોડ મેહનત કરી આવેલા, આશક એડવર્ડ સાથે પાછી જોડાય છે. એવી રીતે કુદરત લાયકને લાયક મદદ કરે છે. અને ભલી નિષ્ટાને સફલ કરે છે. આવા લગન સુખી નીવડે તેમાં શી નવાઇ? કુદરતનો તેમાં ગેબી હાથ હોય છે. અને તેવાં લગન કુદરતની પનાહમાંજ થયાથી પાર પડયા વિનાં રેહતાં નથી.

## એક કંગાળ લગન.

હવે એક ત્રીજાં લગનનો ચિતાર આપણુને મી૦ "અદલ" નાં રસીલાં પુસ્તકમાં મલે છે તે તરફ નજર નાંખ્યે. આ લગન નીતાનાં રાલફ સાથનાં છે. આ રાલફ જે પાછલથી લોર્ડ બને છે, તે પેહલાંથી નઠારી ચાલચલણને આધીન થવાથી પોતાની અશરાફ પરણેતર તરફ બેકદર અને બેવફા થાય છે. અને પોતે ઉમરાવપદ મેલવ્યા પછી જે પેહલું કામ કરે છે. તે પોતાની ગરીબડી બાયડી સાથના પહેલાં લગન છુપાવી, તેણીને દુખી હાલતમાં તજી દઇ, મેરી હેથરલી ને પરણુવાની બાજી રચવાનું છે. તે તેણીને છલકપટ અને ફેલફરેબથી પરણી જવાની તૈયારીમાં છે તેટલામાં તેની નીર્દોષ સ્ત્રી કે જે બીચારી મેહનત કરી પોતાનુજ પુરૂં કરતી નહતી, પણ પોતાનાં ધણીનાં ગરીબ વખતમાં તેનું પણ હોજરૂ ભરતી હતી એટલુંજ નહી પણ તેની મોજશોખ પણ પુરી પાડતી, તેણી તેને મલી તેની સાથે રેહવા માંગે છે, પણ રાલફ આ બીચારી નીર્દોષ પરણેતરને હાથ-તાલી આપી, એક બીજી ખુબસુરત છોકરી તે મજકુર મેરી હેથરલી સાથે પરણુવાનાં લોભમાં, નીતાનું ખુન કરવાને પણ ચુકતો નથી. આ જોડાંમાં એક ભલી નાર અને એક ચંડાલ ભરથારનાં ચિત્રો

મી૦ "અદલે" પોતાના ૩૧ માં પ્રકરણમાં ઘણી અચ્છી રીતે ચીતાર્યાં છે, જે વાંચનારનું ધ્યાન શેવટ સુધી ખેંચી રાખવાંને ચુકશે નહી

## આજનાં બરમુછયા બાંડા પારસી જવાનોની લગન કરવાંની રીત !

પ્યારનાં પાયા ઉપર રચાયલાં આગળા લગનોની સાથે આજે પારસીઓમાં સાધારણ રીતે થતાં લગનની હવે સેજ સરખામણી કરયે. આજનો પારસી પશ્ચીમ તરફની ઉંચી કેળવણી લે છે, પશ્ચીમ તરફનું સાહીત્ય, ત્યાંની નોવેલો, ત્યાંની ઉંચી કવીતાઓ, ત્યાંની ફીલસુફીને જાણે પોતાનો રોજીંદો ખોરાક બનાવે છે, જે જે અંગરેજી કેતાબો તે વાંચે છે, તેમાં તેને વેલાત મધે થતાં પ્યારનાં લગનનાં દાખલા ડગલે અને પગલે નજરે પડે છે. ત્યારે આપણો આજનો એક્કો ફાંકડો ફેશનેબલ પારસી જવાન સાધારણ રીતે કેવી રીતે પોતાની હંમેશની સાથી અને સુખ દુખની ભાગવણને લાવે છે? આગળ તો કેળવણી ઓછી હતી, આગળ તો નાની ઉંમરે માબાપો લગન ગોઠવી દેતાં, તે વેળા લગનો "સગવડ" (Convenience) નાં થતાં હતાં એમ સમજી શકાય પણ ત્યારબાદ જમાનો ફેરવાયો અને આપણા પારસી ભાઇઓએ સઘળી સાહેબ લોકની રીતીઓ ઉપર મોહી પડી તેની નકલ કરવા માંડી, તેઓ ડ્રેસમાંજ નહી, પણ વાત-ચીતમાં, મોજશોખમાં, ખાવા પીવામાં, અને શેવટે મુછ બોડાવી બાંડા બનવામાં સાહેબ લોકની રીતી અખત્યાર કરવા લાગ્યા છે. વળી તે સાથે સાહેબ લોકની માફક, બલ્કે તેમને પણ હઠાવી, મોટી મોટી ઉંમરવેર ઉખરા જેવા વધી જઇ કુંવારા રહેવા લાગ્યા. એક તો આ ગરમ દેશ મધે જીંદગીની દોરી થંડા દેશ જેટલી લાંબી નહીં, અને તે સાથે મોટી ઉંમરવેર કુંવારા રેહવાથી જે

નુકસાન થાય છે, તે તેઓનાં સુધરેલાં ભેજામાં ઉતરતુ નથી. જો તેઓ સાચા પ્યારનાં પાયા ઉપર સુધરેલા દેશની માફક લગન કરતા હોય, તો તેની જુદી વાત હતી, પણ આજે તો તેઓમાં પેટભરૂ કાજ–કરૂઓ મારફતે લગનનાં સાટાં હજી થોકાય છે. આગળ જેમ માબાપો પોતાનાં બચ્ચાંઓને પરણાવી દેતાં ; ત્યારે સામેવાળાના ખાનદાન, ઘરની રેહણી કરણી, રીતભાત તથા આબરૂદાર સલુકો તરફ જોતાં હતાં, ત્યારે આજે તો ફકત પેહેલી પુછપરછ પૈસા સંબંધી અને ફાળા સંબંધી થાય છે–પરણનારીનાં પોતાનાં ગુણ દોષ વિષે નહી પણ તેણીનાં બાપની દોલત વિષે થાય છે. જો એક બારગી પૈસાને બદલે ખુબસુરતીને પણ ચઢતી જગ્યા આપતા હોય તો જુદી વાત હતી, પણ ઘણીક વેળા પૈસાને ખાતર ખુબસુરતી તરફ પણ આંખ વીચામણા કરવામાં આવે છે, એ અફસોસની વાત છે. બીજી કેટલીક સારી નોવેલો માફક આ “ હકદારનો હક ” કેટલાક ખરા પ્યાર ઉપર રચાયલા લગનનાં દાખલા આપણી સનમુખ ધરે છે એ ખુશી થવા જોગ છે.

## ભાષા.

આ ચોપડી મધે એક પારસી કુટુંબમાં સાધારણ વપરાતી ભાષા વાપડી છે. અલબતાં તે કાંઇ કલાસીકલ ભાષા નથી, અને હોવી પણ જોઇયે નહી. એક વાર્તામાં જેટલી ઘરગતુ ભાશા વપરાય તેટલી વધુ બંધ બેસ્તી લેખી શકાય. પણ મી૦ “ અદલ ” ની ચોપડીમાં જરા વિભકતીઓની કેઠે ભેલમભેલ થયલી દીસે છે. તેથી કોઇ કોઇ જગ્યાએ અર્થ ઉકલાવતા વાર લાગે છે. વળી જોડણી તો જેવી આજની કેટલીક નોવેલોમાં વપરાય છે તેવી નજરે પડે છે. તદન શુદ્ધ જોડણીની પરખ કરવાને હજી વાંચક વર્ગનો એક નાનો ભાગજ

શકિતવાન છે, એટલે તે ઉપર અત્રે ઝાઝું ખ્યાણ આપેલું દીસ્તુ નથી.

## શેવટનાં સખુનો.

વાર્તા ઉપરથી જણાયછે કે હાલની મી૦ "અદલ" ની એક વાર્તા લખનાર તરીકેની શકતી ઘણી સારી છે, જે વખત જતાં અને વધુ વાર્તાઓ લખતાં ઘણી ખીલવાની આશા આપે છે. તેવણની આ પેહલ્લીજ મોટી નોવેલ જાહેરમાં મેલાઇ છે, તેને વાંચકવર્ગ તરફથી યોગ્ય ઉત્તેજણ મલતાં, વધુ અને વધુ-વાર તેવણ જાહેરમાં દેખાઇ દેવાની ઉમેદ ધરાવે છે. આજે વાર્તાઓ તરફનો ચાહ લોકોમાં એટલો બધો વધી ગયો છે કે તેને પુગી વળવા અનેક કલમ કશો બાહર પડે તેમાં નવાઇ નથી. વળી વાર્તાની ચોપડીએ પબ્લીશ કરવાને આપણા "પારસી મેકમીલન" મી૦ દીનશા કરકરયા પણ દીનપર દીન વધુ ઉલટ પકડે તેમાં પણ શી નવાઇ? એ તો બજાર થવાથી સોદો ત્યાં આવવોજ જોઇયે, અને ઉઠાવ પ્રમાણે ભરતી પણ હોવીજ જોઇયે. મી૦ દીનશાહ કરકરયાને આ લેખકને સગવડ કરી આપવા માટે ધન્યવાદ ઘટે છે. એવા એવા ઉમંગી પબ્લીશરો ઉપરજ લાયક ઉધરતા લેખકોનો આધાર રહે છે.

આ વાર્તામાં જે નવી ચીજ મારા જોવામાં આવી છે તે એ છે કે મી૦ "અદલે" પોતે અસલ વાર્તામાં ઘણાક નીતિ બોધક, અને આપણા દેશી સંસારને અનુસરતા ચાનક આપનારા સંખ્યાબંધ વીચારો આમેજ કરીને પોતાની વાર્તાની ખુબીમાં ઓરબી વધારો કીધો છે. તે સઘળી ખુબીઓ ટાળવી કાઠી અતરે લંબાણ કરવાની જરૂર નથી પણ વાંચનાર પોતેજ તે વાંચીને વખાણી શકશે. હું તો ફકત એટલુંજ કહીશ કે તમે એ વાર્તા પોતે વાંચી જુઓ, અને તમારી પોતાની ખાત્રી કરો.

ORB 71765



મેં તો તે ઘણી હોંષથી વાંચી છે, અને મને કેહવા વિના ચાલતું નથી કે આ વાર્તામાં એક પછી એક એવાં વળાં આવે છે કે તે મુકવા ગમતી નથી. મને પોતાને તે પુરી કરવાની એટલી તલબ થઇ કે તેણે મારા બીજા વધુ અગત્યનાં કામ પાછળનાં કેટલાક કલાકો ખુંચવી લીધા, અલબતા મી० "અદલ" ની હાલની કોશેશમાં કેટલીક ખાંમીઓ છેજ, જેમાંની કાંઇક મેં ખુલ્લાં દીલથી ઉપર દર્શાવી છે, છતાં સામટી રીતે લેતાં તેવણે એક એવી દીલ-જીત ચિત-આકર્ષક નોવેલ હાલ નવા જરથોસ્તી સાલને ટાંકણે બાહર પાડી છે, કે તે વાંચી રહ્યા બાદ વાંચનારનાં મોઢાંમાંથી સારોજ શબ્દ નીકળશે એમ હું માનુંછું. એટલુંજ કહી હું "હકદારનો હક" ને ઉત્તેજન આપવાને વાંચનારને વગર અચકવે ભલામણ કરીશ.



મુશકેલી અને હાદેસાઓનાં અનેક તબક્કાઓમાંથી

બચાવનાર,

જીંદગીની બળતી જોત તક મારી ચશમોને

દીપાવનાર,

હરેક સંકટો ખમી કેળવણી આપી મને આજની ઘડીએ

પુગાડનાર—

**મારા બેહેશત મુકામ પામેલા મુરંબીજી**

**પીતાજી નશરવાનજી,**

તમારી દુખી અશો અને પવિત્ર યાદમાં

**ગમખ્વારીનાં આંસુઓ સાથે—**

**આ નાનકડી કેતાબ**

**તમુને પુર માન અને મુરવતની લાગણીથી**

**અર્પણ કરૂં છું.**

**"અદલ."**



આ વાર્તાનાં લેખક, મા " અદલ.

# ફક્ત બે બોલ.

પ્રીય વાંચક,

શુક્રાનાં તે કીરતારનાં હઝરો હઝાર કે એક ચોપડી છપાવવાની મારી વરસોની ઉમેદ આજે બર આવી છે. જેમ ખલકતની શરૂઆત ખુદાથી છે તેમ મારી આ ચોપડી માટે શરૂઆતનાં બે બોલ હું તે દાદગરનું પવીત્ર નામ ધરીનેજ લખું છું.

પણ શું લખું ? આ ચોપડીની સીફારસમાં મારા માનવંત મીત્ર મી૦ રૂસતમ પેમાસ્તરે એવું તો ગળ્યું ગળયું લખ્યું છે, અને તે આ તમારા સેવકનાં ગળામાં એવું તો ઝપાટામાં ઉતરી ગયું છે, કે મારે માટે હવે કાંઇ લખવાનું ઘણુંજ થોડું બાકી રહ્યું છે. જ્યારે આ બાહોશ સાહીત્યનાં અભયાસીને આ ચોપડીનો દીબાચો લખવાની મી૦ દીનશા કરકરયા તરફથી એલતમાસ થઇ, ત્યારે મેં નક્કી વીચારી લીધું કે આ અપક્ષપાત લેખકને હાથે, મારી કલમની ખરેખરી કસોટી થનાર હતી, અને તેનું શું પરીણામ આવ્યું, તે આ પાસેનો "ઓળખ-પત્ર" વાંચીને મારા વાંચકોએ જોઇ લીધું હશે. આ ભાઇએ પોતાની બોહળી રોકાણ છતાં, જે અસાધારણ ધીરજ અને ખંત રાખીને આ વાર્તા છેવટ સુધી વાંચી છે, અને તેટલાજ ઉમંગથી એક લંબાણ દીબાચો લખી આપવાની બીન સ્વાર્થી તકલીફ લીધી છે, તે માટે એ ભાઇનો હું ઉપકાર માનું છું.

બીજું વધુ શું લખું ? ફક્ત એટલુંજ કે જે સંખ્યાબંધ કદરદાન ઘરાકોએ અગાઉથી પોતાનાં મુબારક નામ નોંધાવીને હમુને સંગીન ટેકો આપ્યો છે, તેવોજ આશરો જો હંમેશ

મલતો રેહશે, તો વળી વરશ એ વર્ષે એવીજ રીતે વાંચક વર્ગની સેવા બજાવવા હું પાછળ હઠીશ નહી.

છેવટે, મારે મી૦ દીનશા કરકરયાને ભુલી જવા જોઇએ નહી. આ સાહસીક અથોરનાનજાદા પોતાનાં નાનાં પ્રેસ છતાં જે એક પછી એક આંખે ઉડી વળગે એવાં સુંદર પુસ્તકો બાહર પાડયા જાય છે, જર અને ઝેહમતનો કાંઇ પણ ખ્યાલ કર્યા વગર, જે ઉમંગથી પોતાનું કામ યાહોમ આગળ વધાર્યા જાય છે, તે માટે ખરેજ એવણને શાબાશી ઘટે છે. અલબત એ મેહનતનાં બદલામાં એવણનાં ઓવારામાં પાણી તો ભરાતુંજ હશે, તો પણ હાલની લડાઇ છતાં જે હીંમતથી એવણ બાહર આવે છે, એ એવણનાં સાહસીક ખમીરની ગવાહી આપે છે, અને તમારા હાથમાં પડેલી આ ચોપડીનો સુંદર ગેટ-અપ જોતાં, આપણા મોઢામાંથી, મી૦ "આદીલ" નાં શબ્દમાં કહીયે તો કુદરતી રીતે એવાજ ઉદગાર નીકળી પડે છે, કે "ધન પારસી મેકમીલન, ધન તારૂં નામ."

| | |
|---|---|
| સુલતાન મનઝીલ<br>ચીરા બજાર,<br>મુંબઇ તા. ૧-૮-૧૭. | લી૦ આપનો દુવાગીર સેવક,<br>"**અદલ**" તે<br>**એદલજી નશરવાનજી દારૂવાળા.** |



# હમારી ચૌદમી સફર.

સાહીત્યનાં બગીચામાં આ હમારી ચૌદમી સફર છે. ઘણાં ટુંક વખતમાં ૧૪ પુસ્તકો પ્રગટ કરવા માટે હમો હમારા ભાઇબંધ લેખકોનાં, બુકસેલરોનાં, અને "ઢોંગ સોંગ" ચોપાન્યાના ઘરાકોના ઘણા આભારી છૈયે. કોણુ જાણે સાહીત્યનાં સેવક થવાનું માન હમારા નશીબમાં લખાયલું હશે કે કેમ તે હમુને જેટલું જોઇએ તેટલું આ કામ બીકટ લાગતું નથી, તે ખુદાની કરમ બક્ષેશથી જાણીતાં પેપરોએ જાહેરમાં અને બાતેનમાં હમારાં કામ તરફ મોટી પસંદગી જાહેર કરી છે એટલુંજ નહી પણ વાર્તાનાં પુસ્તકો ખરીદ કરનારા હમારાં "ઢોંગ–સોંગ" ચોપાન્યાનાં દીલસોઝ ઘરાકોની હમુને ઘણી સવખતની કીમતી મદદ મળે છે. વળી આપણી મુંબઇનાં જાણીતા બુકસેલરો, મેસર્સ કરાણી અને ત્રીપાઠી જેવા મોટા બુકસેલરોનો હમુને ખરેખર ઘણો મોટો ટેકો છે. અજબ જેવું તો એ છે કે આ બુકસેલરો નીયમીત લીમીટ શિવાય બીજા પ્રગટ કરનારાઓના પુસ્તકો ખરીદ કરતા નથી, પણ મી૦ દીનશા કરકરયાનાં મોટાં નશીબની વાત તો એ છે કે આ બન્ને બુકસેલર સાહેબોએ હદ કરતાંબી વધુ પુસ્તકો ખરીદ કરી હમુને ઘણો મોટો ટેકો આપ્યો છે. આ બન્ને સાહેબોનો ઉપકાર હમારે અત્રે ભુલી જવો જોઇતો નથી.

મી૦ "અદલ" ની આ વાર્તા હમારી પુરતી પસંદગી પામી ચુકી છે. હમારી પસંદગી વીના હમો કોઇપણ વાર્તાનાં જોખમમાં પડતા નથી એ જાણીતી વાત છે.

મી૦ "અદલ" એક ઉધરતા લેખક છે. ખુદરતે એવનને આપેલી બુદ્ધી ઘણી સારી છે અને હમુને આશા છે કે આ જવાન લેખક ભવિષ્યમાં સારા લેખકોની જગ્યા રોકશે.

હવે પ્રખ્યાત મી૦ પેમાસ્તર સાહેબને હમારે કેમ આભાર માનવો તેજ હમને સમજ પડતી નથી. એક ભલા અને દીલસોઝ તેટલાજ વીદવાન મી૦ પેમાસ્તરે આ ચોપડીમાં એક વીદ્વતા ભરેલો દીબાચો લખીને હમારી ઉપર જે મોટો ઉપકાર કર્યો છે તેની કદર હમારા વાંચનારાઓએ કરવી જોઇશે. પારસી કોમના જાહેર સવાલોમાં હમેશાં ઉલટથી ભાગ લેનારા આ ઇત્યાસનાં અભ્યાસી મી૦ પેમાસ્તર વકીલ ને આજે કોણ નથી ઓળખતું ? એક અરથીનીબી આશા વગર જે કોઇ સાહીત્યનાં સેવકો થાય છે તે સાહેબો આ દુન્યામાં પોતાનું સુખ અમર કરી જાય છે એટલુંજ નહી પણ તે ઉપર ખરેખર ખુદાનાં આશીર્વાદ ઉતરે છે.

માણેક પ્રિન્ટીંગ પ્રેસ,
ગ્રાંટરોડ,–મુંબઇ.
તા૦ ૧–૮–૧૭.

લી૦ સાહીત્યના સેવક,
**દીનશા એ. કરકરયા.**



# હકદાર નો હક
## યાને
# વિચીત્ર વારસો.

## પ્રકરણ ૧ લું.

વાંકુવરનાં ટાપુ ઉપર એક નાનાં ઝુંપડાંની બહાર એક જવાન પોતાનાં હાથમાં કોદાલી સાથે અસ્તપામતા સુર્ય તરફ નજર કરતો ઉભો હતો. આહ! સારા દીવસની થાક ઉતારનાર સમી સાંજનો તે ઠંડો સમો ખરેજ કુદરતની બલીહારી પ્રગટ કરી રહયો હતો.

તે આશરે અઢાર વરસનો એક ગબરૂ જવાન હતો. સરોવરૂ જેવો શીધો, ગરાસ્યા જેવો ઉંચો, હરણ જેવો ચપળ અને રાક્ષસ જેવો જોરાવર, આ જવાન પોતાની કાળી ભમ્મર જેવી આંખ્યો પોહળી પેશાની અને પોતાનાં ખુબસુરત તંદરોરસ્ત ચેહરા સાથે ખરેજ જવાનીનાં એક ખીલતા સ્વરૂપ મીસાલ ખીલી રહયો હતો. તેનું સુંદર માથું કરચલીવાલા વાલનાં ગુચડાંથી ભરાઇ ગયું હતું. પણ આહ! આટલો જવાન અને ખુબસુરત હોવા છતાં તેનો ચેહરો એવો તો ગંભીર અને શોકાતુર બની રહયો હતો કે તેનાં માથાં ઉપર ઉડતું બાઝ પક્ષી, અને તેનાં પગ આગળ પડેલો એક જબરદસ્ત કુતરો ગોયા તેની દયા

ખાઇ રહયાં હતાં તેને સાદા અને લગાર મેળાં કપડાં પેહડયાં હતાં, મગર તેનાં દમામદાર દેખાવ તરફ નજર કરતાં જોનારનાં મનમાં કુદરતી અજાયબી ઉતપન થતી કે તેની આકૃતી ઘડી તેને ઇનશાનનું જીવણુ બક્ષવા માટે આટલી બધી ફુરસદ કુદરત કેમ ફ્રાજલ પાડી શકી હશે? તે રાતનું ખાણું પકાવા લાકડાં ફાડતો હતો, પણ તેમ કરતાં અટકી જઇને આપણે ઉપર જોયું તેમ તે પોતાનાં હાથમાં કોદાલી સાથે અસ્ત પામતા સુર્ય તરફ નજર કરતો ઉભો હતો. પણ તેટલાં તો વળી તેની કોદાલીનાં ફડકાનો અવાજ બંધ થવાની કોઇ આતુરતાથી રાહ જોતું હોય તેમ તુરત અંદરથી કોઇનો અવાજ તેને કાને આવી અટડયો.

"રાથ!"

આ અવાજ ધીમો પણ ખુદલો અને તીક્ષણુ હતો. અને તે સાંભળતાંજ પેલો જવાન પોતાની કોદાલી એક ઝડનાં થડમાં ખોસીને તે ઝુપડામાં દાખલ થયો.

ઝુપડાનાં એક ખુણામાં એક દોસો નાના બીછાણા ઉપર પડયો હતો. જોકે તે એક મધ્યમ ઉંમરનો શખશ હતો, છતાં તેનાં પેલા જવાન જેવાજ કરચળીનાં બાલ તદન સફેદ થઇ ગયા હતા. અને તેનો ચેહરો એક એવા આદમીની યાદ આપતો હતો કે જે ઘડીભર પોતાની જીંદગીની લડત હિંમતથી ચલાવીને પાછળથી તેમાં હારી ગયો હોય! આ જવાન જેવુંજ તેનું એકવારનું રાથોડી આંગ, હવે તદન નાતવાન અને કમજોર બની ગયું હતું અને ટુંકમાંજ કહીએ તો મોહતનાં કાળા દેવે તેને હાથ લગાડયો હતો, કે જે હાથ ધીમેથી તેનાં

અંતકરણ તરફ લંબાઇને દાહેકાઓનો તેનો નીમકહલાલ થોકો બંધ પાડનાર હતો.

"મને બોલાવ્યો પીતાજી?" તે જવાને પુછયું.

તેનાં બાપે સેહેજ દોકું ધુણાવ્યું, અને પોતાના પટલા હાથની ઇશારત કરીને, તેને પોતાની પાસે બેસવા ફરમાવ્યું.

"હા" તે બોલીયો "હું ધારૂં છ કે હવે આ દુનીયાનો હું થોડાજ વખતનો પરોણો છેઉં, રાથ."

રાથે સેહેજ મોઢું કુમળાવ્યું. પણ જાણે પોતાની લાગણી દેખાડવાથી તેણે કાંઇ ખોટું કરીયું હોય તેમ તુરતજ તે તનાર બેઠો. અને પોતાનાં બાપની ચળકતી આંખો તરફ હીંમતથી જોયું.

"કાંઇ જોઇયેછ પીતાજી, પાણી આપું?"

"નહિ દીકરા મને હવે કશાંની જરૂર નથી. રાથ. હું મરી જાઉં તે અગાઉ હું એકવાર ફરીથી તારી તપાસ લેવા માંગુછ તું તૈયાર છે?"

તેણે પોતાના બાળ સરખા કીધા અને પોતાનાં બાપની છેલ્લી ઇચ્છા સમજવાને તઇયાર થયો.

"હા. પીતાજી."

"ઠીક. ત્યારે એક ઇનશાન કોણ છે?"

"એક પ્રાણી કે જે જો પોતે ચાહે તો પોતાને ફરેસ્તાઓની સંફમાં મુકી શકે, યા તો પોતાને જંગળી જાનવર કરતાં પણ બદતર બનાવી શકે."

તેનો બાપ પોતાના દીકરાના સુંદર ચેહરા તરફ જોતો એક પળ વાર ચુપ રહયો.

"વારૂં, એક ગ્રહસ્થ કોણ છે?"

"એક આદમી કે જે રાસ્તાને માટે ખુદા સીવાય બીજા કોઈ પણ માણસથી બીહતો નથી, કોઇ પણ અપળાને છેતરતો

નથી, સચ્ચાઇ અને પ્રમાણીકપણાને વળગી રહે છે, અને પોતાનાં વચન ઉપર એતેબાર રાખે છે." હીમતથી જવાબ મલ્યો.

"એક સ્ત્રી કોણ છે?"

"ઇનશાનને ખુદા તરફથી મળેલી એક સૌથી ઉત્તમ બક્ષેશ, અને તેના શ્રાપ."

"અને તેના શ્રાપ" તે મોટેથી બોલ્યો. "તારે જોઇયે તો મારી સઘળી નશીહત ભૂલી જજે, રાથ. પણ આ ત્રણ બોલ કદીબી વીસરતો નાં. ધ્યાણ રાખજે, બેટા, કે જો કે તું બીલકુલ લખી યા વાંચી જાણતો નથી, છતાં સઘળી મોટી મોટી ચોપડીઓનાં જ્ઞાન કરતાં તું આ ત્રણ બોલની નશીહતથી તારો બચાવ વધારે સારી રીતે કરી શકશે. ખુદાની ઇનશાનને સજા અને તેના શ્રાપ."

એક પળવાર તે ચુપ રહયો, અને ત્યાર પછી વધુ ધીમાં સાદે પાછું પુછ્યું.

"હું મરી ગયા પછી તુ શું કરશે. રાથ?"

તે જવાનના હોઠો સેહેજ ધ્રુજયા, પણ એક વાર ફરીથી તેણે લાગણીનાં સઘળા ચીન્હ દાબી દીધાં.

"હાંજ રેહવશ, પીતાજી, કારણ હું બીજું શું કરૂં, કયાં જાઉં?"

"લોકો મને ઘાટકી વીચારે," તે બોલીયો. "ભલે તેઓ મને ઘાટકી અને દીવાનો વીચારે. તેઓ કેહશે કે દુનીયાઇ મોજમજાહ બીલકુલ નહિ ભોગવવાનાં કરતાં તે ભોગવીને ખલાસ થઇ જવું એ વધારે બેહેતર છે. પણ હું તેમ વીચારી શકતો નથી. તું હા સુખી છે, રાથ? જો બરાબર વીચાર કર."

તે ચળકતી આંખ્યો એક પળ ચુંચી થઇ, અને રાથે ઘણીજ ગંભીરતાથી જવાબ આપ્યો.

"હા. પીતાજી,"

"અને હવે આ સઘળી જમીન જે અત્યાર સુધી આપણી હતી તે તારી એકલાની મતા બનશે બેટા, એજ તારી દુનીયાં છે. કુદરત કે જે નાનપણુથીજ તારી માતા બની છે, તે હવે તુંને જોઇતી દરેક ચીજ પુરી પાડશે. હમણા સુધી તો તું સુખી અને સંતોશી છે. રાથ, કેમ ખરૂં કેની?"

"હા. પીતાજી."

"અને હમણા સુધી તુંને બીજા દેશો, બીજા મરદ અને ઓરતોને જોવાની કાંઇપણુ જીજ્ઞાસા થઇ નથી?"

તે જવાને પોતાનું માથું ધુણાવ્યું, અને તે જોઇને તેનો બાપ સંતોશ પામેલો દીસ્યો.

"રાથ" તેણે આગળ ચલાવ્યું "જયારે હમણા તું બાહર હતો. ત્યારે તારી કોદાળીનાં દરેક ઠોકા સાથે હું વીચાર કરતો હતો કે મારી જીંદગીની સઘળી હકીકત હું તને કહી સંભલાઉં. પણુ મારા મગજમાં "ના" અને "હા" ની સખત લડાઇ પછી હું જોઇ શકુંછ કે "ના" એ "હા" ઉપર સરસાઇ ભોગવીછ. યાને હું એ ભરમ મારી છાતીમાંજ લઇને જઇશ. પણુ એટલું તો યાદ રાખજે બેટા કે મારી જીંદગીને બરબાદ કરનાર એક સ્ત્રી છે——" તે વધુ બોલતાં અટકી ગયો. "હું ઇચ્છુંછ. રાથ કે મારા ગયા પછી તારો એકાંતવાસ તોડવા ખુદા તારી આગળ એક સાથી મોકળી આપે. જો તે એક મરદ હોય તો તેને આવકાર દેજે. તેની ઉપર ભરોશો મુકજે અને તેનાં દુખ સુખનો ભાગીદાર બનજે, પણુ

જો તે એક સ્ત્રી હોય તો કદી—કદીએ તેણીની અરાસે જતો ના અને પેહેલ્લીજ તક મળતાં તેણીથી છુટો થવાની મજબુત કોશેશ કરજે. અને તારા બાપની દુખી હાલત યાદ કરજે."

"પણ પીતાજી. તમે તમારી દુખી હકીકત મને હજુણ જણાવી નથી." રાથ ગંભીરઅવાજે બોલીયો.

"નહિ. દીકરા તે હકીકત તો હવે મારી સાથેજ ઘોરમાં દતાશે. બસ મેં તને ચેતાવ્યોછ એજ ઘણું છે. બેટા, સ્ત્રીની પેદાયશ આ દુનીયામાં એક્કીવેળા ઇનશાનયત તેમજ સેતાનીયત લાવનાર તરીકે નીવડી છે. ઓહ! તેણીના આકારમાં એક એવી જાતની ધું‌ઇ ભરેલી છે, કે જેથી કયકાંઇ રાજપાત તારાજ થયાં છે. ખુનખાર લડાઇઓ જાગી છે, સેંકડો સુખી કુટુંબના ઘર ભંજાયાં છે, હઝારો આદમીઓએ પોતાનું તન, ધન, અને આબરૂ ઇઝત ખોઇ દીધી છે, અને તેણીનેજ ખાતર લખ્ખો આદમીઓ નાઉમેદી અને પશેમાનીની ગારમાં નાહકનાં ગબડી ગયાં છે."

"પીતાજી?"

"સબર. રાથ, સ્ત્રી એક ઝેરી સાંપ મીસાલ છે, અને જેમ તું એવા સાંપથી દુર નાશે, તેમ તેણીથી પણ તું બાર ગાઉ દુર નાશજે. કારણ એક સાંપ તો ફ્કત બદનનોજ નાશ કરે છે, પણ એક સ્ત્રી તો બદન અને આત્માં એ બનેનો નાશ કરનાર છે."

રાથ પોતાનાં બાપનાં આ શબ્દો અજાયબી અને દલગીરીની ભેગી લાગણીથી સાંભળતો હતો, પણ તેના ચેહરા ઉપરથી એવું માલમ પડતું હતું, કે તેણે આવી ચેતવણી અત્યાર અગાઉની મળી ચુકી હતી. તેનો બાપ હવે તદન થાકી

ગયો હતો, અને જો કે તે મુશકેળીથી દમ લેતો હતો, છતાં તેણે વધુ કાંઇ બોલવાની કોશેશ કરી.

"બેટા, જોઉં, ઉભો થા, અને મને તારી તરફ એક છેલ્લી નજર કરવા દે."

રાથ ખડો થયો, અને તેનો દમામદાર દેખાવ જોઇને તેનાં બાપનાં ચેહરા ઉપર ખુશાળી અને મગરૂરીનાં ચીન્હ ફરી વળ્યાં.

"હા, હું જોઉંછ કે ઇશ્વરે તારામાં પુરતી તાકાત મુકી છે. એ કઉવતનો તું રૂડો ઉપ્યોગ કરજે. પણ ખબરદાર. જર દેખી બેટા ઝુલતો નાં, જોબનથી તું ફુલતો નાં, ભેદ ભલા તું ખુલતો નાં, રે—દાતારને ભૂલતો નાં. રાથ તારા કમનશીબ બાપની છેલ્લી વેળાની એક એવી આરઝુ છે, કે દુનીયાઇ લંપટમાં લપેતાઇ જઇને ખુવાર થવાનાં કરતાં, આ એકાંત પણ બદીથી નીરાળા ટાપુ ઉપર રહીને તારી સાદી અને સુખી જીંદગી ખતમ કરવી."

તેનો અવાજ વધુ અને વધુ ધીમો પડતો ગયો, અને હવે તે બોલી પણ શકયો નહિ. કેટલોક વખત સુધી તે ચુપ પડી રહયો, અને હવે શું બનશે તેનાં ભયથી રાથ ઉંચે દમે બેસી રહયો. એકાએક તેનાં બાપનો ચેહરો ધાસ્તી અને હેબતથી કાળો મારી ગયો, અને જાણે તેને કોઇ મારવા આવતું હોય એવી રીતે તેને પોતાનાં દીકરાનો હાથ મજબુત પકડી લીધો.

"ઓ–ઓ–ઓ તેણીજ સામેથી આવેછ" તેને બુમ પાડી "નાહશ. રાથ નાહશ, છુપાઇ જા. ભરાઇ જા. કેહેબી દોડી જઇને આપણા સુખનો નાશ થતો અટકાવ. અરે તેણીની

આંખ, આકાર અને હોથમાં સઘળું ઝેર ભેળેલું છે. અને એ ઝેરથી આપણે મારીંયા જઇયે તે અગાઉ ચાલ રાથ આપણે દુર નાહશી જઇયે."

આટલું બોલતાં તે એક ઝટકા સાથે પોતાનાં બીછાણાં ઉપરથી એકાએક કુદી પડયો, અને એક છાકત માણુસની માફક આમતેમ દોળા ખાતો તે ત્યાંથી નાહસવા લાગ્યો. તુરતજ રાથે તેને પકડી લીધો, અને ફુળની માફક તેને ઉપાડીને પોતાની જગ્યા ઉપર પાછો લાવીને સુવાડયો.

એક વાર ફરીથી ત્યાં બીહામણી શાંતી ફેલાઇ. અને રાથ પોતાનાં પીતાને ગુજર પામેલો સમજીને ત્યાં ધુટણુ મંડીયે પડયો. અને તે પોતાની આંખમાં આસુઓ આવતાં સેહજમાં અટકાવી શકયો.

પણુ નહિ તેનો બાપ હજુણુ જીવતો હતો. થોડાક વખત પછી તેણે પોતાની આંખ એક છેલ્લી વેળા ઉંધાડી અને પોતાની આસપાસ નજર કરવા લાગ્યો.

"રાથ. તું કયાં છે? હું જાઉંછ—છેલ્લી સલામ—સાહેબજી. બેટા."

ખલાસ થઇ ચુકયું હતું. એક સેહજ ધુજરી, અને એક ધીમાં દચકાં સાથે તેણે પોતાનો પ્રાણુ તે કીરતારનાં હાથમાં સ્વાધીન કીધો.

એક પળ વાર રાથ પાતાનાં બાપનો ચેહરો જોતો સ્થીર ઉભો. તેની આંખમાં આંસુ આવ્યાં પણુ પોતે દેખાડેલી આ નબલાઇ માટે ગોયા હજુણુંજી તેનો બાપ તેને ઠપકો આપતો હોય તેમ તે તુરતજ બોલી પડયો.

"હું રડતો નથી પીતાજી, હું રડતો નથી."

"ત્યાર પછી તે પોતાનાં બાપનાં બીછાણા આગળ ધુટણ મંડીયે પડયો, તેણે એક છેલ્લુ નમન કરીયું, અને ત્યાં રાજ ચલાવી રહેલી ભયંકર ચુપકીદી તોડવા બારણાની બાહાર તેનો માનીતો કુતરો અને પક્ષીઓના સેહજ અવાજ સીવાય અફ્સોસ, ત્યાં કોઇપણ બીજું ઇનશાન હાજર હતું નહિ.

## પ્રકરણ ૨ જું.

શાંતી, ગમઘોર શાંતી! તેનાં બાપનાં ગુજરવા પછી જે ભયંકાર એકાંતવાસ રાથને ફાળે આવ્યો તે દરશાવવું ઘણું મુશકેલ છે. તેનો બાપ હવે તો સરોવરનાં ઝાડનાં છાંયા હેઠળ હંમેશગીની નીંદમાં સુતો હતો, જ્યારે રાથ માટે આ એકાંટવાસ જીવતી જીંદગી દરમ્યાન મોહતની શાંતી જેવો હતો. તેના માનીતા કુતરા સીવાય તે કોઇ પણ સાથે બોલી શકતો હતો નહિ. પોતાનો વખત પસાર કરવા તે સેહેજ પણ લખી યા વાંચી જાણતો હતો નહિ, અને ટુંકમાંજ તેના વીચારો સીવાય તેનું કોઇ પણ સાથી હતું નહિ.

પણ રાથ જો કે તદન એકલો હતો, છતાં તે સેહેજ પણ બીહતો હતો નહિ. દીવશનાં તો તેનો વખત લાકડાં ફાડવામાં, માછલી પકડવામાં, અને ખાણું પકાવવામાં ઠીક પસાર થઇ જતો હતો, પણ રાત્રે જયારે તે માછલી પકડવાની જાળ ગુંઠતો એક ઝુફ્તી બતી આગળ એકલો બેસતો હતો, ત્યારે વારંવાર તે જાળ તેનાં હાથમાંથી પડી જતી, અને તે પોતાના

ભુતકાળનો ખ્યાલ કરતો કલાકો સુધી સ્થીર બેસી રેહતો. એ ભુતકાળ! રાથની જીંદગીમાં તે કેટલો નાનો હતો? દરેક દહાડો, દરેક મહીનો, દરેક વર્ષ કોઇ વેળા એક અસાધારણ મોટા શીકાર સીવાય, કાંઇ પણ જાણવાજોગ બનાવ વગર, એક ધીમાં પાણીના રેળા માફક સડસડાત વહી જતો હતો.

તે કોણ હતો તેનો રાથને સેહજ પણ ખ્યાલ હતો નહિ. પણ તેનાં બાપે તેનાં મગજ ઉપર એટલું તો ઠેસવ્યું હતું કે તેઓ બંને "ગ્રહસ્થ" હતા, યાને સાધારણ જીંદગીમાં મળતા કોઇ ચોકકસ પ્રકારનાં આદમીઓ કરતાં તેઓ કાંઇ દરજજે ચઢીયાતા હતા. તે વધુ જાણતો હતો કે તે અને તેનો બાપ કાંઇ ચોક્કસ કારણસર પોતાનાં ખેશ, કુટુંબ અને દેશથી અળગ થઇને, આજે વર્ષો થયાં આ એકાંટ ટાપુ ઉપર આવી વસ્યા હતા; પણ આ ઉપરાંત રાથ બીજું કાંઇ પણ વધુ જાણતો હતો નહિ. તેને શેહર યા તો ગામડાંનો કાંઇ ઝાઝો ખ્યાલ હતો નહિ, પણ જયારે દર વરસની આખેરીએ બાજા દેશનાં "ઇનડયન્સો" તે ફળદરૂપ ટાપુની ઉપજ લેવા ત્યાં આવતા હતા, ત્યારે તેઓને મોંઢેથી દુનીયાદારીની વાતો સાંભળીને રાથ વારંવાર અજાયબ થતો કે આટલી બધી વસ્તીવાડી, મોજમજાહ, સચ્ચાઇ જુઠાઇ, દગો ફટકો, દુનીયામાં હસ્તી ધરાવતા હશે કે?

પણ રાથ જોકે સુધરેલી દુનીયાંથી બે માહીતગાર હતો. છતાં કુદરતનો તે એક બાહોશ અભયાસી હતો. તે દરેક પ્રાણી અને પક્ષીની રીતભાત જાણી રહયો હતો અને એક એવો પકકો નશાણબાજ હતો કે ગમે એવી ઉંચાઇએથી તે કોઇપણ પક્ષીને પોતાની "વીનચેસ્તર" બંદુક વતી એક તડાકે તોડી પાડતો હતો. વાદળાંની ચાલ ઉપરથી તે ત્રણ દીવસ

૭૧૯૬



અગાઉથી હવાનાં ફેરફાર કહી શકતો હતો અને ટુંકમાંજ કહીયે તો આ કુદરતનો ચેલો રાથ, એક એવા મજબુત બાંધાનો જવાન હતો કે જયારે રોજ સહવારે તે એક ઉંચી તેકડી ઉપરથી નીચે દરીયાનાં બરફ જેવા થંડા પાણીમાં દુબકી મારતો હતો, ત્યારે જો કોઇ ચીતારાએ તેને જોયો હતે તો જયાંસુધી તે રાથનો આકાર પોતાનાં કેનવાસ ઉપર ઉતારતે નહિ ત્યાંસુધી તે કદીબી જંપીને બેસને નહી.

એક દીવસે રાતે રાથ પોતાનાં ઝુપડામાં એક જાળ વણુતો બેઠો હતો મગર તેનું ધ્યાન કોઇ જુદેજ ઠેકાણે રોકાયું હતું. તેનાં બાપનાં એક સ્ત્રી માટેની ચેતવણીનાં છેલ્લા શબ્દો આજે તેનાં મગજમાં કાંઇ અજબ રીતે રમી રહયા હતા. અને જયારે તે આવા ધાસ્તીભરેલાં પ્રાણીની પેદાયશ માટે ખુદ ખુદાને ઠપકો દેતો બેઠો હતો, તેવામાં તેનો માનીતો કુતરો કે જે તે વેળા તેનાં પગ આગળ બેઠો હતો, તે એકાએક આમતેમ દોડવા લાગ્યો.

"શું છે. કાર્લ?" રાથે તુરત પુછીયું.

પોતાનાં શેઠનો અવાજ સાંભળતાં તે વફાદાર પ્રાણી જવાબમાં બારણા આગળ જઇ ઉભું રાથે ધીમેથી તે બારણું ઉઘાડયું અને આહ, શું તે એકાંટ ટાપુ ઉપર કુદરતની બલીહારી! ગંભીર શાંતી, અને આસપાસની લીલોતરી અને ફૂળફૂળાદી વચ્ચે રાથનું ઝુપડું જાણે પરસ્તાનમાં એક પવિત્ર સાધુનાં ઝુપડાં જેવું દીસ્તું હતું. રોશન માહતાબનાં નરમ રૂપેરી કીરણો ચોતરફ પથરાઇ રહયાં હતાં, પણ જયારે તે કીરણો દરીયાનાં શાંત પાણી ઉપર પડતાં હતાં, ત્યારે જાણે દરીયાની સપાતી ઉપર એક જબરદસ્ત રાક્ષસ, કોઇ

નહિ જણાયલા પોતાનાં દુશમનને જેર કરવા, પોતાની તેજી તલવાર પ.ણી ઉપર અસાધારણ ઝડપથી ફેરવતો હોય, એવો ત્યાં રૂપેરી ઝલઝલાત મચી રહયો હતો. આવી ચંદની રાતની ખુબી રાથે વારંવાર નીહાળી હતી, અને આજે પણ જયારે એકવાર ફરીથી તે આ દેખાવ નીહાળતો ઉભો હતો, ત્યારે તેને પેદા કરનાર માલીકની કરામત માટે તેનાં મોઢાંમાંથી વખાણનો એક ધીમો "આહ" નો શબ્દ નીકળી પડયો.

કાર્લ જમીન સુંઘતો તે ઝુપડાંની બાહાર દોડયો. તેને ઝુપડાંની આસપાસ એક આખો આંટો લીધો, અને ત્યાર પછી જાણે સંતોશ પામ્યો હોય એવી રીતે ગુપચુપ પોતાનાં શેઠનાં બીછાણા નીચે જઇ ઉભો. રાથ પણ હવે પોતાનું કામ બાજુ મુકીને બીછ.ણે ગયો, પણ નહિ, તકયા ઉપર માથું મુકતાં એક પળ વારમાં નીદ્રાદેવીની ગોદમાં જનાર આ જવાન, આજે ઉંઘ વગર આમતેમ તરફડયાં મારતો હતો. આખરે તેને સેહજ ઝોંકો આવ્યો, પણ એકાએક તે કાંઇ ભેદી અવાજથી પાછો ચોંકી ઉઠયો.

તેણે રાતની આવી ચુપકીદી દરમ્યાન કોઇ ઇનશાનનો મદદ માટેનો અવાજ સાંભળ્યો હતો. અર્ધ અભેતાયલી હાલતમાં તે આ અવાજ પાછો સાંભળવાની આશા રાખતો બેઠો, અને એો, તેજ દયામણો અવાજ પાછો સંભળાયો. કાર્લે પણ તે અવાજ સાંભળ્યો હતો, કારણ તે પણ હવે પોતાનાં કાણ ઉંચા કરીને અને પોતાની નજર દરવાજા ઉપર ઠેરવીને સ્થીર ઉભો હતો. એક કુદકા સાથે રાથ પોતાનાં બીછાણા ઉપરથી કુદી પડયો, અને પોતાનાં હાથમાં એક પીસ્ટોલ લઇને કાર્લ સાથે બાહાર પડયો.

ત્યાં કોઇ પણ આદમી નજર પડયું નહિ, પણ તેજ પેલોજ દયામણો અવાજ પાછો સંભળાતાં રાથને માલમ પડયું કે તે અવાજ દરીયા તરફથી આવતો હતો. ઝડપી કદમે તે કીનારા તરફ દોડયો ત્યાં પડેલા પોતાનાં એક મછવામાં કુદી પડયો, અને પેલા અવાજની દીશા તરફ હંકારવા માંડયું. આગળ વધતાં રાથે એક સાધારણ કદનો મછવો પોતા તરફ ઘસડાઇ આવતાં દીઠો. તેમાંથી મદદ માટેનાં પુકાર ચાલુ પડતાજ ગયા, પણ અફસોસ દર પુકારે તે અવાજ ધીમો અને ધીમો પડતો ગયો. જાણે તે પુકાર કરનાર ધણી દરેક બોલ સાથે પોતાની તાકાત પણ ગુમાવતો જતો હોય.

મછવાની નજદીક આખરે જઇ પુગતાં રાથે ખલાસીનાં પોશાકમાં એક છોકરાને પોતાનાં હાથમાં હલેસાં સાથે ઉભેલો દીઠો. તેનો ચેહરો ધાસ્તી અને નીરાશીથી તદન ફીકકો પડી ગયો હતો, પણ રાથને પોતાની તરફ આવતાં જોતાં તે ચેહરો એક પળ વાર ખુલી ગયો અને આશાનાં ચીન્હો ત્યાં ખીલી નીકળયાં. ખુશાળીની એક તીણી ચીસ સાથે તેને રાથને પોતાની તરફ આવવાની ઇશારત કરી અને તેની તરફ પોતાનાં બંને હાથ લંબાવ્યા.

"શુક્ર ખુદા" તે બોલ્યો, "આહ! આખરે આપણે બચવા પામ્યાછ, મદદ માટે કોઇ ફ્રેશતો પુગોછ."

રાથ તે મછવામાં કુદી પડયો.

"શુક્ર ખુદા" પેલો જવાન પાછો બોલ્યો, "પણ ઓહ, શું આ સઘળું ખરૂં છે કે માત્ર સ્વપનું છે? અરે મેં સ્વપણામાં વારંવાર જોયું છે કે આખરે હમે કીનારા ઉપર ઉતરીયાં છીએ, અને કોઇએ હમુને મરતાં બચાવ્યા છે. બોલ

ઓ ફ્રેસ્તાઇ મર્દ, તારી ઝબાન ખોલ કે તું લોહી અને માંસનો બનેલો એક જીવતો જાગતો ઇનશાન છે કે મારી સ્વપનાઇ નજરમાં એક ઠાલી ખ્યાલ છે."

આટલું બોલતાં તે ખલાસી છોકરાએ રાથનાં બંને હાથ પકડી લીધા, અને તેની તરફ અતી આજીજી ભરેલી રીતે જોવા લાગ્યો. રાથને તે જવાનની દયા લાગી. હા, વાંચનાર, જ્યારે તેનાં માનીતા કુતરા કાલનો એક પગ ભાંગી ગયો હતો ત્યારે જેટલી દયા અને દલગીરી તેનામાં પેદા થઇ હતી તેનાં કરતાં પણ વધારે દયાથી રાથ હમણા આ ખલાસી છોકરાને ટીકતો ઉભો. પણ એકાએક જાણે તેને કાંઇ વ્હારૂં આવ્યું હોય તેમ તેને પોતાનાં હાથ આ છોકરાનાં હાથમાંથી ખેંચી લીધા તે છોકરો "હમે" કરીને બોલ્યો હતો, અને તે મછવાની આસપાસ નજર કરતાં તેણે ખુણામાં એક સફેદ ચાદર તળે કોઇ બીજો આકાર દીઠો.

રાથ ત્યાં ગયો, અને તે ચાદર ઉપાડી તો—ઓ અજાયબી! બીજીજ પળે તે ચાદર તેનાં હાથમાંથી પડી ગઇ, અને એક કુદકા સાથે તે બે કદમ પાછળ હઠયો.

કારણ તે ચેહરો અને આકાર એક સ્ત્રીનો હતો!

અતયંત ગુંચવાયલી હાલતમાં રાથ એક પળ ત્યાંજ ઉભો, પણ ત્યાર પછી તે કાંઇ મક્કમ વીચાર કરીને ગુપચુપ પોતાનાં મછવામાં કુદી પડયો, તેને બાંધેલું દોરડું છોડી નાખ્યું, અને કીનારા તરફ પાછું હંકારવા માંડયું.

"ઓ સબર–સબર, ના જાવ, હમુંને છોડી નાં દો." રાથની આવી અસાધારણ વર્તણુક જોઇને પેલા છોકરાએ અતયંત નાશીપાસીથી બુમ પાડી. "અરે હમે મરી જઇશું, હમે મરીયેછ. બચાવ, બચાવ."

પેલી સ્ત્રીએ સેહેજ દચકું ખાધું, અને તે છોકરો તેણી તરફ ફરીયો.

"મમાં, મમાં, આપણને બચાવા હમણાં એક જવાન ત્યાં આવ્યો હતો, પણ તે કાંઇ ન જણાયલાં કારણસર પાછો ચાલી ગયો છે. મમાં વ્હાલાં મમાં, હવે આપણું મોહત નજદીક આવ્યું છે, કારણ હલ્લેસું મારવાને હવે હું તદન નાતવાન છું, આવી વીપ્તી ખમવાને હું તદન અશકત છું."

મોહતને શરણ થવા માટે તે નાજુક હાથ આસમાન તરફ ઉચકાયા, અને "યા ખુદા" નો એક ઉંડો નીસાસો તે છોકરાનાં મોઢાંમાથી નીકળી પડયો. રાથે તે અવાજ સાંભળયો, અને તેનાં અંતકરણમાં જાણે એક તીર લાગ્યો હોય તેમ તે સેહેજ દગદગયો, પણ પોતાનું મન પાછું સખત કરીને તેણે કીનારા તરફ આગળ અને આગળ હંકારવા માંડયું.

તે મછવામાં એક સ્ત્રી હતી—એક પ્રાણી કે જેનાથી હરદમ દુર રેહવાને તેનાં બાપે તેને ફરમાવ્યું હતું તે મછવો હવે પાણીનાં રેહમાં ઘસડાઇ જશે, પાણીનો રેહ તેને પેલા ખડક તરફ ઘસડી જશે, તે મછવો ખડક સાથે અટડશે, અને—અને બીજા પા એક કલ્લાકમાં પેલી અબલાનો નીકાળ થઇ જશે—કારણ આવાં ભયભરેલાં ઇનશાનને દુનીયાંમાં જીવવાનો હકજ શો છે?

પણ તેણીની સાથે પેલા ફીક્કા ચેહરાનો જવાન પણ મરી જાય એ વીચારવું સેહજ મુશકેલ હતું. રાથે પોતાનું દોકું ધુણાવ્યું, અને વીચારવંત હાલતમાંજ કીનારા ઉપર આવી પુગતાં તેને કાલને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. પણ નહિ તે મુગું પ્રાણી આજે પેહેલ્લીજ વાર પોતાનાં શેઠને

નાફરમાન થવાની સરકશી કરી રહ્યું. કીનારા ઉપર પાણીમાં ઉભો રહીને કાર્લ વારંવાર તે મછવા તરફ નજર કરતો, અને ત્યાર પછી અતી આજીજી ભરેલી રીતે પોતાનાં શેઠ તરફ નજર કરતો. જાણે તે એવું કેહવા માંગતો હોય કે તેને પેલા ઇનશાનોપર રેહેમ કરવી; પણ રાથે પોતાનો વીચાર ફેરવ્યો નહિ અને તે મુંગાં માણીની કાંઇ પણ દરકાર ન કરતાં તે મક્કમ પગળે પોતાના ઝુપડાંમાં દાખલ થયો.

તુરતજ તે પોતાનાં બીછાણા ઉપર પડયો અને ઉંઘવાની કોશેશ કરી, પણ પેલા ખલાસી છોકરાનો નાજુક આકાર, અને તેનો દયામણો અવાજ તેને ઉંઘાવા દે એવો સંભવ હતો નહિ.

"કોણ જાણે તેઓ કયાં ઘસડાઇ જશે" રાથ બડબડયો "પણ હું ધારૂંછ કે તેઓને જોવામાં કાંઇ અડચણ નથી. હા, સબર ઠીક વીચાર આવ્યો."

તે પાછો પોતાનાં ઝુપડાંની બાહર દોડયો, અને ઝડપી કદમે કીનારા તરફ ચાલવા માંડયું. કાર્લ હજી પણ ત્યાંજ ઉભો હતો, અને પોતાનાં શેઠને ત્યાં પાછો ફરેલો જોઇને તે પોતાની પુછડી હલાવતો રાથ સાથે તે મછવામાં પાછો કુડી પડયો. તેઓ આગળ વધ્યા, અને રાથને માલમ પડયું કે તે મછવો હવે તદન દામાડોળ હાલતમાં આમતેમ ઝુલતો હતો, અને પેલો છોકરો પણ જીવવાની હવે સઘળી આશા છોડી દઇને પોતાનો ચેહરો તેનાં બંને હાથમાં છુપાવીને રડતો હતો.

"હો!" રાથે ત્યાં જઇ પુગતાં બુમ પાડી.

એક વાર ફરીથી પેલા છોકરાના ચેહરા ઉપર ખુશાળીનાં ચીન્હ ફરી વળયાં.

"અંદર આવ, છોકરા" રાથ પોતાનો મછવો તે મછવાની નજદીક કરતાં બોલીયો.

તે છોકરાએ તેની તરફ નજર કરી અને ત્યાર પછી પોતાની મા તરફ ફરીયો.

"મમાં" તે આતુરતાથી બોલીયો "મમાં આપણને બચાવનાર પાછો આવ્યોછ. ઉઠો મમાં, તે આપણને પોતાનાં મછવામાં લેવા માંગેછ. ધીરે સમાળો."

"નહિ તું એકલોજ આવ" રાથે વાંધો ઉઠાવ્યો. "હું તેણીને બચાવી શકતો નથી.

"તમે દીવાના છો" ગમે એવી નાતવાની છતાં પણ તે છોકરો ગુસ્સાથી બોલીયો "તમે મારાં મમાંને કાંય નહિ બચાવતા?

"કારણ તેણી એક સ્ત્રી છે" ભેદ ભરેલો જવાબ મલ્યો.

"ઓહ, ત્યારે આખરે તો આ સઘળું સ્વપણું છે" તે છોકરો પોતાનાં મનથી બોલતો સંભળાયો "ઓ મોહત આવ, અને હમો બંનેનો આવી હાલતમાંથી છુટકો કર ખુદા, ખુદા."

એક વાર ફરીથી રાથના દીલમાં દયાનો ઝટકો લાગ્યો. તેનાં ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો, તેની આંખ્યો ચમકવા લાગી, અને તેનાં અંતકરણમાં દયા અને વેહમ વચ્ચે એક મજબુત લડત પછી, તે પોતાનાં મછવાની છેક નાકેની કીનારી તરફ જઇ ઉભો, તેઓ બંનેને નીચે આવવાની ઇશારત કરી, અને બીજીજ પળે આ મા દીકરા રાથનાં મછવામાં કુદી પડયાં.

કીનારા ઉપર આવી પુગતાં રાથે પેલા છોકરાને હાથ આપી નીચે ઉતારયો, અને પેલી સ્ત્રી તરફ ધીક્કારની એક નજર કરીને રાથ તે મછવો પાછો દરીયામાં હડસેલી દેવાની અણી ઉપર હતો, પણ તેનો આ વીચાર સમજી જતાં તુરતજ પેલા છોકરાએ તેનો હાથ પકડી લીધો.

"ઓ નહિ નહિ, હું મારાં મમાં વગર કદીભી જીવી શકીશ નહિ. મમાં ચાલો આવો, હીંમત ધરો.

અને આટલું બોલતાં તે છોકરો પાછો મજાવામાં કુદી પડયો, અને પોતાની માતાને મદદનો હાથ આપીને તેણીને સહી-સલામત કીનારા ઉપર ઘસડી લાવ્યો.

માતા! આહ તે પાક, પનોતું પ્યારૂં નામ કોણ કમનશીબ ફરઝંદને વ્હાલું ન હોય? તેણીને હરએક અકસ્માત યા મુશકેલીથી બચાવા કોણ નાફરમાન ઘાટકી સંતાન પોતની જીંદગીનાં જોખમે પણ તઇયાર ન થાય?

રાથનું હંમેશનું શાંત ઝુંપડું આજે કાંઇ નવી રોશની ફેંકી રહ્યું હતું. ઓરડામાં એક મોટી બતી જળતી હતી, બાજુમાં એક પલંગ ઉપર પેલી સ્ત્રી ઉંઘમાં પડેલી હતી, અને તે ખલાસી છોકરો રાથને તેઓનું ખાણું પકાવવામાં મદદ કરવા માટે આમતેમ દોડતો હતો. કાલૅ પણ પોતાનાં શેઠનાં આ બે નવા પરોણાઓને અજાયબીથી જોઇને દોડાદોડ કરી રહયો હતો, અને તેઓની સગવડને માટે સઘળી ગોઠવણ ખલાસ કરીયા પછી રાથ આખરે બારણા તરફ ફરીયો.

"તમે જાઓછ?" પેલા છોકરાએ પુછીયું, "ઓ હમારે લીધે તમુને કેટલી અડચણ ખમવી પડેછ. તમે તમારૂં બીછાણું મારે માટે રાખ્યું છે પણ કાંઇ નહિ હું તો લ્યાં ભોંયપર સુવસ."

"નહિ" રાથ ગંભીર અવાજે બોલીયો, "મને સુવા માટે ઘણી જગ્યા છે. આ મારો કુતરો તમારી આગળ રેહશે."

તે છોકરાએ શેકહેંડ કરવા પોતાનો હાથ લંબાવ્યો, પણ રાથ કે જે આવી સાધારણ રીતભાતથી પણ અંજાણ હતો, તે આ હાથને અજાયબીથી જોતો ઉભો.

"તમે મારો હાથ લઇ મને શેકહેંડ કેમ નહિ કરતા?" તે છોકરો નરમ ઠપકા ભરીયા અવાજે બોલીયો.

રાથે તે નાનો હાથ પોતાના રાથોડી હાથમાં લીધો, એક પળ તે પકડી રાખ્યો, અને ત્યાર પછી પેલી સ્ત્રી તરફ એક ભેદી નજર કરીને પોતાનાં ઝુપડાંની બાહર ધીમાં કદમે ચાલી ગયો.

## પ્રકરણ ૩ જું.

બાકીની રાત રાથે પોતાનાં ઝુપડાંની બહાર પસાર કરી પેલા ખલાસી છોકરાનો સુંદર ચેહરો, તેનો નાજુક આકાર અને તેનો મીઠો સાહદ રાથે ઉંઘમાં પણ જોયો અને સાંભળ્યો અને જ્યારે સહવાર પડતાંજ તે પોતાનાં ઝુંપડાં તરફ પાછો ફરીયો, ત્યારે તેણે પેલા ખલાસી છોકરાને હસતે ચેહરે તેને આવકાર આપવા દરવાજા આગળ ઉભેલો દીઠો.

"હું તમુને જોઇ ખુશી છું" રાથને જોતાં તે છોકરો બોલીયો.

"કાંય?"

"કારણ મને બીક હતી કે તમે મને અને મારાં મમાંને હયાં એકળાં મુકી કેઠે ચાલી જશો" તે છોકરો સેહેજ અચકાતાં બોલીયો "પણ હવે ખરેજ હું તમુને જોઇ ખુશી છું. ચાલો આવો આપણે સાથેજ નાસ્તો લઇએ."

અને આટલું કહીને તે રાથનાં હાથમાં નાસ્તાનો સઘળો અસબાબ આપીને તે ઝુપડાંની સેહેજ દુર એક ઝાડનાં છાયાં હેઠળ જઇ બેઠો.

"મને પેલી સાકર આપશો?" તેઓ બંને ગોઠવાતાં તે છોકરાએ કહયું.

રાથ ચુપચુપ તેનાં હુકમને તાબે થયો, જો કે આ છોકરો તેનાં કરતાં વધારે જવાન અને નાનો હતો, છતાં અત્યારથીજ તે આ છોકરાને માનની લાગણીથી જોતાં શીખ્યો હતો.

આખરે ચાહ તઇયાર થઇ અને પેલો છોકરો કે જે રાથને છુપી રીતે નીહાળતો બેઠો હતો તેણે એક ધીમો નીસાસો નાખ્યો. કારણ રાથ જોકે આ જંગળી ટાપુ ઉપર અર્ધ જંગળી હાલતમાં રેહતો હતો, છતાં તેના ધબછબ અને ખાવા પીવાની રીત ઉપર તે કોઇ ઉંચ ખાનદાનનો નબીરો હોય એવું માલમ પડતું હતું.

"આ ટાપુંનું નામ શું?" તે છોકરાએ પુછયું.

"એને આશરાનો ટાપુ કહે છે."

"આશરાનો ટાપુ? કેવું અજાયબ જેવું નામ? મને લાગેછ કે આ ટાપુ સાથે કાંઇ ભેદ સમાયલો હોવો જોઇએ. એને આવું વીચીત્ર નામ કોણે આપ્યું?"

"મારા પીતાએ."

જાણે કોઇ નવા અદમીની હાજરીથી તે અંજાણ હોય એવી રીતે તે છોકરાએ પોતાની આસપાસ નજર કરી.

"નહિ. મારા પપા તો ગુજરી ગયાછ" રાથ તુરતજ બોલીયો.

"ત્યારે તમે આ ટાપુ ઉપર તદન એકલા રહોછો?"

"હા, હું મારા પીતાનાં મરણ પછી હયાં તદન એકલો છું."

તે છોકરો ચોંકયો.

"ઓહ કેવું ભયંકર અજબ છે કે તમે તમારો વખત

કેમ પસાર કરોછ!"

"મારે માટે હયાં પુરતું કામ છે" રાથે કહયું "મારા પીતા બોલતા હતા કે જીવવાને માટે આપણુને ખાવું જોઇયે. અને ખાવાને માટે મેહનત કરવી જોઇયે, અને તેથી હું આખ્ખો દહાડો મેહનત કરીનેજ મારો વખત પુરો કરૂંછ."

"અને શિયાળામાં સાંહજ પછી જયારે તમે કાંઇપણુ કામ કરી શકતા નથી ત્યારે તમે શું કરોછ? હું ધારૂંછ કે કાંઇ લખી વાંચીને તમારો વખત પસાર કરતા હશો!"

"નહિ, મને લખતાં વાંચતાં સેહજ પણુ આવડતું નથી." જરાપણુ શરમાયા વગર રાથે તુરત જવાબ આપ્યો.

અને વાંચનાર લખી વાંચી જાણી ચોરી લુચ્ચાઇ કેમ કરવી તેનું જ્ઞાન મેળવવું એનાં કરતાં તો રાથનાં જેવો એક અર્ધ જંગલી આદમી દઝણુગણો બેહતર છે.

"એ ખરેજ તમારે વીશે દરેક ચીજ મને અજાયબ કરેછ." તે છોકરો ગુંચવાતાં બોલીયો "છતાં તમે મને એક ગ્રહસ્થ જેવા દીસોછ."

"હા, મારા પીતા કેહતા કે લખી વાંચી જાણુવા વગર પણુ એક આદમી પોતાની સારી ચાલચલણુ અને રીતભાતથી એક ગ્રહસ્થ થઇ શકેછે."

"તમારૂ નામ શું?" થોડીક ચુપકીદી પછી તે છોકરાએ પુછીયું.

"રાથ રેન."

"રાથ રેન! કેવું સુંદર નામ?"

"અને તમારૂં નામ?" રાથે પુછીયું.

"જાણે આ સવાલ તેને સાંભળ્યોજ ન હોય એવી રીતે તે છોકરો વીચારવંત ઢબે પોતાનાં પગ તળેનું ઘાસ ખેંચતો બેઠો.

"તમે હયાં કેટલો વખત થયો રહોછ?" પાછો સવાલ પુછાયો.

"મારી બચગીના સઉથી શરૂઆતના વર્ષથી."

"હયાંજ જનમયા હતા?"

"મને. ધ્યાણુ નથી. પણ હું નહિ ધારતો."

"ઠીક, અને હવે એક છેલ્લો સવાલ હું તમુને પુછીશ પણ મને નહિ લાગતું કે તે સવાલ તમુને ગમશે!"

"મને નહિ ગમશે તો હું તેનો જવાબ નહિ આપીશ. છોકરા" રાથ ગંભીર અવાજે બોલીયો.

"ત્યારે હું એમ પુછું કે ગઇ રાતે તમે મારાં મમાંને બચાવા નારાજ કાંય હતા?"

"એ સવાલ મને નથી ગમતો."

"ત્યારે તો તમે દીવાના છો" પેલો છોકરો ગુસ્સાથી બોલીયો.

'તારે ગમે તે ધાર છોકરા, પણ એક સ્ત્રી મને નથી ગમતી. જોકે તારા મમાને માટે મને સેહેજ પણ દીલસોજી નથી. છતાં હું તુને મેળવવાથી ઘણો ખુશી છું."

રાથે તે છોકરાનો હાથ પોતાનાં હાથમાં લીધો, થોડીક પળ તેને બારીકીથી તપાસ્યો, અને ત્યાર પછી પોતાનાં રાથોડી હાથ સાથે સરખામણી કરતાં બોલીયો.

"તારા હાથ કેવા નરમ અને સુવાળા છે? જો, આંય તારાં નખ પણ કેવા જીણા અને શેપદાર છે."

તે છોકરાનાં ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો, અને તુરતજ તેને પોતાનો હાથ રાથનાં હાથમાંથી ખેંચી લીધો.

"અને તારો ચેહરો પણ મારા કરતાં કેટલો નાનો અને ખુબસુરત છે?" રાથ સેહેજ હસ્તાં બોલીયો.

એક પળ ત્યાં ચુપકીદી ફેલાઇ.

"તારા બાલ પણ કેવા નરમ અને રેશમી છે! મારા અને મારા પીતાનાં કરતાં તો તે તદનજ જુદા છે, છોકરા એમ કેમ કે તું દરેક બાબદમાં મારાથી કાંઇ જુદીજ કીસમનો આદમી દીસેછ?" રાથે અજાયબીથી પુછીયું.

તે છોકરાનાં ચેહરા ઉપર એકવાર ફરીથી રતાશ ધાઇ આવ્યો, તેની ઝીણી આંખ્યો ચમકવા લાગી, એક પલવારમાં તે રાથની બાજુમાંથી ઉભો થયો, અને રાથની તરફ પોતાનાં લાબાં ભવા ઉંચકીને બોલીયો.

"પણ-પણ હું કાંઇ છોકરો નથી, હું તો એક છોકરી છું."

જાણે તેનાં પગ આગળ એકાએક તોપનો ગોળો ફુટો હોય, તેમ રાથ પગથી તે માથાં સુધી ચોંકયો, અજાયબીથી તેનું મોઢું ઉઘડી ગયું, ગુસ્સાથી તેનાં ભવાંનો ચીલ્લો ચઢયો, ખાસ્સા બે ત્રણ કદમ તે પાછળ હઠયો. અને ત્યાર પછી પોતાની સાંમે ઉભેલા આકાર તરફ તીરસ્કારની એક નજર કરીને તે ત્યાંથી ચાલી-દોડી-ગોયા ઉડીજ ગયો.

## પ્રકરણ ૪ થું.

તે છોકરી—કારણ તેણી એક છોકરીજ હતી—પોતાની નજર સામેથી ગુમ થતાં રાથનાં આકાર તરફ શરમ અને અજાયબીની લાગણીથી જોતી ઉભી. ગુસ્સાથી તેણીનો ચેહરો લાલચોળ બની ગયો. તેણી જોરથી દમ લેવા લાગી. અને છેવટે ધીક્કારથી તેણીની ઝીની આંખ્યો ચમકવા લાગી.

આ જવાનની આજની વર્તણુંક ખરેજ કુલ અબલા-જાતીને અપમાન કરવા બરાબર હતી. એ વીચારથી તેણીનું નરમ હઇયું શોરબકોર મચાવી રહયું હતું. તેણીએ કોઇપણ

રીતે આ જવાનની લાગણી દુખાવી હતી નહિ, તેણે ઠપકા યા અપમાનનો એક પણ શબ્દ કહયો નહિ, છતાં તેણી એક છોકરી છે એવું જાણવા પછી તે ત્યાંથી આવી ભેદભરેલી રીતે નાહશી ગયો, એ વર્તણુક તેણીને ઘણી અજાયબ જેવી તો નહિ પણ તદ્દન બેઅદબ અને સખત વાંધાભરેલી માલમ પડી.

"જવા દો" તેણી અતયંત તીરસ્કારથી બોલી, "આ જવાન દીવાનો છે. હા, આ જંગલી ટાપુનાં આવા ભયંકાર એકાંટવાસે તેનાં ભેજાં ઉપર ખરાબ અસર કરીછ, કારણ ત્યાં વગર હું એની હીલચાલ સમજી શકતી નથી. જવા દો" તેણી ાછી બોલી, "તે હવે પાછો આવે યા ન આવે તેની મને જરા પણ પરવાહ નથી."

અને ત્યાર પછી તેણી વીચારવંત ઢપે રાથ ગયો હતો તે બાજુ તરફ નજર કરતી બેઠી. તેણીએ વીચારયું કે તે હવે થોડાજ વખતમાં પાછો આવીને પોતાની ગેરવાજબી ચાલ માટે તેણીને કાંઇ વાજબી કારણ આપશે, યા તો તેણીની માફી ચાહશે; પણ જેમ જેમ વખત થતો ગયો તેમ આ જવાનના પાછા ફરવાનાં ચીન્હ કમતી થતાં ગયાં. તેણીએ પોતાનાં સુંદર હાથો જોરથી બીડયા અને તેણી સેહજ ચોંકી.

જો આ જવાન હવે પાછો નહિ ફરે તો આ ભયંકાર એકાંતવાસ તેણી કેવી રીતે સહણ કરી શકે એ વીચારથી તેણી બીહધી.

પોતાની સાંમે પડેલી ટીપોટ પ્યાલાં રકાબી અને નારતાનો પરચુટણ અસબાબ તરફ તેણી હવે કદાચજ નજર ફેરવતી, કારણ તે ચીજો તેણીને રાથની યાદ આપતી હતી, અને તેનાં ગુમ થવા સાથે, તેણી અને તેણીની માતા, આ બે નવધાર નાતવાન અબળાઓ પોતાનાં દીવશો આ એકાંત ટાપુ

ઉપર કેવી રીતે પસાર કરી શકશે, એ વીચારથી તેણીનું નાજુક બદન ધ્રુજવા લાગ્યું.

આખરે હિમત પકડીને તેણી પોતાનાં ઝુપડાં તરફ ચાલવા લાગી તેણીની માતા એક ભાંગેલી નેતરની ખુરસી ઉપર બેઠી હતી, તેણીનાં બને હાથો તેણીની બાજુમાં લટકતા હતા, અને તેણીનાં બાલ પણ વીખેરાયલી હાલતમાં ભોય ઉપર ઝુલતા હતા, તેણી દેખીતી રીતે એક જવાન સ્ત્રી હતી, લેકીન અફસોસ! તે એક જવાન હાડપીંજર હતું તેણીનો એકવારનો સુરાખી ચેહરો હવે તદન નખાઇ જઇને ઉજળો પુની જેવો થઇ ગયો હતો, તેણીની આંખમાં ખાડા પડયા હતા, અને તેણીના એકવારનાં કાળા ચલકતા બાલ હમણા તદન સફેદ જણાતા હતા. ટુંકમાં કહીયે તો તેણી પોતાનાં વખતની આગળ જીવતી હતી, યાને આ પાંત્રીસ વરશની સ્ત્રીનો દેખાવ, એક પોણુસો વરશની બુઢ્ઢી દોસીને વધારે મળતો આવતો હતો, હે વાંચનાર, દુખ. આફત, સંકટ, નાસીપાસી એક ઇનશાન ઉપર કેવી અચુક રીતે પોતાનો છાપ પાડે છે, તેનો આ સ્ત્રી એક જીવતો જાગતો નમુનો હતી.

"સ્ટેલા તું કયાં હતી?" પોતાની દીકરીને આવતાં જોઇને તેણીએ ધીમાં અવાજે પુછીયું.

સ્ટેલા પોતાની માતા આગળ ગઇ, અને તેણીનાં કરચળી વાળા કપાળ ઉપર હેતનું એક મીઠ્ઠું ચુંબન કરીયું.

"મમાં, તમે સુતેલાં હતાં," તેણી બોલી "અને હમે તમારી ઉંઘમાં ખલલ નહિ કરવા માટે બાહર ગયાં હતાં."

"હમે! કોણ?" તેણીએ અજાયબીથી પુછીયું. "સ્ટેલા આપણે આંય ઝુપડામાં કેવી રીતે આવી પુગ્યાં? આપણી સ્ટીમર ડુબી ગયા પછી મને કોઇ પણ ચીજની ચોકકસ યાદ

રેહતી નથી."

સ્ટેલાએ પોતાની માતાને સઘળી હકીકત કેહવા માંડી.

"મમાં, આપણુને એક જવાને બચાવ્યાં છે. તે આપણુને હયાં કીનારા ઉપર ઘસડી લાવ્યો, અને જુઓ મમાં હમણા આપણે તેનાંજ ઝુપડામાં રહયાં છીએ."

તે સ્ત્રીએ, જાણે તે ઝુપડું પેહેલ્લીજ વેળા જોતી હોય એવી રીતે પોતાની આસપાસ નજર કરી.

"ત્યારે જે લોકોએ આપણુને બચાવ્યાં તેઓ કયાં છે?"

"મમાં, હયાં સેહેજ પણ વસ્તી નથી. હયાં આપણુને બચાવનાર જવાન સીવાય બીજું કોઇપણ જીવતું ઇનશાન નથી."

"આ જવાનને મારી આગળ લઇ આવ" તેણી એવા અવાજથી બોલી કે જે અવાજને જાણે તાબે થવુંજ જોઇયે.

સ્ટેલા એક પળ ચુપ ઉભી.

"હું-હું તેને બોલાવી શકતી નથી. તે તો ચાલી ગયો!"

"ચાલી ગયો! કયાં? કયારે? હા કદાચ તે આપણે માતે કાંઇ મદદ લેવા ગયો હશે."

"નહિ, મમાં, તે તો ગુસ્સે થઇને ચાળી ગયોછ, હમે બંને આજે સહવારે સાથે નાસ્તો લેતાં હતાં, તેવામાં તેણે એકા એક મારી આગળથી ઉઠીને ચાલવા માંડયું એ નહિ મમાં, હું ધારૂંછ કે તેણે કાંઇ કારણ મળીયું હતું, તે આટલો વખત સુધી મને એક છોકરો ધારતો હતો, અને તેથી તે મારી તરફ ઘણો માયાળુ હતો, પણ જયારે મેં તેને કહયું કે હું એક છોકરી છું, ત્યારે તે એકદમ ગુસ્સે થઇને મારી આગળથી ચાલી ગયો."

"તે એક દીવાનો હશે"

"નહિ મમાં, પણ કાંઇ ચોકકસ કારણને લીધે તે

આપણુ બૈરાંથી દુર નાહસેછ," આ જવાન ગઇ રાતે તેણીની માતાને બચાવા નારાજ હતો, તેનો ખ્યાળ કરતાં સ્ટેલા બોલી.

"ત્યારે જા તેને શોધી લાવ"

"હું તમુને એકળાં મુકી શકતી નથી, મમાં સ્ટેલા બોલી 'મને લાગેછ કે આ જવાન પાછો આવશે તે આપણુને કદી બી છોડી જશે નહિ, તે એક ગ્રહસ્થ છે."

"ગ્રહસ્થ! આપણા જેવી બે લાચાર સ્ત્રીઓને હયાં એકળાં મુકી જનારને તું ગ્રહસ્થ કહેછ, સ્ટેલા?" તેણી દપકાનાં અવાજે બોલી.

"હા, મમાં, તે એક ગ્રહસ્થ છે. પણ એક વીચીત્ર ગ્રહસ્થ છે. મારી તો ખાત્રી છે મમાં કે તે જરૂર પાછો આવશે, અને તેટલાં આપણુને શુકરાનાં કરવા જોઇયે કે આપણે આખરે તો બચવા પામ્યાછ. ઓ મમાં, આપણુને તે કીરતારનો આભાર માનવો જોઇયે કે હવે આપણે પેલી બોટમાં મોહતને કાંઠે ડોળા ખાતાં નથી, પેલા દયાહીણુ દરીયાની દયા ઉપર નથી, અને આ સામાં રાક્ષસી ખડકોથી આપણે આખરે બચી ગયાં છીએ. મમાં, હમણા આપણે જમીન ઉપર છીએ, આપણે જીવતાં છીએ, અને આપણુને ખાવા પીવા અને રેહવાની દરેક સગવડ છે. શું આ સઘળું પુરતું નથી?'

પોતાની દીકરીનાં દીલાસાનાં સખુન ઉપર તે માતાએ સેહેજ પણ ધ્યાણ આપ્યું નહિ.

"મને હવે જીવેલું શા ખપનું, સ્ટેલા" તેણી બોલી, "ગઇ કાલેજ મારો નીકાળ થઇ ગયો હતે તો બેહતર. મારી જીંદગી હવે ખતમ થઇ ચુકીછ. આ એકાંત ટાપુપર ઘસડાઇ આવવાનાં કરતાં——"

"તમે ભુલ કરોછ, મમાં. જો કે આ ટાપુ એકાંત છે

છતાં અહિની હવા કેવી ખુશનુમાં છે. જોવ, આપણી આસપાસ કેવી લીલોતરી ખીલી રહી છે, પણ તમે તદન નાસીપાસ દેખાવો છો. આશા, કે જે દરેક મુશકેલી ખમવાને આપણને તાકાત આપે છે તે આશા તમે છોડી ના દો. કદાચને ત્યાંથી જતી કોઇ સ્ટીમર આપણને ઉપાડી લેશે, અને આપણે આપણા વતન એકવાર ફરીથી સહીસલામત પાછાં ફરશું."

પણ તેણીએ પોતાની આંખ બંધ કરી, અને સ્ટેલાને ત્યાંથી ચાલી જવા ઇશારત કરી.

સ્ટેલા પોતાની માતાને જોતી સ્થીર ઉભી. ઘડીકમાં તેણીની આંખ્યો ગુસ્સાથી ચમકતી હોય એમ દીસ્તું હતું, અને બીજીજ પળે તે આંખ્યો નાનાં સુંદર આંસુઓથી ભરાઇ જતી. પોતાની માતાનાં ફીકકા ચેહરા ઉપરથી વારંવાર તેણીની નજર બારણા તરફ ફરતી, કારણ તેણી રાથને દર પળે પાછા ફરવાની આતુરતાથી રાહ જોતી હતી. આખરે તેણીની નજર પોતાનાં પોશાક ઉપર પડી, અને એ, તેણીની જાતી છુપાવતો તે અણગમતો લેબાશ પોતાની સાંમેથી દુર કરવાને તેણીએ તે ઓરડાની આસપાસ એક આતુર નજર કરી. તુરતજ તેણીએ પોતાની માતાનાં બીછાણા તળે એક બોચકું પડેલું દીઠું. હા, હવેજ તેણીને યાદ આવ્યું કે તેઓની સ્ટીમર જયારે ડુબતી હતી ત્યારે કોઇ અજાણ્યા શખશે તે બંડલ તેઓની બોટમાં ફેંકી દીધું હતું. તેમાં તેણીનું એક "સ્કર્ટ" હતું, અને ખુશાળીથી તેણી તે ઉપાડવા જતી હતી જેવામાં તેમાંથી એક નાનો પતરાંનો દાબડો ગબડી પડયો. અજાયબીથી સ્ટેલા આ દાબડો જોતી ઉભી, પણ પાછળથી તેણીને ધ્યાન આવ્યું કે આ દાબડો એક વેળા તેણીએ પોતાની માતાનાં બીછાણાનાં તકીયા તળે દીઠો હતો. જેવો તેણી તે ભોંય ઉપરથી ઉચકવા જતી

હતી કે તેણીની માતા કાંઇ અવાજથી ચોંકી ઉઠી.

"સ્ટેલા, એ તું શું કરેછ" તેણીએ પુછીયું, "તુંને આ દાબડો કયાંથી મળીયો, અરે એ તું કયાંથી ચોરી કરી લાવી ?"

"અમાં તમે એમ કાંય બોલોછ" સ્ટેલા દલગીર અવાજે બોલી. "મેં એ ચોરી કીધો નથી. આ કપડાંનાં બંડલમાંથી—"

"લાવ જલદી મને આપી દે વેક જલદી કર" પોતાનાં બંને હાથો લંબાવીને તેણીની માતા અતયંત આતુરતાથી બોલી.

સ્ટેલાએ તુરતજ તે દાબડો તેણીને આપ્યો. એક ઝટકા સાથે તેણીએ તે પોતાની દીકરીનાં હાથમાંથી ઝુટવી લીધો, અને જાણે તેને છુપાવાની કોશેશ કરતાં તેણીએ પોતાનાં બંને હાથો તે દાબડા ઉપર ઢાંકયા.

"સ્ટેલા" તેણી ગુસ્સાથી બોલી, "આ દાબડાને તું હવે કદીબી હાથ લગાડતી નાં. એ તો મારો છે, અને એમાં મારી કાંઇ ચીજ છુપાયલી છે. પણ એ કેવી રીતે બચવા પામ્યો ?" તેણી સેહેજ નરમ થતાં બોલી.

"આ દાબડો તમારા તકીયા તળે હતો, અને જયારે આપણી સ્ટીમર ડુબતી હતી ત્યારે કોઇ અજાણુયાએ આ બંડલ આપણી બોટમાં ફેંકી દીધું હતું. એ મમાં હું મારાં કપડાં જોઇ કેવી ખુશી છું."

ત્યાર પછી તેણી કપડાં બદલવા તે ઝુપડાંનાં પાછળા ભાગ તરફ ગઇ, અને થોડાજ વખતમાં પોતાની માતા આગળ પાછી આવી ઉભી પણ તેણીનું ધ્યાણ પોતાની દીકરીનાં પોશાકની ફેરબદલીમાં સેહેજ પણ હતું નહિ, અને જયારે સ્ટેલા તેણી આગળથી દુર થઇ હતી, ત્યારે કોણ જાણે કેઇ વખતે તેણીએ પેલો ભેદી પતરાંનો દાબડો કેઠે છુપાવી દીધો હતો.

સ્ટેલાની માતા પાછી અર્ધ ઉંઘમાં પડી, અને તેણીને કાંઇ પણ હરકત નહિ કરતાં સ્ટેલાએ તે ઝુપડાની અંદર ફરવા માંડયું, અને તેની બારીક તપાસ લેવા લાગી. શિકારી છરીઓ અને બંદુકથી ભીંટની એક સાઇડ ભરાઇ ગઇ હતી, ખુણામાં એક મોટો બુક-કેસ હતો. એક ઉંઘાડી કબાટમાં દવા દારૂની પરચુટણ શીશીઓ હતી, એક બીજી બાજુ માછળી પકડવાના ગલ અને જાળીઓનો ઢગળો પડેલો હતો, અને તે ઝુપડાનાં નાકેનાં છેડા ઉપર રાંધવાનાં વાસણો અતી સફાઇદાર હાલતમાં લતકતાં હતાં. ઓરડામાં દરેક ઠેકાણે સફાઇ દીસ્તી હતી, મગર તે ઝુંપડાંનો અર્ધ જંગલી માલેક ત્યાં હાજર હતો નહિ, આવી રીતે સ્ટેલાનો આશરે એક કલાક પસાર થઇ ગયો, અને ત્યાર પછી બીજું શું કરવું તેના વીચારમાં પડી, આખરે તેણીએ બીછાણા સરખાં કરવા માંડયાં, પોતાનાં તેમજ પોતાની માતાનાં કપડાં રપુ કરવા લાગી, અને છેવટે નાસ્તાનાં સઘળાં વાસણો પણ ઉજારવા તેણી તયાર થઇ.

વાસણ ઉજારવા ! ઓહ આ અણગમતાં બોલ સાંભળીને મારી કેટલી જવાન બેહનોનાં નાંકનાં ટીચકાં ચઢી જાય છે ! કેવી અજાયબ રીતે તેઓથી હાથનો લટકો થઇ જાય છે, અરે કેવો સપાતામાં તેઓને ઘરનું કામ કરતાં ચટકો લાગી જાય છે.

પણ વખત આજે સ્ટેલા માતે ગોયા અડી ગયો હતો, વારંવાર તેણી "હવે શું કરવુ" એ સવાલ પોતાનાં મનસે પુછતી હતી, અને વારંવાર તેણી પોતાનાં હાથે બાંધેલું ઘડી આળ જોતી વીચારમાં બેસ્તી હતી. કાંઇ સારૂ વાંચણ મેળવવાની આશાથી તેણી હવે પેલા બુક-કેસ આગળ ગઇ, અને એક ચોપડી ઉંઘાડી તે ચોપડીનાં મલેકનું નામ જોવાની આશાથી તેણીએ પેહેલ્લું પાણું ઉંચાડયું, પણ તે કોઇએ ઘણીજ

સંભાળથી ફાડી લીધું હતું. તેણીએ બીજી-ત્રીજી-ચોથી અને એ પ્રમાણે દરેક ચોપડીઓ જોવા માંડી, અને તેણીની ભારે અજાયબી વચ્ચે દરેક ચોપડીનું પેહલું પાનું ફાડી લેવામાં આવ્યું હતું! આ ચોપડીઓ તેણીનાં "ટેસ્ટ," ને લાયક નહિ હોવાથી આખરે સ્ટેલા ત્યાંથી પાછી ફરી.

જેમ દરેક ચીજનો અંત હોય છે. તેમ આખરે તે દીવશનો પણ અંત આવ્યો. રાત પડી, સ્ટેલા હવે બારણું બંધ કરવા ગઇ, પણ તે અગાઉ તેણીએ આશાથી એક ઝડપી નજર બાહર કરી, પણ નહિ, ત્યાં કોઇનાં પણ પગળાં સંભળાયાં નહિ, કાર્લ પણ ત્યાં હતો નહિ, કારણ તે પણ પોતાનાં શેઠની સાથે તેઓને છોડી ગયો હતો.

સ્ટેલા રાયનો અવાજ સાંભળવાની આશાથી કેટલીક વખત પોતાનાં બીછાણા ઉપર જાગતી પડી, પણ આખર કરેને જવાન જીવ! ધીમે ધીમે તેણી મીઠી ઉંઘમાં પડી, અને જયારે બીજી સહવારે તેણી જાગી ઉઠી, ત્યારે સુર્યનાં કીરણો તેણીનાં ઝુંપડામાં આવી પુગ્યાં હતાં. કાંઇક સાવચેતીથી તેણીએ બારણું ઉઘાડયું, ત્યારે તેણીની નજર સાંમે તાજાં દુધનો એક નાનો હાંડો, તાજાં ઇંદાંની એક બાસકેત, અને તુરતનુંજ હલાલ કીધેલાં એક બટક ઉપર પડી.

આ જોઇને સ્ટેલાનાં ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો, અને તેણી એક દગળું પાછળ હઠી, આ ચીજો ઉપાડવાને તેણી વાંકી વળે તે અગાઉ તેણીએ પોતાની આસપાસ આતુર તાથી જોયું, પણ અફસોસ તેઓને મોહતમાંથી બચાવનાર, પેલો અર્ધ જંગલી, પણ રાથ રેનનું મીઠું નામ ધરાવતો ગબરૂ જવાનની ત્યાં કાંઇ પણ નીશાણુ હતી નહિ.

---

# પ્રકરણ ૫ મું.

ભવાનાં એક ચીહ્લા સાથે સ્ટેલા આ સઘળું ફેંકી દેવાની અણી ઉપર હતી, પણ તુરતજ તેણી તે લાલચની સામે થઇ, અને પોતાની એકલી હાલત યાદ કરતાં તેણી આ સઘળો ખોરાક ઝુપડાંની અંદર લઇ ગઇ. ખરૂં હતું કે આ ભેદી રાથ તેઓને ભુખે મારવાનો ઇરાદો રાખતો હતો નહિ, અને તે માટે તેણીએ વીચાર્યું કે તેણી તેની ઉપકારી હતી. પણ તે નરમ હઇયાંમાંથી ઝાઝો હેશાનનો ઉભરો બાહર પડયો નહિ. આ ખોરાક માટે તેઓ સાથેજ ગયાં હતે એ તેણીને વધુ પસંદ હતું. ગઇ કાલનાં જેવો બીજો એક વધુ દીવસ એકાંતમાં ગુજારવાની ધાસ્તીથી તેણી હવે ખરેજ કંટાળવા લાગી. ઝુપડાંમાં રેહવું તેણીને માટે અશકત હતું, અને બાહરની સુંદર હવા તેણીનાં એકાંતવાસમાં માત્ર એકજ ખેંચાણ હતું.

"મમાં હું જરા બાહર જઇને થોડાંક ફુળ ચુંટી લાઉં, તમે ગુસ્સો કરશો?" તેણીએ બપોર પછી પોતાની માતાને પુછીયું, "હું જલદી પાછી આવશ, અને આપણાં ઝુપડાંની નઝદીકમાંજ રેહવશ."

"ગુસ્સો શાનો દીકરી" તેણીની માં બોલી, "ભલે તું ફરીહરીને તારો જવાન જીવ બેહલાવ, પણ તારી માતાને માટે તો હવે સઘળી મજાહ ખલાસ થઇ ચુકીછ. પણ એમ આવ, સ્ટેલા" તેણી એક પળ થોભી" તું પેલા દાબડાને માટે કોઇ આગળ જરાક પણ વાત કરતી નાં.

"નહિ મમાં" સ્ટેલાએ જવાબ આપ્યો, "પણ તમે ભૂલી જાઓછ કે હયાં ફકત એક જવાન સીવાય બીજું કોઇબી આપણી નજદીક નથી, અને તે જવાન પણ હમણા આપણી

આગળથી ગુમ થયો છે."

બાહાર જવા પછી તેણીએ એક ઉંડો શ્વાસ ખેંચ્યો. ઓહ! આ એકાંત ટાપુ ખરેજ આ ધર્તી ઉપર એક નાનું જેવું બેહેસ્તખાણું હતું. તેણીએ પોતાનાં ગમે એવા પણ ખુશનુમાં સ્વપણાઓમાં આવો ફળફુળાદીથી ભરેલો સુંદર ટાપુ દીઠો હતો નહિ; મગર આ બેહેસ્તખાણાથી સ્ટેલા કાંઇ તદ્દન સંતોષી જણાઇ નહિ. થોડાક વધુ આસામીઓ, અરે આ કુદરતની બલીહારી સંપુર્ણ બનાવવા ત્યાં ફકત એકજ કુટુંબની જરૂર હતી.

સ્ટેલાએ હવે ફુલ વીણુવા માંડયાં, કે જે તે ટાપુ ઉપર દરેક ઠેકાણે ઢગળાબંધ ઉગ્યાં હતાં. અને થોડાજ વખતમાં તેણી તે કામમાં એટલી તો મશગુલ બની ગઇ કે ઝુપડાંની નજદીક રેહવાનું તેણીએ પોતાને આપેલું વચન તેણી થોડાજ વખતમાં ભુલી ગઇ, અને તે ઝુપડાંથી એક મોટો છેટો દુર નીકળી ગઇ. જયારે તેણીને પાછું ફરવાની યાદ આવી ત્યારેજ તેણીને ભાણ આવ્યું કે તેણી આ સુંદર એકાંત જંગલમાં ભૂલી પડી હતી.

એક પળ તેણી ત્યાંજ ઉભી, જેવામાં તેણીએ પોતાની પાછળ કાંઇ અવાજ સાંભળયો. કદાચ તે રાથનાં પગલાંનો અવાજ હોય, યા તો કોઇ જંગલી જાનવર તેણી ઉપર તરાપ મારવા આવતું હોય!

"તેણી બીધી."

ત્યાર પછી સમયસુચકતા વાપડીને તેણી એક ગીચ ઝાડીની પછવાડે છુપાઇ ગઇ. તે અવાજ હવે વધુ નજદીક આવતો ગયો, અને સ્ટેલાને માલમ પડયું કે તે રાથનાં પગલાંનો અવાજ હતો. તેનાં હાથમાં તેની માનીતી "વીનચેસ્તર"

બંદુક હતી અને તે પોતાનાં પોહળાં ખભાં ઉપર મુકીને નીચી નજરે કાંઇ ઉંડા વીચારમાં સ્ટેલા જયાં છુપાઇ હતી તે તરફ ધીમેથી ચાલ્યો આવતો હતો.

ગમે તે પણ એક જવાન છોકરી! રાથનો દમામદાર આકાર, તેનું રાથોડી શરીર, અને તેનો ગંભીર પણ ખુબસુરત ચેહરો જોતાંજ સ્ટેલાનાં દીલમાં વખાણ અને ખુશાળીની લાગણી પ્રસરી રહી, અને જાણે આવા એક જવાન ખુબસુરત, નીરદોશ છોકરાથી છુપાવા તેણીએ કાંઇ ગુનાહ કીધો હોય તેમ બીજીજ પળે સ્ટેલા પોતાની છુપાવાની જગ્યા આગળથી બાહર નીકળી, અને બાજુમાં એક ઉંચાં સરોવરનાં ઝાડની બે કદમ આગળ આવીને ઉભી.

રાથે તેણીનાં પગળાંનો અવાજ સાંભળ્યો. તેણીને જોઇ, અને તુરતજ તેણે પોતાની બંદુક તેણીનાં માથાં તરફ ટાંકી. સ્ટેલા ધાસ્તીથી ધરૂજવા લાગી. પણ તેણીએ એક પણ ચીચયારી યા તો દયાને માટે એક પણ બોલ બોલી નહિ. અને જેવો રાથ તેણીનું મસ્તક ઉરાડી નાખવાની અણી ઉપર હતો, કે તેણીએ ધીમેથી પોતાનાં બંને હાથો પોહળ કીધા, અને તે ભયંકાર બંદુકની બરાબર સામે જોઇને ધીમાં ગુંગળાતા સાદે બોલી.

' ફોડો!" પણ તે અગાઉ મને કાંઇ ખુલાશો કરવા દો."

રાથ સેહજ અચકયો. અને પોતાની બંદુક નીચે કીધી. પણ તેને એવી રીતે પકડી રાખી કે તે કોઇપણ પળે પોતાનાં શત્રુની સામે તેનો ઉપયોગ આશાનીથી કરી શકે.

"તું શું કેહવા માંગેછ? જાણે એક જડજ બંધવાને પુછતો હોય કે મોહતની સજા તેનાં જેવા ગુનેહગારને કાંય નહિ કરવામાં આવે એવો થથરાવનારો તે અવાજ હતો.

સ્ટેલાએ છુટકારાનો એક દમ ખેંચ્યો.

"હયાં આવો" તેણી બોલી.

પણ રાથ તેણીની આગળ જતાં અચકાયો. અને સ્ટેલાએ તુરતજ પાછું કહયું.

"ઓ, તમુને મારા જેવી એક છોકરીથી કાંઇપણ બીહવાનુ કારણ નથી. હું તમારા જેવા એક જોરાવર આદમીને કાંઇપણ ઇજા કરીશ નહિ. જયારે તમે તો એક સપાતામાં મને મારી નાખી શકશો."

આ તાણાએ રાથ ઉપર ઠીક અસર કરી અને જાણે તે તેણીથી સેહજપણ દરતો ન હોય એવો દેખાવ કરીને તે સ્ટેલાની વધુ નઝદીક જઇ ઉભો.

• હવે સ્ટેલાને ધીરજ આવી. અને જાણે કાંઇ બન્યુંજ નહિ હોય એવી રીતે તેણી રાથ તરફ એક આકર્શક નજર કરીને ધીમાં સાદે હસી પડી. ઓ વાંચનાર! ગમે તો તેને ધીકકારનું હસવું કહે. અતી ખુશાલીનું મળકાવું કહે. પણ તે ખુલેલા હોથોમાંથી સ્ટેલાનો હસવાનો સાદ સાંભળીને રાથની લાગણીમાં તેજ પળે કાંઇ અજાયબ ફેરફાર થઇ ગયો.

"મેહેરબાની કરીને મને કેહશો કે તમે હમણા મને મારી નાખવા કાંય તઇયાર થયા હતા" સ્ટેલાએ ધીમેથી પુછયું.

પણ રાથે તેણીને જવાબ આપવાનું દરૂસ્ત ધાર્યું, નહિ. કદાચને એમ પણ હોય કે સ્ત્રીઓનાં સઘળા સવાલનો જવાબ નહિ આપવામાં તે પોતાની સલામતી જોઇ શકતો હોય!

"ઓ હું ધારૂંછ કે તમે મારાથી બીહવોછ" તેણી મધુર હલકે બોલી "અને તેથીજ તમે મને મારી નાંખવા માંગોછ. નહીં—નહીં હું તો તમારા જેવા એક હાથ્થી આગળ ફકત એક મગતરૂં છું."

મીઠા હલકે બોલાયલા આ તેજી તાણાથી કોઇ પણ શરમાએલો જવાન શરમથી નીચું જોતે, પણ રાથે તેવાં કાંઇ પણ ચીન્હ બતાવ્યાં નહિ.

"હું તારાથી જરા પણ બીહતો નથી" તે ગંભીર અવાજે બોલીયો.

"નહિ? ત્યારે તો તમે મને ધીક્કારતા હશો, યા તો હું છોકરી છું એ જાણીને દુખી થતા હશો. પણ હું તમુને ખાત્રી આપુંછ કે હમે હમારી રાજીખુશીથી તમારા એકાંત-વાસમાં ખલલ કરવા હયાં આવ્યાં નથી. અને ખુદાનું ચાહવું હશે તો થોડાજ વખતમાં તમારી આગળથી નાહસી જવા ખુશી થઇશું. તમે હમુને મદદ કરશો?"

"હું તે કહી નહિ શકતો. આપણે માણસોની વસ્તીથી ઘણા દુર છીએ, અને ત્યાં આપણે જઇ શકશું નહિ. કારણ મારો મછવો ભરદરીયે કદી પણ ટકી શકશે નહિ, અને વળી બીજા દેશનાં "ઇનડયનસો" ને પણ હયાં આવતાં બીજા છ મહીનાનો વખત છે."

"કદાચને હયાંથી પસાર થતી સ્ટીમર હમુને ઉપાડી લઇ જશે" સ્ટેલાએ સુચવ્યું.

"નહિ હયાંથી કોઇ પણ સ્ટીમર પસાર થતી નથી."

સ્ટેલાએ એક ઉંડો નીસાસો નાંખ્યો.

"ઓ ત્યારે તો મહીનાઓ સુધી હમુને કેદી જેવી હાલતમાં હયાં રેહવું પડશે, અને તે તમે કેમ સાંખી જશો. હું ધારૂંછ કે તમે હમુને મારીજ નાંખો તો વધારે બેહતર."

"નહિ." રાથ સેહેજ ગુચવાતાં બોલીયો "તમે જો મારા માર્ગમાં નહિ આવશો તો હું તમુને કાંઇપણ ઇજા કરીશ નહિ."

"થેંકયુ" સ્ટેલા બોલી "ખચીત હું તમારી ઘણીજ આભારી છું. કારણ આજે સહવારે મારા બારણા આગળ તમે જે ચીજો મુકી ગયા તે માટે મને તમારો આભાર માનવો જોઇયે."

"ખુદાએ ઇનશાનની જીંદગી તેકવી રાખવા માટે ખોરાક પેદા કીધોછે" રાથ લગભગ પોતાનાં મનસે બોલતો સંભળાયો.

"હા, પણ જે માણુસ મને એટલી તો ધીકારેછ કે મને જોતાંજ તે મારી નાખવા તઈયાર થાય છે, તેવા આદમી ઉપર હું હવે ભરોસો મુકવા રાજી નથી" સ્ટેલાએ તાણો મારીયો.

"ત્યારે તમે મને છેતરીયો કેમ?"

"મેં તમુને છેતરીયા નથી." તેણી ગુસ્સાથી બોલી "મારા દીલ ઉપર એક ખલાસીનો પોશાક હોવાથી તમે મને છોકરો સમજયા, એ માટે મારો કાંઇપણ કસુર નથી. કારણ જયારે હમારી સ્ટીમર ડુબી જતી હતી ત્યારે હું ઉંઘી ગઇ હતી અને તેથી ઉતાવળમાં મેં એક છોકરાનો લેબાશ પેહડી લીધો હતો. પણ હા ખરા ગઈ કાલે તમે સ્ત્રીઓને શામાટે ધીક્કારો છો તેનું મેં તમુને કારણ પુછયું હતું. મેહેરબાની કરીને મને આજે તેનું કારણ જણાવશો?"

રાથે એકવાર ફરીથી પોતાની બંદુક ઘણી ધાસ્તીભરેલી રીતે ઉંચકી.

"તેઓ ઘણા ભયભરેલા પ્રાણી છે" તે આખરે બોલીયો "મેં મારા પપાને વચન આપ્યુંછ કે——"

"ઓ નોનસનસ, મેં એવી હસવા જેવી વાત કદીપણ સાંભળી નથી. હયાં આવો આપણે એ વીશે હયાં બેસીને કાંઇ વાત કરીયે, અને તેટલાં તમે આ તમારી કફોડી બંદુક બાજુએ મુકો."

"એ મને ઘણી કામની" "વીનચેસ્તર" બંદુક છે. પણ ત્યાર પછી રાથે તે બંદુક બાજુએ મુકી. અને સ્ટેલાની સેહજ વધુ નઝદીક જઈ બેઠો.

"આ બંદુક ભરેલી છે?" તેણીએ પુછીયું. અને તેનો જવાબ "હા" માં આવ્યાથી સ્ટેલાએ તે ઉપાડી, અને પોતાનાં ખભાં ઉપર તેકવીને રાથની સામે ટાંકી.

"ચાલો હવે તમારી છેલ્લી બંદગી કરી લો" તેણી રમુજી ગંભીરતાથી બોલી.

"હું તઇયાર છું" રાથે હીંમતથી જવાબ આપ્યો. તેણે તો આશા રાખી હતી કે સ્ટેલા હવે તેને જરૂર બેજાન કરશે. પણ નહિ, રાથ હજુ સુધી સ્ત્રી ચરીત્રોથી તદન અંજાણ હતો.

સ્ટેલાએ તે બંદુક પાછી નીચે નમાવી.

"આ બંદુકને હવે હુ જોઇ નહિ શકું એવી રીતે તમારી પછવાડે મુકી દો" સ્ટેલા તે રાથને આપતાં બોલી.

રાથ એક વાર ફરીથી તેણીને તાબે થયો.

"હં! ત્યારે જેમ હું મારી જીંદગીને માટે તમુને આભારી છું તેજ માફક તમે તમારી જીંદગીને માટે મને આભારી છો. કેમ ખરૂં કેની?" સ્ટેલા હસ્તાં બોલી.

રાથે કાંઇ પણ જવાબ આપ્યો નહિ, અને થોડોક વખત તેઓ ચુપ બેઠાં.

"તમુને કાંઇ જોઇયેછ?" રાથે એકાએક પુછ્યું.

"હા, મને તો ઘણીબી ચીજ જોઇયેછ. મને મારી કપડાંની પેટી જોઇયેછ કે જે સ્ટીમર સાથે ડુબી ગઇ છે. મારાં મમાંને માટે દવા જોઇયેછ, મને એક પ્યાનો, નીપ્યો, બ્રશ, મોઢું જોવાની આરસી—ઓ પણ એ બધું તમુને કહેલું શું ખપતું. મને તો ઘણુંબી જોઇયેછ, પણ સઉથી વધુ તો મને

હયાંથી નાહસી જવાનું જોઇયેછ."

સ્ટેલાને પાછો કાંઈ પણ જવાબ મળીયો નહિ, અને એક વાર ફરીથી ત્યાં શાંતી ફેલાઇ.

"તમારૂં નામ શું?" રાથે સેહેજ વીચાર કરતાં પુછીયું.

"સ્ટેલા મોરડાન્ટ."

"તમે ક્યાં રહો છો?"

"ઇંગલેંડ ટાપુનાં લંડન શેહરમાં" સ્ટેલાએ જવાબ આપ્યો. "હું ધારૂંછ કે તમે દુનીયાનાં આ સઉથી મોટાં શેહર વીશે કાંઇ જાણુતા હશો?"

"હા, મારા પપા અવારનવાર લંડન વીશે બોલતા હતા. પણ તમારા પપા ક્યાં છે?"

"હું ધારૂંછ કે મારા પપા ગુજરી ગયાછ" સ્ટેલા શંકાથી બોલી.

"ત્યારે તમે એ વીશે ચોકકસ નથી?" રાથે અજાયબીથી પુછીયું.

"નહિ. મારા પીતા કોણ હતા તે વીશે મારાં મમાંએ મારી આગળ સેહજ પણ વાત કરી નથી. પણ જયારે હું નાની હતી અને મારા પપાને જોવાની ઘણીજ જીદ કરી હતી ત્યારે મારાં મમાં ઘણાજ ગુસ્સાથી બોલીયાં હતાં કે મારા પપા મારા જનમની આગળ મરી ગયા હતા. હમે તે વેળા એક મોટા મેહેલ જેવાં મકાનમાં રેહતાં હતાં, પણ થોડાજ વખતમાં ત્યાંથી ખાલી કરીને લંડનમાં એક સાંકડી ગલીમાં આવી રહયાં."

"તમે તે બંગલો શું કરવા છોડી દીધો?" રાથે તેણીની જરા વધુ નજદીક આવતાં આતુરતાથી પુછીયું.

"કોણ જાણે? પણ જયારે હમે હમારૂં ઘર છોડી ગયાં

ત્યારે મને બરાબર યાદ છે કે મારાં મમાં ધણુંજ રડીયાં હતાં. તેવણુને જોઇને હું પણ રડી હતી, અને તે દીવશથી મેં મારાં મમાંને કદી પણ હસ્તાં દીઠાં નથી."

"ત્યારે તમે દરીયાની મુસાફરીએ શા માટે નીકળયાં ?"

"મારાં મમાંની તબીયેત દીવશે દીવશ વધુ બગડતી ગઇ, તે એટલા સુધી કે જો વધુ વખત હમે લંડનની ગીચ વસ્તીમાં રહયાં હતે તો આજે હું મારાં મમાં વગરની થઇ ગઇ હતે. ડોકટરોએ હમુને ઇટલી જવા ફરમાવ્યું, અને એક ધણુંજ કમનશીબ ચોઘડીએ હમે સ્ટીમર ઉપર સ્વાર થયાં. રસ્તામાં હમારી સ્ટીમરને સખત તોફાન નડીયું અને તે થોડા વખત સુધી દરીયાનાં જંગી મોજા ઉપર આમતેમ ધસડાયા કીધી. આખરે તેની તળેતીમાં એક ગાબડું પડયું અને ત્યાર પછી ફકત વીસ મીનીટમાં પાછલી રાતનાં ઝઝકલામાં હમારી સ્ટીમર "એન્ડ્રોમીડા" હમારા સીવાય તેનાં સઘળા ખલાસીઓ અને ઉતારૂઓ સાથે દરીયાનાં પેટાંમાં ગરક ગઇ."

"તમારાં સગાંવ્હાલાંઓ તમુંને મુવેલાં ધારશે ?" રાથ દયાની લાગણીથી બોલીયો.

"હમારાં કોઇ પણ ખેસી નથી. અને હમારા મરવાથી તમારા સીવાય બીજાં કોઇ ઉપર પણ કાંઇ અસર થશે નહિ. કારણ ફકત તમે એકલાજ હમુને મુવેલાં જોવા આતુર દેખાવછ."

"નહિ હું તેમ ઇચ્છતો નથી" રાથ તુરતજ બોલીયો. જો કે તમે આ તાપુ ઉપર ધસડાઇ આવ્યાંછ એ માટે હું ઘણો દલગીર છું."

સ્ટેલાએ પોતાનાં હોથ કરડયા.

"હું ઇચ્છુંછ કે હું એક છોકરો હતે" તેણી બોલી.

"હા. જો તમે છોકરો હતે તો——છતાં તમારામાં

કાંઇ એવી ચીજ છે કે મને પસંદ છે. દાખલા તરીકે તમારો ચેહરો અને અવાજ મને ઘણો ગમેછ. શું દરેક સ્ત્રીનાં ચેહરા અને અવાજમાં આવો મીઠાસ હશે ?"

"એ નહિ, મારા કરતાં બીજી ઘણીક સ્ત્રીઓ વધારે ખુબસુરત અને મધુર છે." સ્ટેલા શરમાતા બોલી.

ત્યારે હું અજબ થાઉંછ કે તેઓ આટલાં સુંદર હોવા છતાં પાપી તેમજ ભયભરેલાં કાંય નીવડેછ" રાથ વીચાર કરતાં બોલીયો.

"એ તમારો એક ખોટા ધખારો છે" સ્ટેલાએ સુચવયું.

એક વાર ફરીથી ત્યાં ચુપકીદી ફેલાઇ અને ત્યાર પછી જાણે તેણીને કાંઇ એકાએક વીચાર સુઝયો હોય તેમ સ્ટેલા રાથ તરફ ફરી.

"હું એક છોકરો છું એવું આપણે દોલ ઘાલીયે તો કેમ ?" તેણી આતુરતાથી બોલી.

રાથે તેણી તરફ ગંભીરતાથી જોયુ અને વીચારમાં પડયો.

"કારણ ત્યાર પછી આપણા વચ્ચે કાંઇપણ વાંધો પડશે નહિ" સ્ટેલાએ આજીજીભરીયા અવાજે આગળ ચલાવયું "તમે મારી આગળથી નાહશી પણ નહિ જશો, મને મારી નાખવા તમારી બંદુક પણ પાછી નહિ ઉંચકશો અને આપણ બંનેનો આ ભયકાર એકાંટવાસ, કાંઇક આશાનીથી પસાર થઇ જશે. જયાંસુધી હમે આ ટાપુ ઉપર તમારી સાથે છીયે, ત્યાંસુધી હું એક છોકરી છું એવું મારે ભુલી જવું જોઇયે. હું એક છોકરા તરીકે તમુને તમારાં દરેક કામમાં મદદ કરીશ. કેમ આ ગોઠવણ તમુને પસંદ છે ?"

રાથ અજાયબીથી તેણીને જોતો બેઠો.

"હા આપણે કુટરાં બીલાડાંની માફક એક બીજા સાથે મરાયા કરીયે તેનાં કરતાં તો આ ગોઠવણ આપણ બંનેને ફાયદાકારક છે" રાથને સમજાવતાં તેણીએ આગળ ચલાવ્યું "હું તમુને વચન આપુછ કે હું એક છોકરી છું એવું હું કદીબી તમુને યાદ આપીશ નહિ. અને હું જો કોઇપણ વખને તમારા વીચારવા મુજબ "ધાસ્તી ભરેલી" નીવડું તો તેજ વખતે તમે મને આ બંદુકથી જાનથી બેજાન મારી નાખવાને મુખત્યાર છો."

"બરાબર છે" રાથે જવાબ આપ્યો.

"ત્યારે આ ગોઠવણ તમુને પસંદ પડેછ?"

"હા."

"અને તમારે ગમે તો મને છોકરાનાં નામથી પણ બોલાવો."

"નહિ મને સ્ટેલા નામ વધારે પસંદ છે" તે વીચાર-વંત ઢપે બોલીયો.

"આજથી હવે આપણે એકબીજાંનાં દોસ્ત થયાં છીએ" તેણી ખુશમીજાજે બોલી "અને હવે તમુને મારાથી બીહવાનું કાંઇ પણ કારણ રેહશે નહિ. લાવો આજની મારી ગોઠવણ બરાબર પાર પાડવાને તમે મને શેકહેંડ કરો."

રાથે તે હાથ પોતાનાં હાથમાં લીધો, અને જેવાં તેનાં જાડાં આગળાં તે નરમ ગોરા હાથ ઉપર વીટળાયાં કે તેનાં દીલમાં એક ભેદી પણ ખુશાળીની લાગણી પ્રસરી રહી. ખરેજ તેણીનાં નાજુક હાથનું દબાન તેનાંમાં આવી ભેદી લાગણી ઉત-પન કરવાને એક ઘણુંજ નજીવું કારણ હતું!

તેણીએ પોતાનો હાથ રાથનાં હાથમાંથી ખેંચી લીધો, અને તુરતજ ખડી થઇ.

"મારાં મમાં એકલાં છે, અને હું ઘણો વખત હયાં રોકાયલી હોવાથી તેવણ મારી રાહ જોતાં હશે." સ્ટેલા બોલી અને બીજું કાંઇ પણ વધુ બોલવા વગર તેણી રાથે દેખાડેલા ટુંકે રસ્તે પોતાનાં ઝુપડાં તરફ દોડી ગઇ.

રાથ તેણીનો ગુમ થતો આકાર જોતો ત્યાંજ ઉભો. તેના બાપની ચેતવણીનાં છેલ્લા શબ્દો તેનાં કાન આગળ વાગી રહયા, પણ અફસોસ, તે ચેતવણીનો અવાજ હવે ધીમો પડયો હતો. કારણ સ્ટેલાનો મીઠો હલક અને તેણીનું ખુબસુરત સ્વરૂપ હવે તેને પોતાનાં અંતકરણનાં અવાજ ઉપર ધ્યાન નહિ આપવાને ઉસકેરતો હતો.

* * * * *

થોડા દીવસ પછી લંડનમાં સ્ટીમર "એન્ડરોમીડા" ભર દરીયે ડુબી જવાની ખબર પ્રગટ થઇ, અને ડુબી ગયલાંઓની નામની ટીપમાં મીસીસ મોરડાન્ટ અને તેણીની દીકરી સ્ટેલાનું નામ પણ જોવામાં આવતું હતું. ત્યારે આ બે સ્ત્રીઓ કેજે સ્ટીમર "એન્ડરોમીડા" ઉપરથી આ આશરાના ટાપુ ઉપર ઘસડાઇ આવી હતી. તેઓ કુલ દુનીયાની નજરમાં તો મુવેલીજ હતી—એક ખબર કેજે આપણી વાર્તામાં ઘણું મોટું પરીણામ લાવનાર કહી શકાય.

## પ્રકરણ ૬ ઠું.

જે દીવશે સ્ટેલા અને રાથે આશરાના ટાપુ ઉપર એક બીજા સાથે ઉપર જણાવેલી કબુલાત કરી હતી. તેજ દીવસે

સાંજે ઇંગ્લંડમાં બે ગ્રહસ્થો "રેતન-હોલ" તરફ ધીમાં કદમે ચાલતા હતા.

દેવનશાયરનો તે એક જાણીતો રસ્તો હતો. રસ્તાની બંને બાજુએ સુંદર એકસરખાં ઝાડ હતાં. અને તે એટલાં તો ગીચ હતાં કે સુર્યનું એકપણ કીરણ તે ઘટામાંથી આવી શકતું હતું નહિ. પક્ષીઓનાં અવાજ સીવાય ત્યાં સઘળું સુમસામ હતું. અને અહિંતહિં એક બે આશુક માશુકનું જોડું સાંજને છેડે પોતાની ખુશ ગુફતગુમાં મશગુલ બનીયું હતું.

પણ ઉપલા બંને ગ્રહસ્થો પોતાની વાતમાં એટલા તો મશગુલ હતા કે તેઓ પોતાની આસપાસ સેહજપણ નજર ન કરતા ધીમાં કદમે આગળ વધ્યા જતા હતા. તેઓમાંનાં એકનું નામ મી૦ બુલપીત હતું. તે રેતન-હોલ અને તેને લગતી બોહલી મીલકતનો સોલીશીટર હતો. જયારે બીજાનું નામ મી૦ ગ્રેફ્ર્ડ હતું. જે આ મોટી અસકયામતનો સેકરેટરી હતો. તેઓ પોતાની સામે આવેલા રેતન-હોલ અને પોતાની આસપાસ આવેલી હજારો એકર જમીન કોણની! માલેકીની હતી તે વીશે બહુ ઉશ્કેરાયલા પણ ધીમાં સાદે વાત કરતા હતા, કારણ એક મહીનો અગાઉ રેતન-હોલનો છેલ્લો માલેક—અરલ રેતન પોતાનાં ઓરડામાં મુવેલો મળી આવ્યો હતો, અને તેને કાંઇ પણ ફરજંદ નહિ હોવાથી આ બોહલી મીલકત ત્યાર પછી કોઇ પણ વારસ વગર ખાલી પડી હતી.

"ઘણુંજ અજાયબ જેવું" મી૦ ગ્રેફ્ર્ડ બોલીયો. "ઉમરાવપદની તવારીખમાં એવો એક પણ બનાવ બનેલો મને યાદ નથી કે જે કેસમાં એક મોટી મીલકત તેના વારેસ વગર એક મહીનો સુધી ખાલી પડી હોય."

"દોસ્ત ગ્રેફ્ર્ડ એમાં અજાયબ જેવું કાંઇ નથી." મી૦

બુલપીત સોલીસીટરે જવાબ આપ્યો "આપણુને આ મીલકતનો વારેસ નથી મલતો, એવા તો ઉમરાવ કુટુંબોમાં ઘણાક દાખલા બનેલા મને ધ્યાણુ છે. હા, ખરૂં છે કે આપણે માથે એક મુશકેલ અને ગંભીર કામ આવી પડયુંછ, અને તે આપણી ફરજમાં આપણુને ધીરજ અને ખંતની વીશેશ જરૂર છે."

"અને તેનો કોઇ હકદાર વારેસ નહિ મળીયો તો?" ગરેફૂર્ડે શંકાથી પુછીયું.

"તો આ સઘળી મીલકત ધર્મ ખાતે આપી દેવામાં આવશે."

"ખુદા ખયર કરે" મી૦ ગ્રેફૂર્ડ બોલીયો "મારા શેઠના ઉમરાવપદનો આવો નાખુશ અંજામ આવે તે જોવા હું નારાજ છું."

અત્યારે તેઓ રેતન હોલની સીડી આગળ આવી પોંહચ્યા હતા, કે જ્યાં એક દમામદાર બટલર તેઓને લેવા સફ સમારી ઉભો હતો. તેઓ હોલમાં દાખલ થવા જતા હતા જેવામાં ત્યાં દરવાજા આગળ કોઇની ગાડી ઉભી રેહવાનો અવાજ સંભળાયો.

"એ તો લોર્ડ હેથરલી અને તેવણુની દીકરી લેડી મેરી છે" ગરેફૂર્ડ દરવાજા આગળ જતાં બોલીયો.

"કેમ છો મી૦ ગરેફૂર્ડ" લોર્ડ હેથરલી તેઓ બંનેને પોતાની ગાડી આગળ આવેલા જોઇને ખુશમીજાજે બોલીયો. "હમે તમુને અને મી૦ બુલપીતને હયાં આવતાં દુરથી જોયા, અને આ મીલકતનાં દાવાદાર માટે તમુને કાંઇ ખબર મળી હોય એ જાણુવા હમે તમારી પાછળ જોરથી હંકારી આવ્યાં. જોઉંછ તો મી૦ બુલપીત આ વારેશને શોધી કાહડવા માટે તમે તમારી ચાલાકી કેવી વાપડોછ."

વાંચનાર હવે આ ઉમરાવ બાપ બેટી સાથે તને ઓળખાણ કરાવવાની હું રજા લઇશ. લોર્ડ હેથરલી મધ્યમ ઉમરનો એક ગ્રહસ્થ હતો. તેનો સ્વભાવ બહુજ થંડો અને ખુશમીજાજી હતો, જે તેનાં હમેશનાં હસ્તા ચેહરા ઉપરથી માલમ પડતું હતું. તે એક ઘણોજ દયાળુ અને પરોપકારી નર હતો. અને જેમ આજનાં કેટલાક માતબર શેઠીયાઓ તુમાંખી અને ગરૂરીથી ભરેલા હોય છે, એવા દુર્ગુણોથી નીરાળો લાર્ડ હેથરલી ખરેજ પોતાનાં નામ અને કામે એક માતબર ઉમરાવ હતો.

તેની પાસે બેઠેલી લેડી મેરી—તેની એકપુરી બેટી—ઇંગલીશ ખુબસુરતીનો એક નાદર નમુનો હતી. તેણીની જીણી ચળકતી લીલી આંખ્યો, સમીસાંજનાં ધીમાં તડકામાં ચલકતા તેણીના સોનેરી બાલ, અને તેણીનાં હોથો ઉપર ફેલાયલું તે નીરદોસ ભોળું હસવું તેણીનાં ગોલ ખુબસુરત ચેહરામાં કાંઇ એવો અજબ ફેરફાર કરતું હતું, કે જેથી લેડી મેરી દરેક અદના તેમજ આળામાં સર્વેની માનીતી થઇ ગઇ હતી.

"મી○ બુલપીત" લોર્ડ હેથરલી બોલીયો "આ મારી દીકરી હમણાજ ફ્રાન્સથી પોતાની કેળવણી પુરી કરીને પાછી ફરી છે, મોલી ડીયર હું ધારૂં છ કે તું આપણા મી○ બુલપીત અને ગરેફર્ડને ઓળખતી હશે?"

મેરીએ તેઓ બંનેને શેકહેંડ કરી.

"હા પપાજી. ત્યારે તમે શું એમ ધારોછ કે ફકત બે વરશની ગેરહાજરી પછી હું આ બંને જણાને ભુલી જાઉં એટલું બધું મારૂ મગજ કુમળું છે?"

"હમે તમુને જોઇ ઘણા ખુશી છીએ, લેડી મેરી" ગરેફર્ડ બોલીયો "પણ ખચીત તમારા પીતા કરતાં તો હમારી

ખુશાલી સેહજ કમતીજં જાણવી."

"તમો ખરા છો. ગરેફર્ડ" લોર્ડ હેથરલી પોતાની દીકરી તરફ મગરૂર અને પ્યારભરી નજર કરતાં બોલીયો "હું મારી દીકરીને મારી આગળ પાછી ફરેલી જોઇને તમો બધ્ધાં કરતાં વધારે ખુશીહું, પણ બીજી કાંઇ ખબર મી० બુલપીત?"

"કાંઇ જાણવા જોગ નહિ, મારા લોર્ડ. હજીુણ સુધી હમે હકદાર વારેશનો પત્તો મેળવી શકયા નથી."

"ત્યારે હવે તમે શું કરવા ધારોછો" લોર્ડ હેથરલીએ પુછીયું.

"હમે છુપી પુછપરછ તેમજ જાહેર ખબરોથી કદાચને આ વારેસનો પત્તો મેળવી શકશું" તે સોલીસીટર બોલીયો.

પણ લોર્ડ હેથરલીએ શંકાથી ડોકું ધુણાવ્યું.

"અને આ વારેસનો પત્તો મળતાં તમે મને મેહેરબાની કરીને તુરત જણાવશો, મી० બુલપીત. કારણ મરહુમ લોર્ડ રેતનનાં એક દોસ્ત અને તેવગુના સઉથી નજદીકનાં પડોશી તરીકે હું રેતન હોલનાં નવા માલેકને જોવા ઘણો આતુર છું."

"તે વીશે તમુને તુરતજ વાકેફ કરવામાં આવશે મારા લોર્ડ" મી० બુલપીત નમનતાઇથી બોલ્યો. "મેહેરબાની કરીને તમે અને લેડી મેરી અંદર આવશો?"

પણ લોર્ડ હેથરલીએ તે ઇજન સ્વીકારયું નહિ, અને આ બંને જણાને શેકહેંડ કરીને તેની દીકરી સાથે પોતાની ડોગ-કાર્ટમાં ચઢી બેઠો.

"હું અજબ થાઉંછ પપા કે આ મીલકત એક વારેસ વગરની કેમ થઇ પડી" તેઓ ગાડીમાં બેઠાં પછી મેરીએ પુછીયું.

લોર્ડ હેથરલી પોતાનાં ઘોડાનાં બેઉ કાનની વચમાંથી જોતો

એક પળ ચુપ રહયો.

"તે ખરેખર એક ઘણીજ અજાયબ જેવી વાર્તા છે" આખરે બોલીયો. "હું એ સઘળી હકીકત તુંને જણાવવી કે નહિ તે માટે હમણાજ વીચાર કરતો હતો, કારણ આજે નહિ તો બીજા થોડાજ વખતમાં રેતન કુટુંબનો ભેદ સઘળાં ન્યુસ-પેપરો મારફતે આખાં ઇંગલંડમાં જાહેર થશે, અને તે ચક-ચાર તારા કાને પણ આવ્યા વગર રેહશે નહિ. તું છેલ્લા લોર્ડ રેતનને તો ઓળખતી હતી, મેરી."

"હા—નહિ, મને તેવણ બરાબર ધ્યાનમાં નથી, કારણ મેં તેવણને ફકત બે કે ત્રણજ વખત દીઠા હતા."

"તેમાં કાંઇ પણ શક નથી. ઘણાજ થોડા જણા લોરડ રેતનને વારંવાર જોઇ શકતાં હતાં" લોરડ હેથરલી ધીમાં અવાજે બોલીયો.

"હું ધારૂંછ કે લોર્ડ રેતન એક પાતલા અને ઉંચા ગ્રહસ્થ હતા" મેરી વીચાર કરતાં બોલી "અને તેવણની આંખ્યો જાણે આપણું અંતકરણ પણ વાંચી શકે એવી તીક્ષણ હતી."

"હા. લાર્ડ રેતનને ઓળખવાને આ હકીકત પુરતી છે. તેં તેવણને ફકત બે કે ત્રણજ વેળા દીઠા એમાં કાંઇપણ નવાઇ જેવું નથી- કારણ મરહુમ લોર્ડ રેતન એક સાધુનાં જેવી જીંદગી ગુજારતા હતા. તેવણ સઘળો વખત પોતાના રૂમમાં યા તો લાઇબરેરીમાં ગુજારતા હતા, અને કોઇ કદાચજ તેવણ પોતાનાં મેહેલનાં કંપાઉંડમાં બાહર નીકલતા હતા,"

"તેવણ એવી જીંદગી કાંય ગુજારતા હતા" મેરીએ અજાયબીથી પુછીયું. "શું તેવણ તદન એકલા રેહતા હતા?"

"હા. દીકરી, અને તેમાંજ સઘળો ભરમ સમાયો છે.

મેરી, આપણે આજે એ વીશે પેહેલ્લી તેમજ છેલ્લી વેળા વાત કરીશું, કારણ રેતન કુટુંબની આ હકીકત મને બહુજ ના પસંદ છે."

"તમારો વીચાર નહિ હોય તો મને તે ના કહો પપા, હું તે જાણવા આતુર નથી."

"પણ આખરે તો એ વાત તું જાણીયા વગર રેહશે નહિ. જો ત્યારે સાંભળ:—ટયુદર પરસીવલ, હેરોલ્ડ પરસીવલ અને રોબર્ટ પરસીવલ નામનાં ત્રણ ભાઇઓ હતા, અને મરહુમ લોર્ડ રેતન, ટયુદર પરસીવલ આ ત્રણેમાંનો સઉથી વડો ભાઇ હતો. એક દીવશે તેઓ સઘળાઓને લોર્ડ ગ્રેન્જનાં બોલમાં નોતરવામાં આવ્યા હતા. પરોણાઓને રીઝાવવા લોરડ ગ્રેન્જે એક નાચનારીને બોલાવી હતી, પણ તેણી એટલી તો ખુબસુરત હતી કે ત્યાં હાજર રહેલા ઘણાખરા સઘળા જવાનો તેણીની મોહક ખુબસુરતીથી અંજાઇ ગયા, અને અલબત તેજ દીવશે ટયુદર અને હેરોલ્ડ પરસીવલ પણ તેણીની ખુબસુરતીનાં શિકાર થઇ પડયા. પણ મરહુમ લોરડ રેતન તેણી ઉપર એટલો તો દીવાનો બની ગયો કે તે પોતાનાં નાનાં ભાઇ હેરોલ્ડની ફત્તેહ જોઇ શકયો નહિ. કારણ આ સુંદર ગાનારીએ હેરોલ્ડની માંગણી કબુલ કરી હતી."

"ગરીબ બીચારા" મેરી દલગીર અવાજે બોલી "અને તેથીજ તેવણ એટલા અસુખી દેખાતા હતા."

"નહિ દીકરી તેવણની આવી હાલતનું કારણ તો વધુ ગંભીર હતું. બોલી તું ગુસ્સો નાં કરતી કે પ્યારમાં મળેલી નીશફળતાની નાસીપાસી એક આદમીની આખ્ખી જીંદગી સુધી ટકી રહેતી નથી. નહિ, વખત કે જે દરેક દુખ અને નાસીપાસીનો એક ઉમદા મલમ છે તે એનાં કરતાં પણ વધુ ગંભીર જખમો

ફળાવી શકે છે. જે છોકરીને લોર્ડ રેતન ચાહતો હતો તે છોકરીએ તેનાં ભાઇને વધુ પસંદ કરીયો, એ બાબદથી કાંઇ લોર્ડ રેતન કાંઇ ઝાઝા અસુખી ન હતા, પણ તેવણુની દુખી હાલતનું કારણ તો કીનાનું કાળબુદ હતું."

"કીનો!" ઓ પપા, પછી તેવણે શું કરીયું ?"

"કારણ જયારે મરહુમ લોર્ડ રેતને જાણીયું કે તેનો નાનો ભાઇ હેરોલ્ડ આ છોકરીને પરણી ચુકો હતો, ત્યારે તેણે બંનેને છુટાં પાડવાનાં હડહડતા સોગંદ લીધા."

"ઓ પપા, કેવુ ભયંકાર" મેરી ફીક્કી પડી જતાં બોલી.

"અને આખરે લોર્ડ રેતને પોતાનાં સોગંદ પાળીયા." લોર્ડ હેથરલીએ આગળ ચલાવ્યું. "તે પોતાનાં ભાઇની બૈરી આગળ પગપેસારો કરતો થયો, તેણી ઉપર ધીમે ધીમે સરસાઇ ભોગવતો થયો, તેણીને મોહબતનાં સખુન કેહવા લાગ્યો, અને પોતાની દોલત અને દરજ્જા ઉપર તેણીને લલચાવા લાગ્યો. આખરે—ઓ બેવફા ઓરત—તેણી એક દીવશે પોતાનાં પરણીયા ભરથારને તજી દઇને લોર્ડ રેતનની સાથે નાહસી જવાને તઇયાર થઇ, પણ કીસમત તેણીની સામે થયું, અને જે ગુનાહ તેણી આંધળી બનીને કરવા જતી હતી તે ગુનાહ કરતાં કુદરતે તેણીને અટકાવી. કારણ ફ્કત એકજ કલાક અગાઉ જયારે તેણી લોરડ રેતનને અગાઉથા નક્કી કરેલી જગાએ મળવા જતી હતી, તેવામાં તેણીની ગાડીનાં ઘોડા એકાએક ભડકયા, અને તેણીને લઇને પુર ઝડપથી નાહસવા લાગ્યા. છેવટે તેણીનો મુવેલો આકાર તેણીની ભાગેલી ગાડી નીચેથી ખેંચી કહાડવાને લોરડ રેતન પેહેલ્લો હતો!"

"ઓ ખુદા, અને તેણીનો ભરથાર!"

"તેણીને ત્યાં રેતન હોલમાં લાવવામાં આવી. અને થોડાજ વખતમાં હેરોલ્ડ પોતાનાં હાથમાં તેનાં એકપુરા બાળક બેટા સાથે ત્યાં આવી લાગ્યો. આ બંને ભાઇઓ તે મુવેલી સ્ત્રીનાં મુરડાં આગળ સામસામાં થયા, અને ગુસ્સાથી અરધ દીવાનાં બનેલા ભાઇએ પોતાનાં વડા ભાઇ લોરડ રેતનને હડહડતા શ્રાપ મારીયા, અને ત્યાર પછી પોતાનાં બાળક બેટાને લઇને તે રેતન–હોલમાંથી તે સદાને માટે ચાલી ગયો."

"ત્યારે તો આ ભાઇ અથવા તેનો બાળક બેટો જો તે જીવતો હોય તો રેતન–હોલનો હકદાર વારેસ ગણાવો જોઇયે." ચતુર મેરી તુરતજ બોલી.

"હા, પણ તેઓમાંનો એક પણ હમણા જીવતો નથી, કારણ પોતાના ભાઇ સાથે આ છેહ્લી મારામારી થવા પછી હેરોલ્ડ પોતાના બેટાની સાથે ઇંગલેંડ છોડી ગયો. અને જે સ્ટીમરમાં તેઓ મુસાફરી કરતા હતા તે સ્ટીમર પોતાનાં સઘળા ઉતારૂઓ સાથે એક ખડક સાથે અઠડતાં ડુબી ગઇ."

"અફસોસ! કેવો બુરો અંજામ" મેરી સેહજ ધ્રુજતાં બોલી.

"હા, પણ એક રીતે તે હેરોલ્ડનાં બાબમાં સારૂંજ બનેલું કેહવાય, અને આપણે સાંભળયુંછ મેરી, કે ચોક્કસ કુટુંબો ઉપર કોઇ વેળા કુદરતનો કેહેર ઉતરે છે, તેમ આ રેતન કુટુંબનાં બાબમાં પણ કાંઇ બનવા પામ્યુંછ. કારણ જે ઘડીએ હેરોહ્લડે પોતાનાં ભાઇને શ્રાપ દીધા તેજ કલાકથી મરહુમ લોરડ રેતને એક પળ પણ સુખી ગુજારી નથી, કોઇએ પણ તેને એક મીઠઠો શબ્દ ઓચરતાં સાંભળયો નથી, તેણે કોઇએ પણ હસ્તાં દીઠો નથી, અને મારા સાંભળવામાં આવ્યુંછ મેરી, કે જે દીવશે તે પોતાનાં ઓરડામાં મૂવેલો મળી આવ્યો

હતો ત્યારે તેનાં ફીકકા ચેહરા ઉપર ધીકકારનો ચીહ્નલો ચઢેલો હતો, જાણે તે એવું કેહવા માંગતો હોય, કે મરતી વેળા પણ તે પોતાનાં ભાઇની માફી ચાહવાને બદલે તેની ઉપર ધીકકારની એક હાય નાંખીને આ ફાની જહાન છોડી ગયોછ. મોલી ડીયર, દુનીયાં એવીજ ઉલટી છે. જે માણસને આપણે હેરાન કરીને સતાવ્યે છીએ. ત્યારે આપણને તે માણસની માફી ચાહવાને બદલે, આપણે તેનેજ આપણી આગળ આવીને માફી માંગતો જોવા વારંવાર તતપર રહીયે છીએ. હા, આપણે જેણે નુકશાન કરયું છે તેણે આપણે કદી પણ માફ કરી શકતા નથી."

"ત્યારે બાકી રહેલા ત્રીજા ભાઇ રોબરટનું શું થયું. પપા? અને તે જીવતો હોય તો આ મીલકત માટે પોતાનો દાવો કેમ નહિ કરતો?"

"આહ, તેજ એક સવાલ છે. પણ ખરી બીના તો એ છે મેરી કે આ ત્રીજો ભાઇ આજે કેટલાં વરશો થયાં ગુમ થયો છે. તે રેતન ખાનદાનમાં એક કાળું મેંઢું હતો, તે એટલા સુધી કે તે પોતાના બાપદાદાનું નામ ગુમાવીને ઓસ્ત્રેલીયા નાહશી ગયો હતો. પણ થોડાજ વખતમાં તે ઇંગલેંડ પાછો ફરીયો, અને હું ધારૂંછ કે તે પોતાની સાથે એક બાઇરી પણ લેતો આવ્યો. આખરે પોતાનાં દહાડા કંગાળયતમાં કાહડીને જયારે તે મરી ગયો, ત્યારે એવી અફવા ફેલાઇ રહી હતી કે તે પોતાની પાછળ એક બેટો મુકી ગયો છે, જો કે આ અફવામાં કેટલું વજુદ છે તે હું તુંને કહી શકતો નથી."

"ત્યારે તો આ ત્રીજા ભાઇ રોબરટ પરસીવલનો દીકરો હમણા નવો અરલ થવો જોઇયે."

"બરાબર છે. પણ અજાયબ જેવું તો એ છે કે તેનો પણ કેઠે પત્તો નથી" લોરડ હેપરલી દલગીર અવાજે બોલીયો.

"અને જો આ વારેસ મળી આવે તો આપણે આશા રાખીશું કે તે એક પેહેલાં નંબરનો ઉમરાવ બનશે, કારણ પપા તે આપણો એક સઉથી નજદીકનો પડોશી થશે."

"હું પણ તેજ ઇચ્છુંછ, મેરી. પણ એ—મને કાંઇ શક છે. રોબરટ પરસીવલને હું ઓળખતો હતો. ગરીબ બીચારો તે એક પકકો ઉઠાવગીર હતો, અને તેનો દીકરો એક—વેલ મેરી આપણે શુત્રડમાંથી પણ કોઇ વેળા સારાં ફળની આશા રાખી શકયે. પણ હવે જયારે તે પાછો નથી ફરીયો, ત્યારે આપણે આ બાબદ વધારે લંબાવીશું નહિ, અને તે ભૂલી જવાની કોશેશ કરશું. મોલી, ડીયર" તેઓ પોતાનાં બંગલાનાં કમપાઉંડમાં દાખલ થતાં લોરડ હેથરલી બોલીયો "મને હવે ભુખ લાગીછ, જા દીકરી જઇને આપણું ખાણું તઇયાર કરાવ, અને જયારે હવે તું મારી લાડકી, બે વરસની ગેરહાજરી પછી આપણી ટેબલ ઉપર પાછી બીરાજશે, ત્યારે મને લાગેછ કે હું રોજ કરતાં દબલ જોભરીશ."

---

# પ્રકરણ ૭ મું.

એક પખવાડયાં પછી ડરૂરી લેનનાં એક કંગાળ ભઠીયારખાણા આગળ એક જવાન ઉભો હતો તેનો એક હાથ બારણા ઉપર હતો, જયારે બીજા હાથે તે પોતાનાં ખીસામાં રહેલી હવે એકપુરી પેની બાહાર કાઢવાની કોશેશ કરતો હતો.

"એકજ પેની" તે બડબડયો "બચ્ચા આવ, છાપ કે કાંતો જો છાપ હોય તો એક ગ્લાસ જીન" અને આતલું બોલતાં તેણે તે પેની ઉંચે ઉડારી અને દઇવયોગે "છાપ" પડતાં તેણે ધીમેથી તે ભઠીયારખાણાનું બારણું ઉઘાડયું અને અરધ મીત્રાચારી

ભરીયા અવાજે કાઉંતર આગળ ઉભેલી બાર મેડને એક ગ્લાસ જીન લાવવાનો હુકમ કરીયો.

"મી૦ બેનીસ્ટર! કેમ, તમે કેમ છો, કાંઇ નવી જુની ખબર" તેણીએ તે લાલ કેરી પીણું તેને આપતાં પુછીયું.

આ જવાન તે કેરી પીણું ફક્ત એકજ તાંસમાં ગતાવી ગયો, અને તુરતજ તેણીને ખાલી ગ્લાસ પાછું આપ્યું.

તે એક કદાવર જવાન હતો. તેની આંખ્યોમાં કાંઇ અજબ રીતનો ચલકાત દીસ્તો હતો, અને તેના કરચલીવાળા બાલ પણ તેનાં ચેહરાને ઓર દીપાવતા હતા. સામટી રોતે લેતાં આ જવાન એક ખુબસુરત જવાન હતો, છતાં તેની હંમેશ ચોતરફ ફરતી આંખ્યો જાણે તે પોતાની સંભાળમાં રેહતો હોય એવી લાગતી હતી તેના હોથ નીચે પણ એક ચોક્કસ જાતની કરચલી હતી જે તેનાં બીજી રીતનાં સુંદર ચેહરાને એક એબ સમાન હતી. એક ચાલાક આદમી તેણે પેહેલ્લીજ વેળા જોઇ પામી ગયો હતે કે તે એક એકતર હોવો જોઇયે. કારણ તેણે મુછ મુડાવી નાંખી હતી, કપાળ આગળથી બાલ કપાવી નાંખ્યા હતા, કે જેથી કરી તેનાં માથાં ઉપર ખોટા બાલની "વીગ" બરાબર રહી શકે, અને તેની સફેદ ચામડી પણ રંગના પુશકળ લેપડા લગાડવાથી હવે સેહજ ખરભચડી દીસ્તી હતી. અને ખરી બીના તો એ હતી કે આ કોલબાઇન ભડીયારખાણું ત્રીજા ચોઠા અને પાંચમાં વરગનાં એકતરોની એક માનીતી જગ્યા હતી, અને કાઉનતર આગળ ઉભેલો આ ચીથડે હાલ જવાન એક પાંચમાં વરગનો એકતર હતો.

તેનાં સુંદર ચેહરા, અને એક ગ્રહસ્થ જેવા દેખાવ છતાં પણ આ જવાન એક લુચ્ચો ઉડાવગીર હતો, અને જયારે તેનો "દહાડો પાધરો" નહિ હતો ત્યારે તે વારંવાર પોતાની અક્-

સોસકારક ચાલ માટે પસતાતો હતો. આજે પણ તેનો "દહાડો પાધરો" હતો નહિ, કારણ એક વાર ફરીથી તે નોકરી વગરનો બની ગયો હતો, અને ફક્ત અરધાજ કલાક અગાઉ તેણે પોતાનાં ખીસામાં ખખડતા બાકીનાં થોડાક પાઉંડ જુગારની બદીમાં ખોઇ દીધા હતા.

"નહિ મને કાંઇ પણ ખબર મળી નથી" તેણે આખરે પેલી બારમેડનાં પુછેલા સવાલનો જવાબ આપ્યો.

તેણે ધુરથી ભરેલી બારી તરફ નજર કરી, અને એક નીસાસા સાથે પોતાનો હાથ દગલાનાં ખીસામાં નાંખીને તેમાંથી એક ફાટીતુટી સીગારેટ કહાડી, અને ત્યાર પછી એક ખુણામાં જઇને ગોઠવાયો. તેનો દેખાવ એક એવા આદમીનાં જેવો દીસ્તો હતો કે જેણે પોતાના તકદીર સામે કાંઇ વેર હોય, પણ તે વેર કેવી રીતે લેવું તે તે સમજી શકતો ન હોય.

કાંઇ ઉંડા વીચારમાં પોતાની સીગારેટ ફુંકતો તે વારંવાર પોતાની સામે તાંગેલાં એક ઘડીયાળ તરફ નજર કરતો હતો—કારણ તેનાં ગીલીત ચહડાવેલા છેડાને નાંકે તેનું પોતાનું ઘડીયાળ તો નદારદ હતું—અને જયારે તે ઘડીયાળમાં સાડાઆંઠનો તકોરો પડયો કે તુરતજ ખડો થયો, અને ત્યાંથી ચાલવા લાગ્યો. પણ તેવામાં કોઇ બે શખશો તેને સાંમે મલીયા.

"અલો બેની" તેઓમાંનો એક બોલાયો.

તે જવાને પોતાનું માથું ધુણાવ્યું, અને ત્યાર પછી આગળ ચાલવા માંડતો હતો જેવામાં પેલાએ તેનો હાથ પકડયો.

"કેમ બેરાદર કાંઇ ઉતાવલમાં છે?" તે બોલીયો. "ઉભો રેહ દોસ્ત જરા આપણે સાથેજ ટંપાલ ચહડાવ્યે. મી૰ વરકલી આય મારા મીત્ર મી૰ બેનીસ્તર."

મી૰ વરકલી એક ઠીંગણો શખશ હતો, જો કે તે જવાન

હતો છતાં તેનાં ચેહરા ઉપર રેલવે નકશાની માફક ચોતરફ લીટી ફેલાઇ રહી હતી, અને તેની જીની ચળીયાં જેવી આંખ્યો બેનીસ્તર ઉપર પડતાં તે ચોંકયો, પણ બીજીજ પળે પોતાની અજાયબી છુપાવી દીધી.

"હુ તમુને જોઇ ખુશી છું, મી૦ બેનીસ્તર" વરકલી ધીમા સાદે બોલીયો "પણ મને લાગેછ કે મેં તમુને કેઠે દીઠેલા છે"

બેનીસ્ટર ચુપ ઉભો.

"હા, મારી ખાત્રી છે કે હું અગાઉ તમુને કેઠે મલીયોછ" વરકલી પાછું બોલીયો.

"મારો દોસ્ત એક મુસાફર છે. એની" પેલો બીજો દોસ્ત જીમ બોલીયો "અને કદાચને એવણે પોતાની બોહળી મુસાફરી દરમ્યાન તમુને કેઠે જોયા હશે."

"હું ધારૂંછ કે તમે એક એકતર છો" વરકલી વીચાર કરતાં બોલીયો.

"હા" અને આટલું કહીને બેનીસ્તર ત્યાંથી ચાલવા જતો હતો, કારણ મી૦ વરકલીનાં જીણા દોલા જોઇને તે કોઇ અણુદીઠ લાગણીથી બીહતો હતો, પણ એકાએક મી૦ વરકલીએ તેનો હાથ પકડયો.

"માફ કરજો સાહેબ, મેં કાંઇ ઠાપ ખાધીછ પણ મને તમારો ચેહરો મારા એક દોસ્તની યાદ આપેછ તેનું નામ પરસીવલ હતું. તમે તેણે ઓળખોછ?"

બેનીસ્તરનાં ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો, અને જો કે તે ધણો નજીવો હતો છતાં મી૦ વરકલી આ ફેરફાર તુરતજ જોઇ શકયો.

"નહિ" અને તેણે ઘડીયાળ તરફ નજર કરી "સાડા-

નવ એ! હવે મારે જવું જોઇયે ગુડ નાઇટ."

"એ કાંઇ ગુસ્સે થયલો લાગેછ" બેનીસ્તર ગયા પછી જીમ બોલીયો.

"હા, પણ આબાદ તેજ ચેહરો, તદન તેજ દેખાવ અને હોથ નીચેની કરચલી પણ જાણે તેને વારસામાં મળી હોય. દોસ્ત જીમ તું આ જવાન માટે કાંઇ વધુ જાણેછ. દાખલા તરીકે તે કયાં રહેછ. ?"

"હું તેના નામ સીવાય બીજું કાંઇપણ વધુ જાણતો નથી" અને ત્યાર પછી આ વાત ત્યાંજ અટકી.

વાંચનાર હવે આપણે પેલા જવાન તરફ ફરીયે, તે ઘણાજ ઉંડા વીચારમાં પોતાનાં ઘર તરફ ચાલતો હતો. મી○ વગકલીનાં છેલ્લા શબ્દો તેની ઉપર કાંઇ અજબ અસર કરી રહ્યા હતા, કારણ તે સારી રીતે જાણતો હતો, કે આ માણસે તેનાં બાપ વીશે કાંઇ ઇસારો કીધો હતો. તેનો બાપ—અરે તેનાં બાપ વીશે તો તે ઘણુંજ થોડું જાણતો હતો—અને જે જાણતો હતો તે એવી કીસમની ખબર હતી કે જેથી તેણે પોતાનું બાપીકું પરસીવલનું નામ છુપાવીને બેનીસ્તરનું નામ ધારણ કરવાની ફરજ પડી હતી.

તે આખરે એક કંગાળ ગલીમાં દાખલ થયો, અને ત્યાં આવેલાં ભાંગાંતુટાં એક ઘરનું બારણું ઉઘાડીને તે ત્રીજા માળનાં કાતરીયાનાં એક ઓરડામાં દાખલ થયો.

તે ઓરડો ગરીબાઇનું એક સીહા ચિત્ર હતું. એક સ્ત્રી ચુલા ઉપર કાંઇ માછલી પકાવતી ઉભી હતી, અને તે માછલીનાં વાસ સાથે ઝુઝૂતી બતીમાંથી હલકાં તેલની બદબોઇ ભેલાવાથી ત્યાં એવો તો ગંધારો પથરાઇ રહયો હતો કે તે ઓરડામાં દાખલ થનારનો દમ ઘુટાવી નાખવાને પુરતો હતો.

કોઇનાં પગલાંનો અવાજ સાંભળીને તે સ્ત્રીએ ઉંચે જોયું. તેણી દેખીતી રીતે એક જવાન સ્ત્રી હતી, અને જો કોઇએ આ અર્ધ અંધારા ઓરડામાં તેણીને ધ્યાનથી જોઇ હતે તો તેણે તુરતજ માલમ પડતે કે સારા ખોરાક, સારાં લુગડાં અને સારી સ્થિતીમાં તેણી એક ખુબસુરત અબળા તરીકે ગણાઇ શકતે. તેણીનો ચેહરો સેહેજ ઘઉંનાં રંગનો અને ફીકકો હતો, પણ તે ચેહરાનો કહલો એવો તો સુંદર હતો કે ખરેજ કોઇ જોનારને તેણીનાં ચેહરા ઉપરથી પોતાની નજર ફેરવવાને એક મુશકેલ કોશેશ કરવી પડતી હતી. તેણીનાં મુખડા ઉપર ચીંતાની નીશાણી દીસ્તી હતી, અને તેણીનો અવાજ ઘણોજ મીઠઠો અને માયાળુ હતો. તે જવાનને આવતાં જોતાંજ તેણીના હોથો ઉપર ખુશાળીનું સેહજ હસવું પ્રસરી નીકળયુ અને ઓ-તેજ પળે આ મુફલેસ પણ સંતોષી સ્ત્રીનાં ચેહરા ઉપરથી ગરીબાઇ અને હાડમારીનો છાપ ઘડીભર ભુસરાઇ ગયો, અને ત્યાં મીઠઠા આવકારની નીશાણી પ્રગટી નીકળી.

"આખરે તમે આવ્યા, રાલ્ફ" તેણી બોલી. "જોવ મેં તમારે માટે આ માછલી——"

"ચુપ. જો તેં મારે માટે આવું સુરીયાનું ભોજન તઇયાર કીધું હોય તો તેને હમણાજ બાહર ગટરમાં ફેંકી દે. મને એ નથી ખાવું, એનો વાસજ મારે માટે પુરતો છે. નીતા, એને કોઠઆી નાંખી દે, નહિ તો હું પાછો ચાલી જાઉંછ." તે ધ઼ક્કારથી બોલીયો.

જેમ એક મુગું જાનવર પોતાનાં શેઠને તાબે થાય તેમ તેણીએ તે વાસણ ચુલા ઉપરથી ઉચકી લીધું, અને તેને બારણાની બાહર લઇ જઇને ઓરડાની બારી ઉઘાડી નાંખી.

"હું દલગીર છું, રાલ્ફ" તેણી દરગુજર ચાહતાં બોલી

" પણ-પણ મારી પાસે ફક્ત આ માછલીજ——"

" મેં તો ધાર્યું હતું કે તું આજે પઇસાને માટે ગઇ હશે " રાલફ નાસીપાસી અને ગુસ્સાથી બોલીયો " અને તું એમ નહિ કેહવા માંગતી હશે કે તેઓએ તુને પઇસા નહિ આપ્યા."

" મને આજે થોડાક પઇસા મળીયા, ડીયર " તેણી તુરતજ બોલી. " પણ આપણું એ અઠવાડયાનું ભાડું——"

" કે જે તેં નહિ આપ્યું હતે તો ચાલતે " રાલફ તેણીને વધુ બોલતી અટકાવતાં બોલીયો.

" નહિ, આપણો ઘરવાળો હવે વધુ વખત થોભવા ના કહેછ, અને આ ભાડું આપવા ઉપરાંત મારી પાસે ફક્ત ગ્યાસ-તેલ અને આવતી કાલનાં નાસ્તા માટે ફક્ત પાંઉ માખણનાંજ પઇસા બાકી રહયાછ."

" બસ બસ, ખુદાને વાસ્તે એ તારો પતપતારો છોડી દે, નીતા " રાલફ કંટાળીને બોલીયો. " હવે હું તારેથી અને તારા પઇસાનાં રોદરાથી તદનજ ધરાઇ ગયોછ."

" રાલફ ડીયર તેમાં મારો શું કસુર " નીતા તેનાં ખભાં ઉપર હાથ મુકતાં બોલી. " હું તો તમુને મારો જાન આપી ચુકીછ, તો કહો ડીયર કે તમુને ખુશી કરવા હું બીજું શું કરી શકું ? રાલફ. જોવ આય તમારો દગલો વરસાદથી ભીંગાઇ ગયોછ, તમુને સરદી લાગશે, મને એ કાહડી આપો, હું તેને વખાતો કરૂં."

" નહિ. તું મારે માટે એટલી તસદી ના લે " તે તુંદા-ઇથી બોલીયો

પણ તેની ધણીયાણીનાં આંગળાં લાગતાં તે સેહજ નરમ થયો અને મુંગે મોહડે પોતાનો દગલો તેણીને કાઢવા દીધો.

"પણ તું તો કેહતી હતી નીતા, કે તારો મેનેજર હવે તારો પગાર વધારનાર છે" તેણે થોડોક વખત પછી પુછીયું.

"હા, ડીયર. પણ મે તેણે એ વીશે પાછું કહ્યું નથી, કારણ હું જાણુંછ કે મારી જગ્યા જોકે ઘણીજ નજીવી છે છતાં તે જગયાને માટે એટલી બધા ઉમેદવાર છે કે મારૂં હાલતુરત કાંઇ વળે એવું લાગતું નથી. પણ મારા મેનેજરે હવે થોડાજ વખતમાં મને એક બીજી જગ્યા આપવા કહયું છે."

અને એ "થોડો વખત" શું તે તું બરાબર સમજતી હશે નીતા" રાલફે તાણો મારીયો. જો હવે હું તને છેહલીજ વેળા કહુંછ. નીતા કે આવી ગરીબાઇ અને હાડમારી મારાથી સહણ થઇ શકતી નથી. મારા આ કંગાળ અવતાર તરફ નજર કર. તારાં આ બદ કીસમત તરફ ધ્યાણ ધર અને તેથી જો કોઇ દીવશે તું એમ સમજે હું મારૂં નશીબ અજમાવવા ઓસ્ટ્રેલીયા ચાલી ગયો છું, તો તે સમજીને ઘણી અજબ થતી નાં."

"ઓ નહિ રાલફ તમે એવું કદીપણ કરશો નહિ. તમે મને કદીપણ છોડી જશો નહિ" તેણી ગભરાઇ જતાં બોલી. "ઓ રાલફ તમારાથી મારૂં જીવતર છે. હું તો તમુને ખુશી અને સુખી રાખવા હમેશાં કોશેશ કરૂંછ. ડીયર" તેણી આંખમાં આસું સાથે બોલી.

પણ આ કાકળુદીથી રાલફ ઉપર શેહજ પણ અસર થઇ નહિ. અને બીજીજ પળે નીતા પોતાનો પ્યાર ફોકતમાં ગયલો સમજીને આ બેકદર ધણી આગળથી દુર થઇ.

"હું જાઉંછ. રાલફ" તેણી દયામણા અવાજે બોલી "અને કોઇ પાસે એક શીલીંગ ઉછીની લઇને તમારે માટે કાંઇ સારૂં ભોજન લઇ આઉછ."

તેણી ગઇ. અને જેવા તેણીનાં પગળાંનો અવાજ બંધ પડયો કે રાલફે બાહર બારણાં આગળથી પેલી માછળી લાવીને ખાવા લાગયો. ત્યારપછી તેણે એક સીગાર સળગાવી અને બીજું કાંઇપણ કામ નહિ હોવાથી તેણે ભોય ઉપર પડેલું એક જુનું ન્યુસપેપર ઉંચકીને વાંચવા માડયું.

એકાએક તેણે તે ન્યુસપેપર મજબુત પકડયું. તેનો ચેહરો લાલચોળ બની ગયો. અને તેનાં દોળા એકદમ ઉઘાડીને તે કોઇ ચોક્કસ ચીજ ઘણીજ ધ્યાનથી વાંચતો બેઠો.

**રેતનનું ઉમરાવપદ**—રેતન હોલનાં સોલીસીતર મી૦ બુલપીતની ગમે એવી પણ અઠાગ મેહનત છતાં રેતનનો ખેતાબ અને મીલકતનો હજુણસુધી કોઇ દાવાદાર મળીયો નથી. આ વારસ—અલબત રેતન-હોલનો એકલો માલેક—ત્રીજા ભાઇ રોબર્ટ પરસીવલનો બેટો થાય છે. તેનો બાપ, હમે જણાવવાને ઘણા દલગીર છીએ કે પોતાના અસીલ ખાનદાનને એક એબ સમાન હતો, અને તેને લીધે તેણે પોતાનું ખરૂં નામ છુપાવાની ફરજ પડી હતી. તે ઓસ્ત્રેલીયામાં પરણયો હતો, અને મી૦ બુલપીતની ખાતરી છે કે આ લાગણીયી તેને એક છોકરો અવતરીયો હતો. આ છોકરો જો તે હમણા જીવતો હોય તો નવો અરલ ઓફ રેતન છે, તેનાં બાપ વીશેની સઉથી છેલ્લામાં છેલ્લી ખબર એ હતી કે તે એક ગામડાંની નાટકશાળામાં નાનાં નાનાં પાત્રો ભજવતો હતો. કદાચને તેનો બેટો પણ પોતાનાં બાપને પગળે ચાલતો મળી આવે."

રાલફ જાણે સ્વપણામાં હોય એવી રીતે આ ફકરો ફરી ફરીથી વાંચવા લાગયો. યા અલ્લાહ! આ તો નશીબદેવી ઘરબેઠઠાં તેની ઉપર પ્રસન થઇ ગઇ, લક્ષમીદેવી વગર કેહવે તેને ચાંદળો કરવા આવી! જાણે આખ્ખી દુનીયાને ધર્તીકંપનો એક

સખત આંચકો લાગયો હોય તેમ રાલફ આ ખબર વાંચવા પછી પગથી તે માથાં સુધી ચોંકયો. પણ તે છતાં આ ફકરાનો મીનીંગ સમજવાને તે પુરતો સુદ્ધીમાં હતો. તે ગોયા હમણા પણ ગામડાંની એક કંગાળ થીએતરમાં પોતાનાં બાપને તેનું પાત્ર ભજવતો જોવા લાગયો, અને જ્યારે તે [illegible] સાથે રાબેતાં કરતાં કાંઇક વધુ દોસ્તી પાડીને સરેશ મઝદની પનાહમાં રેહતો, ત્યારે તેનાં બાપની તોતરી જબાનથી બોલાયલા શબ્દો 'સાહેબો, હું જનમથીજ–એક–ઉંચ–ખાનદાનનો નબીરો છું" એ બોલો તેનાં મગજમાં તુરતજ ધાઇ આવ્યા. તે એ વીશે બીજા ધણાક બનાવો યાદ કરી શકયો કે જે અગાઉ તેને ધણાજ નજીવા લાગતા હતા, પણ આજે—અરે હમણા—તેનાં બાપનાં દારૂથી બેહક બેહક થતાં મોઢાંમાંથી બોચરાયલા શબ્દો કેવા ઉંડા અર્થથી ભરપુર હતા? રાલફ આ અસાધારણ ખબર જાણી ચોંકયો, તે ધ્રુજીયો, અને તદન ગુંચવાયલી હાલતમાં તેણે પોતાની ગરીબાઇનાં સીહા બોરડા આસપાસ એક ઝડપી નજર કરી.

"એક ઉમરાવ એક ઉમરાવ" તે અતયંત ઉસકેરાઇનેક બોલવા લાગયો "અખુટ દોલત અને જીંદગી ભર સંપુર્ણ સુખ ઓહ મને લાગેછ કે હું દીવાનો થઇ જઇશ. આટલી બધી દોલતનો એકલો હકદાર માલેક છતાં હું એક ગૃહસ્થ નહિ એક ઉમરાવ થઇને હયાં આ કંગાળ ઓરડીમાં સબડયા કરૂંછ! બાહ!"

અને એટલું બોલતાં તેણે પોતાની બાજુમાં પડેલી દેવદારની ટેબલ ઉપર જોરથી મુકકી અફાલી. અને હવે શું કરવુ તેનાં વીચારમાં આમતેમ જોવા લાગયો. તુરતજ તેની નજર એક પેતીકોટ ઉપર પડી, અને તે જોતાજ તેનાં ચેહરા ઉપર કચવાતની લાગણી ઉભરી નીકળી.

"હું એક મુરખ છું" તે બડબડયો "દુનીયામાં એક સૌથી મોટો મુરખ છું. કારણ હવે જયારે હું મરી બાપીકી મીલકત મેળવવાની તદન અણી ઉપર છું, ત્યારે મારી પુઠે એક હલકા વર્ગની સ્ત્રીને એક કાઉનતેસ તરીકે લઇ જવાને મેં મારી જીંદગી દરમ્યાન એક સૌથી ગંભીર ભુલ કીધીછ. એક નાચનારી સ્ત્રી કાઉંનતેસ! નહિ નહિ એ કદી બની શકેજ નહિ. પણ હવે તો મારા કપાળે કાન ચોંતી ચુકાછ. અને તેને જીંદગી ભર રાખવા સીવાય મારો હવે બીજો છુટકોજ નથી."

એ વીચારથી તેણે પોતાનાં હોથ જોરથી કરડયા અને તેના ડોળા એક વીકાળ વરૂની માફક ચમકવા લાગયા. ખરેખર આ વેળા તે એક ઉમરાવ કરતાં રસ્તે ચાલતા એક લુચ્છા બદમાશને વધારે મળતો આવતો હતો.

"કાંય નહિ" તે એકાએક પાછું બોલીયો "અરે શા માટે હું મારી જીંદગીનું સુખ ફકત આ કંગાળ બળાને ખાતર જતું મુકું. તેણી કદીબી એક ન્યુસપેપર વાંચતી નથી અને તેથી મારી જીંદગીનો આ ફેરફાર તેણી કદીબી જાણી શકશે નહિ આહ ઘણાજ સારા અવસરે મેં હમણાજ તેણી આગળથી ચાલી જવાની મારી ઇચ્છા જણાવી દીકરા રાલફ તારા નશીબનો પલતો ઉલતાયોછ, અને અલબત તેણીને છોડી જવામાં હું એક વાજબીજ કામ કરૂંછું. તેણી મને જલદીથી ભુલી જશે કારણ મારા જેવા એક કડકાબાલુસ ધણીની કોણ દરકાર કરેછ. તેણીને બીજા ઘણા જવાન્યા મળશે, અને વેલ, નીતા એક મજાહની નાની, મતુકલી, ખુબસુર——"

તેનાં હલકા વીચારો અત્રેજ અતકયા અને તેને ટેબલ ઉપરથી એક કાગળ પેનસીલ લઇને નીચે પ્રમાણે લખવા માંડયું :—

"વ્હાલી નીતા,—તારો જવાન જીવ ગરીબાઇનાં બોજા તળે કચડાઇ જતો જોવા હું હવે નારાજ છું. મારા એક દોસ્તે મને થોડાક પાઉંડ ધીરયા છે, અને તે લઇને હું આવતી કાલે સહવારે મારૂં બદ કીસમત સુધારવા ઓસ્ત્રેલીયા ઉપડી જનાર છું. વ્હાલી નીતા તું મારી સલામતી વીશે તદન બેફીકર રેહજે. ખુદાનું ચાહવું હશે તો આપણે જલદીથીજ પાછાં મળશું, અને તે સુખી ઘડીની રાહ જોતો હું છું તારો હંમેશનો વ્હાલો,

રાલફ."

તે ચીઠ્ઠી તેણે ટેબલ ઉપર ઉંધાડી મુકી, અને પોતાનો દસ ઠીંગડાંનો મેલો દગલો અને ટોપી પેહરીને તે કડકડ બોલતા દાદર ઉપરથી નીચે ઉતરીયો, અને તે સાંકડા અંધારા મોહલ્લામાં ચાલતો થયો.

* * * * *

બીજે દીવશે સહવારે એક કદાવર ચીઠ્ઠેહાલ જવાન દેવનશીયરમાં મારકેટ રેતન આગળ આવેલી મી૰ બુલપીત સોલીસીટરની ઓફીસમાં દાખલ થયો, અને તેવણ કયાં હતા તે પુછવા લાગયો.

ત્યાંના કલારકે તેની ગમ શંકાથી નજર કરી, કારણ આ જવાનનો ધુળથી ખરડાયલો અને ફાટોતુટો પોશાક હમણાજ જેલમાંથી નાહસી આવેલા એક કેદી જેવો લાગતો હતો.

"તમારૂં નામ?" તે કલારકે પુછીયું.

"મારાં નામ સાથે તમુને કામ નથી" રાલફે દમમાંજ જવાબ આપ્યો.

"મી૰ બુલપીત બાહર ગયા છે" તે કલારક ધીમાં અવાજે બોલીયો.

"તેવણ ક્યાં ગયાછ, મને એવણ સાથે ઘણું અગત્યનું કામ છે. બોલ જલદી જવાબ આપ. મારાં મોઢાં ઉપર કાંઇ હીરાબીરા જડીયાછ શું?"

આવી અસાધારણ ચાલ જોઇને પેલો કલારક જરા તરખાયો, અને તેનાં ચેહરા ઉપરથી પોતાની નજર ફેરવી નાંખી.

"બોલ! મી૦ બુલપીત ક્યાં છે" રાલફે બુમ પાડી."

"તેવણ રેતન-હોલમાં ગયાછ" કલારકે કાંઇક નામરજીથી જવાબ આપ્યો 'તેવણ બે એક કલાકમાં તમુને હયાં મળી શકશે."

પણ રાલફ આ કલારક તરફ એક કરડી નજર નાખીને ત્યાંથી બાહર પડયો મી૦ બુલપીતની ઓફીસથી રેતન હોલ બે માઇલ દુર હતો અને આટલો છેટો તે કેવી રીતે કાપી શકયો. તેનું રાલફને સેહુજ પણ ધ્યાણ હતું નહિ. આખરે તે પોતાનાં મેહલની નઝદીક જઇ પુગયો. અને પોતાની લાલ લોહી જેવી આંખ્યો તડકામાં મોતી માફક ચળકતી તે શંગેમરમરની ઇમારત તરફ ઉંચકીને અતયંત ખુશાળીથીં બોલીયો.

"મારૂં ઘર. મારો મેહેલ!"

એક બતલર દરવાજા આગળ ઉભો હતો, અને તે તેને અટકાવા જતો હતો પણ રાલફે તેને એક જબરદસ્ત આંચકો મારીયો અને તે સુંદર દીવાનખાણામાં દાખલ થયો તેણે નઝદીકમાંજ કોઇનો વાત કરવાનો અવાજ સાંભળ્યો. અને તુરતજ પોતાની પીઠે આવેલા બતલર સાથે તે લાઇબરેરી રૂમમાં દાખલ થયો.

મી૦ બુલપીત અને ગેફર્ડ કાંઇ વાત કરતા બેઠા હતા, અને એક અજાણુયા શખશને આવી એકાએક રીતે ત્યાં ફુટી નીકળેલો જોઇને તેઓ અજાયબીથી એક તડાકે પોતાની ખુરસી

ઉપરથી ઉભા થયા.

રાલફે કાંઇ બોલવાની કોશેશ કરી પણ તેનાં સુકકાતાત હોથોમાંથી એક પણ શબ્દ નીકળી શકયો નહિ.

આખરે તે ખોખરા અવાજે બોલીયો.

"હું **રાલફ પરસીવલ** છું. જે વારસની તમે શોધમાં છો તે વારેસ હું પોતે છુ."

## પ્રકરણ ૮ મું.

રેતન-હોલનો સોલીસીતર અને સેકરેટરી આ જવાન, કે જે પોતાનાં ફીકકા ચેહરા અને ધુળથી ખરદાયલા પોશાક સાથે ટેબલની કીનારી પકડીને જાણે પોતાને પડી જતો અટકાવા માંગતો હોય એવી રીતે ઉભો હતો, તે જવાન તરફ તેઓ ડોળા ફાડીને જોવા લાગ્યા.

તેઓની અજાયબીનો પાર હતો નહિ, અને ખાસ્સી એક મીનીટ સુધી તેઓ બંને માંનો એક પણ કાંઇ બોલી શકયો નહિ. આખરે મી. બુલપીત પોતાની તીક્ષણ આંખ્યો વડી આ જવાનને ધ્યાણથી જોવા લાગયો, તે પરસીવલ ખાંનદાંનને આજે ત્રીસ વરશ થયાં ઓળખતો હતો, અને તેણે આ જવાનનાં ચેહરા અને છેલ્લા લોર્ડ રેતનનાં ચેહરામા કઇ અજબ મળતાવડાપણું દીઠું. કાંઇ પણ બોલ્યા વગર તે બારણા આગળ ગયો, તે સંભળથી બંધ કીધું, અને ત્યાર પછી રાલફને એક ખુરસી ઉપર બેસવાની ઇશારત કરી.

"હયાં બેસો" તે ધીમેથી બોલીયો "તમે તદન થાકી ગયલા છો."

"હા, હું ઘણો દુરથી આવ્યો છું" રાલફ પોતાની

જગયા લેતાં બોલીયો "તમારા બંનેમાંથી મી. બુલપીત સોલી સીટર કોણ છે ?"

"મારૂં નામ બુલપીત છે" તે બોલીયો "અને આ ગ્રહસ્થ રેતન-હોલનાં સેક્રેતરી મી. ગરફડ઼ છે."

"વેલ, ત્યારે મારૂં નામ રાલફ પરસીવલ છે. અને—"

પણ મી. બુલપીતે તેને વધુ બોલતાં અતકાવ્યો, અને પોતાનાં હાથ આગળ પડેલો એક ચંગ વગાડતાં ત્યાં તુરતજ એક વેતર દાખલ થયો.

"સાહેબ, આપણે કાંઇ પણ અગત્યની વાત કરીયે તે અગાઉ તમુને કાંઇ રીફ્રૅશમેંતની ઘણી જરૂર છે. પારકીન્સ, આય ગ્રહસ્થ માટે કાંઇ રીફ્રૅશમેંત તયાર કર," બુલપીત વેતર તરફ ફરતાં બોલીયો, અને ત્યાર પછી રાલફ તુરતજ તેની પુઠે ઉપર જમવાનાં ઓરડા તરફ ગયો.

"કેમ શું ધાર્યું" રાલફ ગયા પછી ગરેફ્ર્ડ઼ પુછીયું.

"કાંઇ કહી નહિ શકાય, પણ મને આ જવાનનાં ચેહરામાં પરસીવલ ખાનદાનનું મળતાવડાપણું આબાદ માલમ પડેછ."

"હા, હું પણ એમજ ધારૂંછ. તે એક મજાહનો ખુબ સુરત જવાન છે પણ તેનાં હોથ નીચેની કરચળી—"

"ગરીબાઇ એક માણસના ચેહરા અને ચાળચલણમાં ઘણો ફેર પાડી શકે છે, ગરેફ્ડ઼," બુલપીત તુરતજ બોલીયો, તેનો અવાજ પણ એક "રેતન" જેવોજ છે. અને મને લાગેછ કે એજ જવાન ગુમ થયલો વારેસ છે. ગમે તે હોય પણ એટલું તો ચોકકસ છે કે તે એક ઠગારો નથી"

"કાંય ?"

"કારણ જો તે એક ઠગારો હતે, તો પોતાનો બાહરનો

દેખાવ સુધારવાની તે પુરતી સંભાળ લેતે, કે જેથી તે પોતાની સામેનાં આદમી ઉપર સારો છાપ પાડી શકે, પણ આ દાવાદાર તો પોતાનાં હકને માટે એટલો ચોકકસ દીસેછ, કે તેણે પોતાનાં દેખાવ સંબંધી કાંઇ પણ તકલીફ લીધેલી માલમ પડતી નથી. અરે પણ આ એનાજ પગળાનો અવાજ આવેછ."

રાલફ ધીમાં કદમે તેઓ તરફ આવતો હતો. તે હજુ શુ ધ્રુજતો હતો તેમાં કાંઇ નવાઇ હતી નહિ. કારણ આ બાદશાહી મેહેલ, તેનું સુંદર દીવાનખાનું, રૂપાંની પ્લેટમાં લીધેલું રીફ્રેશમેંટ, અને છેવટે સંગેમરમરનાં દાદર ઉપર પણ પાંઠરેલા સુંદર ગાલીચા, આ સઘળું હવે તેનુ પોતાનું થશે, તે વીચારથી તે ધ્રુજતો હતો.

"હવે સાહેબ હમે તમુને સાંભળવા ખુશી છીએ" બુલપીત તેને પોતાની સામે બેસાડતાં બોલીયો.

રાલફે પોતાનો કીસ્સો શરૂ કીધો, અને બુલપીતે ચોકકસ ચીજો એક કાગળ પર ઉતારવા માંડી.

"મારા પીતાનું નામ રોબર્ટ પરસીવલ હતું" તે બોલીયો "પણ તેવણ એનીસ્તરનાં નાંમ હેઠળ એક એકતર હતા. હું લંડનમાં જનમ્યો હતો—"

"તે સરતીફીકેટ કયાં છે" બુલપીતે તુરતજ પુછીયું.

"હું મારી સાથે ત્રણ સરતીફીકેટ લાવ્યો છું" રાલફ બોલીયો "એકતો મારા માતાનાં લગનની સરતીફીકેટ, બીજુ મારા જનમની, અને ત્રીજી મારા પીતાનાં મરણની છે. હું ધારૂંછ કે આ ત્રણે સરતીફીકેટ બરાબર તપાસવાં પછી તમુને મારા વીશે કાંઇ પણ શક રેહશે નહિ."

મી. બુલપીતે આ ત્રણે ફાટીતુટી સરતીફીકેટ પોતાનાં હાથમાં લીધી, અને તેને બરાબર તપાસવા લાગયો.

"ઠીક, આ ત્રણે સરતીફીકેટમાં મને કાંઇ પણ વાંધા ભરેલું દીસતું નથી" તે આખરે બોલીયો. "પણ—"

"એટલે ?"

"તેઓ પુરવાર કરે છે કે રોબર્ટ પરસીવલ પરણ્યો હતો, તેને એક બેટો અવતરયો હતો, પણ આ બેટા તમેજ છો એવું હું કેમ જાણી શકું."

"તેને માટે તમારે કાંઇ પણ ફીકર કરવી નહિ, મારા ઘણાક મીત્રો છે કે જેઓએ મને મારા પીતાની સાથે રેહતા અને તેની સાથે એક નાટકશાળામાં પાત્ર ભજવતાં દીઠો છે. તેઓ જરૂર પડવે મારી ઓળખાણ તમુને આપી શકશે."

પણ બુલપીતે શંકાનું દોકું ધુણાવયું, અને રાલફ તેનો અર્થ સમજવાથી, તેણે એકવાર ફરીથી મી. બુલપીતની ખાત્રી કરવા પોતાની હકીકત કેહવા માંડી, કે જે એક ચોકકસ અપવાદ સીવાય સઘળી ખરી હતી, કારણ લુચ્છા રાલફે પોતાની ઘણીયાણી નીતાને માટે બુલપીતને એક શબ્દ પણ નહિ કેહવાની પુરતી સંભાળ લીધી હતી.

"મેં મારી આખી જીંદગી ગરીબાઇમાં સખડીને પસાર કરીછ," તે બોલતો સંભળાયો "અને તમે માનશો મી. બુલપીત, કે આટલાં ગરીબાઇ છતાં મેં એકપણ એવું કામ કરીયું નથી કે જેથી મારાં ઉંચ ખાનદાનને કાંઇ એબ લાગો શકે. બસ હું ફકત એટલુંજ કેહવા માગુંછ. કે રોબર્ટ પરસીવલનો છોકરો કે જે બેનીસ્તરનાં નામથી ઓળખાતો હતો, તે જો આ ખેતાબ અને મીલકતનો વારેસ હોય, તો તે વારેસ હું પોતે છું."

"પણ તમે કેમ જાણીયું કે હમે આ વારેસની શોધમાં છીએ ?" રાલફનાં દાવાથી જાણે બુલપીત સંતોશ નહિ પામ્યો હોય તેમ તે "તમારે" ને બદલે "આ વારેસ" બોલ

વાપડતાં બોલીયો.

રાલફ આ મુલાકાત દરમ્યાન ફકત પેહેલ્લીજ વાર જરા ચોંકયો, કારણ મી૰ બુલપીતનાં આ સવાલથી તેને નીતા અને પોતાનાં કંગાળ ઓરડાનો ખ્યાલ આવી ગયો.

' મેં ગઇ કાલેજ એ વીશે ન્યુસપેપર મારફતે જાણીયું, અને ત્યાર પછી હું કોણ હતો તે હું તુરતજ ચેતી ગયો. મેં મારી જીંદગીનો અહેવાલ તમુને કહી સંભળાવ્યો છે, અને હવે તમે શું કરવા માંગોછ તે હું જાણવા આતુર છું, મી૰ બુલપીત."

"હું તમારે માટે જાહેર તેમજ છુપી પુછપરછ ચલાવીશ" બુલપીત ગંભીર અવાજે બોલીયો.

"તેને કેટલો વખત લાગશે?" રાલફે અધીરાઇથી પુછીયું. જોવ મી૰ બુલપીત હું હાલમાં લગભગ ભીખારી જેવો છું, અને હમણા મારી પાસે ઝેર ખાવાની એક પેની પણ નથી."

બુલપીતે પોતાનાં ખીસાંમાંથી થોડીક બેંક નોટ ખેંચી કહાડી.

"હું તમુને થોડાક પાઉંડ ઉછીનાં આપીશ" તે બોલ્યો.

રાલ્ફે આ નોટો બેદરકારીથી લેવાની કોશેશ કરી, પણ આહ–પઇસા–પઇસા, તે જોતાંજ તેની આંખ્યો ચમકવા લાગી, જાણે તેનાં આંગળાંમાં એક ચાંપ હોય, તેમ બીજીજ પળે તેનાં મજબુત આંગળાં તે નોટનાં બંદલની આસપાસ જોરથી વીટલાયાં.

"થેંકયુ મી૰ બુલપીત" રાલફ આ બંદલ પોતાનાં ખીસામાં સેરવતાં બોલીયો. "જયારે મારો હક પુરવાર થશે, ત્યારે હું તમુને આ રકમ ઘણી આશાનીથી પાછી વાળી શકીશ, કેમ ખરૂં કેની?"

"બરાબર છે, અને હવે જો તમે મને સલ્લાહ આપવાની રજા આપશો તો હું કહીશ, સાહેબ કે તમારો હક પુર-

વાર થાય ત્યાં સુધી તમે લંડનમાંજ રહેશો તો વધારે બેહતર. તમારૂં હાલનું એડરેસ શું છે ?"

"મારૂં એડરેસ છેજ નહિ" રાલફ બોલ્યો. "હું તમુને કહી ચુકોછ કે હું એક મુફલેશ આદમી છું, અને તેથીજ છેલ્લો કેટલો વખત થયો હું ભડીયારખાણામાં રેહતો હતો."

"માફ કરજો સાહેબ" બુલપીત નમનતાઇથી બોલ્યો, "અને હવે તમે લંડનમાં "ચેરીંગ કરોસ" નાં હોટેલમાં રેહશો તો જરૂર પડતાં હું ત્યાં તમારી સાથે પત્રવેહવાર ચલાવીશ."

પણ આ ગોઠવણ રાલફને પસંદ પડી નહિ. લંડનમાં દેખાવ દેવો હવે તેને માટે એક જોખમભરીયું પગલું હતું. કારણ તેને તો ઓસ્ત્રેલીયા ઉપડી ગયલો ધારવામાં આવતો હતો !

"નહિ. હું લંડનમાં રેહવા માંગતો નથી." તે બોલીયો "હું તો હયાંજ મારી મીલકતની નજદીક કેઠે રેહવા ધારૂંછ."

મી૦ બુલપીત આ જવાનનું પોતાના હક માટેનું વીશ્વાસ ભરીયું બોલવું સમજવાને ચુકયો નહિ.

"જેવી તમારી મરજી સહેબ ત્યારે તો હયાંજ નઝદીકમાં બુલ હોટેલ છે—"

"હા, એજ ઠીક પડશે." રાલફ ખુશાળીથી બોલીયો "હું હમણાજ ત્યાં જવા ધારૂંછ. અને જોકે હું આ મારા મેહલની આસપાસ એક નજર કરવા ઘણો આતુર છું છતાં–' તે પોતાનાં મેલાં કપડાં તરફ નજર કરતાં બોલીયો "હું હજુણુ સુધી મારા આવા અવતારે મારા નોકરો સાંમે દેખાવ દેવાને લાયક નથી"

"હું હમણા મારી ઓફીસમાં પાછો જનાર છું," બુલપીત બોલીયો "અને બુલ હોટલ પણ ત્યાં નઝદીકમાંજ આવેલું હોવાથી હું તમો સાહેબને મારી સાથે લઇ જવા

ખુશી થઇશ."

રાલફે તેની માંગણી ખુશીથી કબુલ કરી, અને જયારે મી. બુલપીતની ગાડી આવી લાગતાં તેઓ નીચે ઉતરીયા, ત્યારે જે નોકર રાલફને શકથી જોતો હતો. તેની તરફ તેને ગુસ્સા અને ફતેહથી નજર કરી, જાણે તે એવું કેહવા માંગતો હોય કે "હું તમો સઘળાનો શેઠ છુ."

અને જયારે તેઓ મી. બુલપીતની ઓફીસ તરફ હંકારી જતા હતા, ત્યારે રાલફે તેણે થોડાક સવાલો પુછવા માંડયા. દાખલા તરીકે તેણે આ મીલકતનો કબજો લેનાં કેટલો વખત લાગશે, શુ તેની જમીન અને દોલત લખખો પાંઉડની હતી, હમણા તેઓ કોણનાં ઘર આગળથી પસાર થયા હતા, એ ઉપ્રાત તેને મી. બુલપીતને ઘણાક સવાલો પુછીયા.

અને બુલપીતે એક સોલીસીતરને છાજતી ગંભીરતાથી તેનાં સઘળા સવાલનો ફડચો કર્યો, અલબત રેતનની મીલકત ઘણીજ બોહળી હતી, અને તેની દોલત પણ તેટલીજ બીસ્યાર હતી, અને જો તેનો હક પુરવાર થાય તો આ સઘળું તેનું થશે એ વીચારથી રાલફનું હઇયું ખુશાળીથી ઉભાઇ ગયું. જે ઘર આગળથી હમણા તેઓ પસાર થયા હતા તે ઘર લોર્ડ હેયરલીનું હતું.

પણ રાલફને આ સઘળી ખબર આપતા મી૦ બુલપીત તેને બારે ડોળે જોતો હતો, અને જો કે મનમાં તેની ખાત્રી હતી કે પોતાની પાસે બેઠેલા આ જવાનનો હક પુરવાર કરતાં તેને કંઇ ઝાઝી તકલીફ પડશે નહિ, છતાં આ વીચારથી તે કાંઇ ઘણો ખુશી જણાયો નહિ. રાલફની ચોતરફ ફરતી આંખ્યો, અને તેનાં હોથ નીચેની પેલી એબીયલ કરચલીએ મી૦ બુલપીતમાં તેની સાંમે કાંઇ અજબ અભાવ ઉતપન કરીયો હતો.

આ બંને જણા ત્યાર પછી પોતાનાં વીચારમાં ચુપ બેઠા, અને તેઓની સાંમેથી આવતી એક ગાડીનો અવાજ સાંભળતા આ બંને જણા પાછા સાવધ થયા. તે એક ડોગકાર્ટ હતી, એક જવાન ખુબસુરત છોકરી તે ગાડી હંકારતી હતી' અને પોતાની પાસે બેઠેલા એક મધ્યમ ઉમરનાં ગ્રહસ્થ સાથે તેણી કાંઇ ઘણી આતુરતાથી વાત કરવામાં રોકાઇ હતી.

"એઓ કોણ છે" તેઓને નજદીક આવતાં જોઇને રાલફે પુછીયું.

' લોર્ડ હેથરલી કે જેનાં ઘર આગળથી આપણે હમણાજ પસાર થઇ આવ્યા છીયે." બુલપીતે જવાબ આપ્યો.

"હા, પણ–પણ પેલી છોકરી, પેલી લેડી! તેણી કોણ છે ?".

"તેણી લોર્ડ હેથરલીની બેટી લેડી મેરી છે" અને આટલું બોલતાં બુલપીતે ઘોડા આગળ ચાબુક ચમકાવીને પોતાની ગાડી વધારે ઝડપથી હંકારવા માંડી, કારણ તે હજુણ સુધી આ દાવાદારને કોઇ પણ સાથે ઓળખાણ કરાવાનું દરૂસ્ત ધારતો હતો નહિ.

તેઓને દુરથી જોતાં લેડી મેરીએ પોતાનાં પીતાને કાંઇ કહ્યું.

"પપા, સાંમેથી મી૰ બુલપીત આવેછ, અને જોવ તેવણની પાસે કોઇ બીજુંબી બેઠેલું છે."

"તે કોઇ અજાણો છે. પણ—અરે એમ કેમ ?"

"શુ છે, પપા.

"અરે એ તો મરહુમ લોર્ડ રેતનનો આબાદ ચેહરો છે. સબર મેરી આપણી ગાડી જરા ઉભી રાખ, હું બુલપીતને પુછી જોઉં."

મેરીએ તુરતજ પોતાનાં ઘોડાની લગામ ખેંચી અને આ

જવાન સામે જોવા લાગી. બુલપીતને પણ હવે પોતાની ગાડી રોભાવાની ફરજ પડી, અને તે હવે પોતાની ટોપી ઉતારીને આગળ ચાલવા માંગતો હતો, પણ લોર્ડ હેથરલીએ તેણે અટકાવ્યો.

"હૉલમાં ગયા હતા, મી૦ બુલપીત ?"

"હા, મારા લોર્ડ, હું આ ગ્રહસ્થ સાથે મારી ઓફીસમાં જરા અગત્યનાં કામે જાઉં છું. એવણ પોતાને રાલફ પરસીવલ તરીકે ઓળખાવે છે, કે જે વારસની હમણા આપણે શોધમાં છીએ."

રાલફે હસવાની કોશેશ કરી, પણ તુરતજ તેની નજર પોતાનાં મેલાં કપડાં ઉપર પડી અને તે ગાડીનાં એક ખુણામાં બને એટલો સંકોચાઇને બેઠો.

લોર્ડ હેથરલી પોતાની ગાડીમાંથી ઉતરવાની તઇયારી કરવા લાગ્યો, પણ બીજીજપળે બુલપીતે "હું તમારી રજા લઇશ, મારા લોર્ડ" એમ કહીને ત્યાંથી આગળ હંકારવા માંડયું.

રાલફે પોતાની ટોપી ઉંચકી હતી, પણ બુલપીતની આવી અજાયબ જેવી રીતભાત જોઇને તેનાં ગુસ્સાનો પાર હતો નહિ.

"તમુને જરા થોભવું હતું. તમે જોતા નથી કે લોર્ડ હેથરલી મારી સાથે ઓળખાણ કરવા માંગતા હતા" તે બોલીયો.

"તેવણ સાથે ઓળખાણ કરવા હજુણ તમુને ઘણો વખત છે, સાહેબ" બુલપીત ધીમેથી બોલીયો.

રાલફે તેની તરફ એક કરડી નજર કરી તે પોતાનો ગુસ્સો જેમ તેમ દબાવી શકયો.

"હા! કદાચને સાવચેતીના ઉપાય લેવામાં તમે ખરા હશો પણ જોવ મી૦ બુલપીત હું તમુને સાચુજ કહું છ કે હું કાંઇ ઠગારો નથી."

"અને તેથીજ સાહેબ તમારો હક પુરવાર થય તેટલો વખત હું તમુને જરા ધીરજ રાખવાની સલ્લાહ આપું છ."

"ઠીક ઠીક, પણ મી૦ બુલપીન પેલી ગાડીમાં એક ઘણીજ ખુબસુરત છોકરી હતી, હં!"

લેડી મેરીની આ વખાણ સાંભળતાં બુલપીત જરા ચોંકયો.

"અને તેઓ મારાં સૌથી નઝદીકનાં પડોશી છે કેમ?" રાલફ કાંઇ વીચાર કરતાં બોલીયો.

"હા, પણ હું તમુને હજુણ સુધી એક સવાલ પુછતાં ભૂલી ગયોછ" બુલપીત બોલીયો, "તમે પરણેલા છો કે કુંવારા?"

પણ આ સવાલ પુછવાની સાથેજ બુલપીતે પોતાનો હોથ કરડયો, કારણ લેડી મેરી સાથે હમણા રાલફની થયલી મુલાકાતથી જાણે આ સવાલ પુછવાનો તેને સુજયો હોય એવું તેને લાગ્યું, અને તે એટલો તો ગુંચવાઇ ગયો કે રાલફનાં ચેહરા ઉપર આ સવાલથી થયલો ફેરફાર તે જોઇ શકયો નહિ.

"નહિ હું કુવારો છું, કારણ જયારે મને મારા પોતાનાજ ગુજરાનને માટે વાખા પડે, ત્યારે હું એક બઇરીની ટોક કયાં મારે ગળે ઓળવી લાવું! અને મી૦ બુલપીત" તે સેહજ વીચાર કરતાં બોલીયો. "હું મારી જીંદગીનો અહેવાલ પેપરોમાં આપવાને નાખુશ છેઉ. કારણ ભવીષ્યનો અરલ ઓફ રેતન એક ભીખારી હતો, અને તે એનાસ્તરનાં નામથી ઓળખાતો હતો એ સઘળું હું લોકોને જણાવાની કાંઇ જરૂર જોતો નથી."

"પણ તેમ કરવાની કાંઇ અગત નથી, સાહેબ. લેવ આ તમારૂં હોટેલ આવી લાગ્યું છ, અને હવે હું તમુને કાંઇ સલ્લાહ આપવાની રજા લઇશ કે તમે કોણ છો એ વીશે તમારે લોકો

આગળ ઘણો પતપતારો કરવો નહિ, કારણ તમારે યાદ રાખવું જોઇયે કે હોથ આગળ આવેલું શરબતનું પ્યાલું વારંવાર હાથમાંથી છટકી જાય છે."

હજુણ તો બુલપીત આ વાકય પુરો કરી રહે તે અગાઉ રાલફ એક કુદકા સાથે તે ગાડીમાંથી નીચે ઉતરીને પુથપાથ ઉપર ઉભો રહયો, અને બુલપીત તરફ ઘણાજ ગુસ્સાથી જોતો ઉભો.

"મી૦ બુલપીત હું તમારી આવી ચાલ હવે વધુ વાર સાંખી શકીશ નહિ. અત્યાર સુધીમાં હું તમુને ઘણી વખત કહી ચુકોછ કે હું કાંઇ દગારો નથી. તે છતાં તમે મારી સાથે હું એક દગારો હોઉં એવી રીતે વર્તોછ એ જોઇ હું ઘણો અજબ થાઉંછ. ભલે તમે એક મોટા સોલીસીટરમાં ખપવા માંગતા હોવ. પણ હું તમુને આજે છેલ્લીજ ચેતવણી આપુંછ કે ભવીષ્યમાં તમારે મારી સાથે જરા વધુ સભ્યતાથી વર્તવું, અને તેમ જો નહિ બનશે તો મને તમારા જેવા એક દોળ ઘાલુ સોલીસીટરની જરા પણ પરવાહ નથી."

ગુસ્શાની ગરમામાં બોલાયલા આ તીક્ષ્ણ શબ્દો મી૦ બુલપીતને ભારી પડી ગયા. પણ ભવીષ્યનાં પેટામાં કોણ પેસી નીકળયુંછ? કદાચને આ જવાન ખરેખર તેનો ભવીષ્યનો શેઠ બને તો? અને ઘડીભરની સાહેબી કરવા માટે તેને આખ્ખી જીંદગી સુધી પસતાવું પડે એ બુલપીતને મનસે દાહયા માણુસનું કામ હતું નહિ.

"માફ કરજો સાહેબ" તે બોલીયો "પણ હું તો તમારાં ભલ ને માટે બોલુંછું. તમુને ગુસ્સે કરવાનો મારો ઇરાદો હનો નહિ. પણ મને એટલું તો કહયા વગર ચાલતું નથી કે હાલમાં હું રેતન મીલકતનો સોલીસીટર છું. અને તેને

લગતા દરેક અગત્યનાં સવાલો ઉપર હું મારી સત્તા વાપડવાને મુખત્યાર છું. અને જયારે કાયદાપુર્વક રીતે તમે આ મીલકતનાં માલેક બનશો, ત્યારે અને ત્યારેજ હું તમારા હુકમ મુજબ ચાલવા બંધાયલો છું."

"ઠીક, ઠીક" રાલફ કાંઇક હસતાં બોલીયો "આપણુને એક બીજા સાથે લડવામાં કાંઇપણુ ફાયદો નથી. એક સુભ કામની શરૂઆતમાં મીનાકેસો ઉતપન થાય એને હું એક અપસુકન ગણું છું."

"હું હવે રજા લઇશ સાહેબ" બુલપીત રાલફને હાથ આપતાં બોલીયો "અને જરૂર પડતાં હું તમુને હયાં મળી જઇશ."

"હું ઇચ્છુંછ કે તમુને જલદીજ મારી જરૂર પડે."

ત્યારપછી બુલપીતે પોતાની ઓફીસ તરફ હંકારવા માંડયું અને રાલફ તે સુંદર મોટાં હોટેલમાં પોતાની મુછ ઉપર તાવ દેતો દાખલ થયો. જયારે તેને પોતીકું નામ રાલફ પરસીવલ તરીકે લખાવ્યું. ત્યારે આ નામ સાંભળીને તે હોટેલનાં માલેકને ચોંકેલો જોઇને રાલફ પોતાની પેહેલવેહેલ્લી ફતેહ માટે મુછમાં હસવા લાગ્યો.

તે હોટેલનાં બે સૌથી સરસ ઓરડા "એનગેજ" કરાવીને રાલફ ત્યાંથી બાહર પડયો. રસ્તામાં બે ત્રણ સખશો તેને અજાયબીથી જોવા લાગ્યા અને રાલફ પોતે કીધેલાં આ ખેંચાણુ માટે મનમાંજ ખુશી થતો એક દરજીની દુકાણુમાં દાખલ થયો આવા એક ચીંદડે હાલ ઘરાકને પોતાની દુકાનમાં જોઇને તે દરજીએ પેહેલ્લાં તો તેને ઝાઝી દાદ આપી નહિ, પણુ રાલફ પરસીવલનું નામ સાંભળતાં તેનામાં તુરતજ ચમતકારીક ફેરફાર થયો. તે વાંકોચુંકો વળી ગયો, દુકાનમાં ચોતરફ દોડવા લાગ્યો, તેની સાંમે કાપડનાં ટાકા

ઉખેડી નાંખ્યા, અને ફક્ત ચોવીસ કલાકમાં તો તેનાં ચાર સુત સીવીને તે ઉધાર પણુ "બુલ" હોટેલમાં મોકલી આપવાને તૈયાર થઇ ગયો! રાલફે આ દરજી પાસે એક તૈયાર સુત પહેરી લીધો અને જ્યારે તે પોતાનો જુનો ફાટેલુટો દગળો તેનાં દીલ ઉપરથી ઉતારતો હતો, ત્યારે "ગરીબાઇ તને છેલ્લી સલામ" આ શબ્દો તેનાં મોઢાંમાંથી તો નહિ પણ તેનાં મગજમાંથી એક ઝટકે પસાર થઇ ગયા.

રાલફ ત્યારપછી એક ઝવેરીની દુકાનમાં ગયો અને પોતાને માટે સોનાનો એક ઘડીયાળ છેડો ખરીદયો. એ ઉપરાંત તેને પોતાના મોભ્ભા દાખલ બીજી થોડી ઘણી જરૂરીયાતની ચીજો લઇને બપોરે દીનર ટાઇમે હૉટેલમાં પાછો ફરીયો તેણે ખાણું પોતાના ઓરડામાંજ મંગાવ્યું અને સાંજ પડતાં તે નીચે બીલીયરડ રૂમમાં દાખલ થયો.

તે રૂમ ચીકાર ભરાઇ ગયો હતો, અને "બાર" આગળ તો કેટલાક જણા બહુ આતુરતાથી તેનાં વીશે વાત કરતા હતા, કારણ બુલપીત આજે સહવારે પોતાની સાથે એક ગૃહસ્થને લાવ્યો હતો, તેને પોતાનું નામ પરસીવલ તરીકે આપ્યું હતું, અને આ જવાનનો ચેહરો છેલ્લા લોર્ડ રૈતનનાં જેવોજ હોવાથી ત્યાં આખખાં હોટેલમાં તેનાં વીશે મોટી ચકચાર ચાલી રહી હતી.

રાલફે એક ખુણામાં પોતાની બેઠક લીધી અને હાથમાં વીસ્કી સોડાનાં એક ગ્લાસ સાથે તે રમત જોતો બેઠો. અલબત તેણે પોતાનું મોઢું તો બંધજ રાખ્યું હતું કારણ મી૰ બુલપીતનાં છેલ્લા શબ્દો "હોથ આગળ આવેલું શરબતનું પ્યાલુ વારંવાર હાથમાંથી સરકી જાય છે" તેનાં કાનમાં હજુણ સુધી વાગ્યા કરતા હતા. તે ઉપ્રાંત તેને ચુપ રેહવાને બીજા

ઘણા કારણ હતા. લેડી મેરીનો ખુબસુરત ચેહરો તેની નજર આગળ ભમ્યા કરતો હતો, અને રાલફ પોતાનાં હાથમાં એક સૌથી ઉંચામાંની સીગારેત લઇને તે ચેહરાની દરેક બારીકી પોતાનાં મગજમાં ઠેસવતો બેઠો હતો.

રાતે જમવા માટે જ્યારે તે પોતાનાં ઓરડામાં પાછો ગયો, ત્યારે પણ આંયજ છોકરી ગોયા તેની સાંમે આવી ઉભી; પણ જ્યારે તે બીછાણા ઉપર પડયો અને ઉંઘવાની કોશેશ કરી ત્યારે તેને પોતાને એક અંધારા ઓરડામાં દીઠો અને તેની પાસે નીતા, તેની ધણીયાણી ઘણાજ દયામણા ચેહરે ઉભી હતી. તેણીની યાદ ભૂલી જવાને રાલફે ફરીફરીથી કોશેશ કીધી, અને મધરાતે તે કાંઇ ભયંકાર સ્વપણામાંથી એકાએક ચોંકી ઉઠયો.

"બાહ, તેણી કદીબી જાણી શકશે નહિ" તે બડબડયો, અને એક વાર ફરીથી ઉંઘાવાની મજબુત કોશેશ કરી.

વાંચનાર, ત્યાર પછીનાં બે અઠવાડયાંમાં રાલફની હાલત કેવી હતી તે દરસાવવું ઘણું મુશકેલ છે. દરેક દહાડે તે "હું અરલ ઓફ રેતન છું" એવું લોકોને જણાવવાને તે પોતાને મુશકેળીથી અટકાવી શકતો હતો, કરણ તે બુલપીતથી બીહતો હતો સાંજ પડતાં તે રોજ રેતન-હોલ તરફ ફરવા જતો હતો, અને તે મેહેલને દુરથીજ જોઇને પોતાનાં અકળાતાં મગજને શાંત પાડતો હતો. બાકીનો વખત તે હોટેલમાંજ રેહતો હતો, અને દરેક વખતે તેનાં ઓરડાનું બારણું ઉઘડતાં તે મી૦ બુલપીતને જોવાની આશા રાખતો હતો.

એક દીવશે રાતે જ્યારે તે બીલીયરડ રૂમમાં ફરતો હતો, તેવામાં મી૦ બુલપીન તેની આગળ એકાએક આવી લાગ્યો.

"કેમ છો, મારા લોર્ડ?' તે બોલીયો.

રાલફ ત્યાંજ ઉભો રહી ગયો, અને બુલપીત તરફ

ડોળા ફાડીને જોવા લાગ્યો.

"મારા લોર્ડ ?" તે આતુરતાથી બોલીયો "ત્યારે તમે—"

"આ ગ્રહસ્થ અરલ ઓફ રેતન છે, મી૦ બ્રાઉન" તેણે પોતાની બાજુમાં ઉભેલા તે હોટલનાં માલેકને કહ્યું. "આપણે તમારા ઓરડામાં જઇશું, મારા લોર્ડ" તે ગંભીર અવાજે બોલીયો.

ઉજળા દુધ જેવા ચેહરા સાથે, અને ખુશાળીથી અર્ધ દીવાનાં જેવી હાલતમાં રાલ્ફ બુલપીત સાથે પોતાનાં ઓરડામાં દાખલ થયો, અને ગોયા ત્યાં આવેલી દરેક ચીજ તેને લોર્ડ રેતન કરીને બોલાવતી હતી.

અરલ ઓફ રેતન! ઓહ કેવો ફેરફાર! આજ પછી ગરીબાઇ તને છેલ્લી સલામ; દુર્દશા તંગી, કંગાળયત તને સદાની રામરામ; નીતા અને તેણીની સઘળી અસલી યાદને હંમેશની જયગોપાળ: બેનશીબી બેઇજ્જતી તમુને છેલ્લી ગુડ બાઇ; હવે તો આબાદી, સુખ, દોલત, અને કીર્તીની જય જય; બસ તેની જીંદગીમાં થયલા આ ચમત્કારને હવે તો હઝારો હઝાર નમસ્કાર, નમસ્કાર!

## પ્રકરણ ૯ મું.

પ્રીય વાંચનાર એકવાર ફરીથી આપણે પેલા એકાંત ટાપુ તરફ ફરીશું.

પેલી કેહતી છે તેમ "પાણી પીને માડુરનું ઘર પુછવું" એવી હાલત રાથની થઇ પડી હતી. જોકે તેણે સ્ટેલાને એક છોકરા તરીકે ગણવાનું વચન આપ્યું હતું છતાં આ ગોઠવણથી

રાથને કાંઇ ઝાઝો સંતોશ મળીયો નહિ. તેનાં બાપે તેને એક મરદને આવકાર આપવા જણાવ્યું હતું, જયારે એક સ્ત્રીથી દુર નાહસવાની તાકીદ કરી હતી. પણ સ્ટેલા સાથે ઉપલી ગોઠવણ કરવાથી તે ઘણોજ થોડા વખતમાં પોતાના મરહુમ પીતાનાં હુકમને નાફરમાન થઇ ચુકયો હતો.

પણ એટલું છતા તે આ વીચારથી તો સખ્યારો લેતો હતો કે સ્ટેલાની માતા આગળથી તો તે દુરજ રેહતો હતો. સ્ટેલા પોતે તો એક સ્ત્રી તરીકે કદાચજ લેખી શકાય અને તે ઉપરાંત જો તેણી "ભયભરેલી" માલમ પડે તો રાથે તેણીને તુરતજ મારી નાખવી, એ વીશેની કબુલાતને રાથ પોતાની સલામતી માટે એક ઘણું મુસ્તકીમ કારણ લેખતો હતો કે જો સ્ટેલા "ભય ભરેલી" કેવી રીતે થઇ પડે તેનો તેને સેહજ પણ ખ્યાલ હતો નહિ.

અને રાથ જયારે પોતે કીધેલી કબુલાત માટે મનમાંજ મુન્જાતો હતો, ત્યારે બીજી તરફથી સ્ટેલા તેણીની મુશકેલીનો ઘણોજ સંતોષકારક નીવેડો લાવી શકી તે માટે ઘણી ખુશી હતી.

"જોવ" આશરે બે કલાક પછી જયારે તેઓ પાછાં મળીયાં ત્યારે તેણી બોલી "જોવ, આપણી ગોઠવણ મુજબ જે સઘળું કામ હાલમાં તમે કરોછો તે સઘળું કામ હવે તમુને મને શીખવવું જોઇશે, અને બીજી કેટલીક ચીજો એવી છે કે તમારેથી થઇ શકતી નથી તેમાં હું તમુને મદદ કરીશ."

"તે ચીજો?" રાથે ટુંકમાંજ પુછીયું. કારણ તેનાં બાપે તેને શીખવ્યું હતું કે સાધારણ ચીજ માટે ઘણું બોલીને દાહયા માણસો પોતાનો દમ ફોકટમાં ગુમાવતા નથી.

"દાખલા તરીકે તમે સીવી શકતા નથી" સ્ટેલા બોલી "અને હું જોઉંછ કે તમુને થોડાંક શર્ટની ઘણી અગત જણા-

યછ તેથી હું તમારે માટે થોડાક શર્ટ સીવી રાખીશ."

રાથ તેણીની કાળજી માટે સેહજ પણ અજાયબ થયો નહિ.

"હું મારાં લુગડાં "ઇન્ડયનસો" પાસે લઉં છું" તે બોલીયો.

"અને તે માટે તમે ઘણીજ ઓછી કીંમત આપતા હશો?"

"હું તેઓને રીંછ અને સીલ માછલીનાં ચામડાં આપું છું, અને કોઇ વેળા દરીયાઇ પક્ષીઓનાં પીછાં પણ હું તેઓને વેચું છું."

"અને એ પીછાંઓની શું કીંમત આવેછ તેનો તમુને કાંઇ ખ્યાલ છે? અરે ફક્ત તવંગર લોકોનેજ આ પીછાં વાપડવાની જોગવાઇ હોય છે."

"તેનાં બદલામાં મને બસો બંદુકની ગોળી, એક પીપ ખાણુ, અને દસ વાર લીનન મળે છે"

"તેઓ તમુને છેતરે છે, કારણ જે ચીજો તમે તેઓને આપો છો તેની કીંમત તો સેંકડો પાઉંડની છે."

"પઇસા શું ચીજ છે તે હું જાણુતો નથી, અને હું ધારૂંછ કે તે મને આ ટાપુ ઉપર કાંઇ પણ કામ લાગી શકશે નહિ. જયારે બંદુકની ગોળી, ખાન અને કપડું એ સત્રણું મને ઘણું ખપનું છે."

"પણ તમારે દરેક વાજબી ચીજની કીંમત પીછાણવી જોઇયે, અને તેથીજ હું ધારૂંછ કે આ કામમાં હું તમુને મદદ કરીશ, અને હવે—" જાણે એકાએક તેણીને ખ્યાલ આવ્યો હોય તેમ તેણી બોલી "તમે કયાં રહોછ તે મને બતાવો."

રાથ તેણીને એક મોટાં ઝાડ આગળ લઇ ગયો કે જેનાં છાયાં તળે તેને પોતાનું ઝુપડું બનાવ્યું હતું. તે એક ઘણુંજ

કંગાળ ઝુપડું હતું, અને તે જોઇને સ્ટેલા ઘણી દલગીર થઇ. કારણ તેઓને મોહતમાંથી બચાવનાર આ જવન પોતે ફની અગવડ ખમીને તેઓને દરેક ચીજનું સુખ આપતો હતો.

"આ ઝુપડું મને એક રીંછનાં ગુફા જેવું દીસેછ" તેણી બોલી, અને ત્યાર પછી કાંઇ મક્કમ વીચાર કરીને ત્યાંથી બાહર પડી.

"ચાલો હવે તમારા વચન પ્રમાણે મને શિકાર કરવાનું અને માછલી પકડવાનું શીખવો. હું મારાં મમાંને કહી આવીછ કે મને આવતાં જરા વખત લાગે તો કાંઇ પણ ફીકર કરવી નહિ."

પણ હજુણ તો તેણી આ શબ્દો પુરા કરી રહે તેવામાં રાથે પોતાની ચગોર ચશમે દુરથી બે હરણને આવતાં દીઠાં, તેઓ ઘણાજ ધીમેથી ત્યાં જઇ પુગ્યાં, અને રાથે પોતાની બંદુક સ્ટેલાને આપી.

"લેવ, આ હરણનો શિકાર તમારે ફાળે છે" તે બોલીયો "પણ પેહેલ્લાં બંદુક આંય એમ તમારા ખભાં સામે તેકવો અને તેની કીનારીની અણી તરફ તમારી નજર બરાબર ઠેરવીને—"

પણ સ્ટેલાએ પોતાની આતુરતામાં બીજું કાંઇપણ વધુ સાંભળ્યા વગર એકાએક તે બંદુક ફોડી. ગોળી ઉંચે આસમાન તરફ ઉડી, તે હરણો નાશી ગયાં, અને દુખની એક ચીસ સાથે તે બંદુક સ્ટેલાનાં હાંથમાંથી પડી ગઇ.

"તમે ઘણી ઉતાવળ કરી" રાથ ઠપકાનાં અવાજે બોલીયો "મેં તમુને કહ્યું તેમ તમે બરાબર આ બંદુક પકડી નહિ મને યાદ છે કે જ્યારે મેં પણ આ બંદુક પેહેલ્લી વેળા ફોડી હતી ત્યારે મને પણ તમારીજ માફક આંચકો લાગ્યો હતો. લાવો તમારૂં ખભું મને જોવા દો."

"ઓ નહિ નહિ. મને કાંઇપણ ઇજા થઇ નથી" સ્ટેલા શરમાઇ જતાં બોલી.

"હવે આ હરણની પાછળ જવામાં કાંઇ ફાયદો નથી, કારણ તેઓ એક અઠવાડયાં સુધી પાછા ફરશે નહિ" રાથ દલગીર અવાજે બોલ્યો " હવે હું તમુને માછલી પકડવા માટે થોડીક સલ્લાહ આપીશ પણ તે માટેનો ગલ અને લાકડી તમારા ઝુપડામાં છે."

સ્ટેલા તે ઝુંપડા તરફ ફરી, અને રાથ ત્યાં દાખલ ન થતાં બાહરજ ઉભો રહયો, કારણ તે ઝુંપડાની અંદર પેલી ભયભરેલી સ્ત્રી હતી.

થોડાજ વખતમાં તેણી પોતાની સાથે માછલી પકડવાનો સઘળો અસબાબ લઇ આવી, અને આ બંને જણા દરીયા તરફ ફરીયાં કીનારા આગળ આવી પુગતાં રાથે પેહેલ્લાં સ્ટેલાને એક મછવામાં દાખલ થવા કહ્યું, કે જેથી તેણીનાં નાજુક પગ પાણીમા ભીંજાઇને તેણીને સરદી લાગતાં તે અટકાવી શકે. તુરતજ તેઓ ઉંડા પાણીમાં હંકારી ગયાં, અને રાથે તેણીને હવે માછલી પકડવાની સમજણ આપવા માંડી ગરીબ બીચારી સ્ટેલા! તેણી પેહેલ્લાં તો તે લાંબી લાકડી બરાબર પકડી શકીજ નહિ, તે ગલ દુર દરીયામાં ફેંકવાને તેણીમાં તાકાત હતી નહિ, અને જયારે કોઇ વખતે એક માંછલી તે ગલમાં સપડાવાની અણી ઉપર આવતી ત્યારે સ્ટેલા તે ગળને એવી રીતે ઉંચકી લેતી હતી, કે જેથી હાથનું આવેલી માછલી બીજીજ પળે છટકી જતી. પણ વાંચનાર, કેઇ માંયનાં પુતને જનમતાંની સાથેજ બોલતાં આવડે છે? તેમ સ્ટેલા જોકે પેહેલ્લી કોશેશોમાં નીશફળ નીવડી છતાં સેહજ હિંમત અને ધીરજ પછી તેણીને આખરે ફતેહ મળી.

તેણી એક માછલી પોતાનાં હાથે પકડી શકી. આ

ઉપરથી તેણીને ઉત્તેજનનુ મળીયું. તેણી તે ગળ દુર દરીયામાં વારંવાર ફેંકવા લાગી અને પોતાનાં કામમાં એટલી તો મશગુલ બની ગઇ, કે તેણી તે મછવામાં રાથની હાજરી પણ ભુલી ગઇ. અને રાથ પોતાનાં હાથમાં હલેસાં સાથે તેણીને વીચારવંત ઢબે જોતો બેઠો. તેણીએ પોતાનાં બલાઉસની બાંય કોણી સુધી ઉંચે ચહડાવી હતી. અને તે ગોરા દુધ જેવા નાજુક શેપદાર હાથ જોઇને રાથ અજાયબ થતો કુદરતની આવી સુંદર પેદાયશમાં તેનાં બાપનાં કેહવા પ્રમાણે આવો કડવાસ ભેલાયલો હશે કે! તેણીના સોનેરી બાલ તડકામાં રેશમની માફક ચળકતા હતા. સ્ટેલા તે વેળા તેની નજરમાં એક દરીયાઇ દેવી જેવી દીસ્તી હતી.

"હું થાકી ગઇછ" તેણી આખરે બોલી "મેં કેટલી માછલી પકડીછ?"

"દસ" રાથ તે ગણતાં બોલીયો "તમે હવે કીનારા ઉપર જાવ, પણ હું તો થોડોક વખત આ ચાલુજ રાખીશ. સ્ટેલા" રાથ એકાએક તેણીનો હાથ ઝાલતાં બોલયો "તમારી આજની ચતુરાઇ માટે હું તમુને મુબારકબાદી આપુંછ."

"થેંક યું" તેણી હસ્તાં બોલી "પણ તમુને કેટલો વખત લાગશે?" તેણી તે મછવામાંથી કીનારા ઉપર ઉતરતાં બોલી.

"આશરે એક કલાક."

સ્ટેલા તુરતજ પોતાનાં ઝુપડાં તરફ દોડી ગઇ. રાથ પોતાનો મછવો દરીયામાં પાછો હલેસાંને વધુ માછલી પકડવા રોકાયો. જયારે તે ખલાસ કરી રહયો. ત્યારે તે સઘળી પકડેલી માછલી સાથે પોતાનાં ઝુપડાં તરફ ફરીયો પણ અજાયબીશ્રી તે દરવાજા આગળ ઉભોજ રહયો. તે ઝુપડાંને બરાબર સાફ

કરવામાં આવ્યું હતું. બીછાણા ઉપર એક ગરમ બંદુસ મુકવામાં આવ્યો હતો. અને પતરાંનાં એક દાબડા ઉપર તેનું રાતનું ખાણું તઇયાર પડેલું હતું. રાથ આ સઘળો ફેરફાર અજાયબ જેવી ચુપકીદીથી જોતો ત્યાંજ ઉભો, અને ત્યાર પછી પોતાની આસપાસ નજર કરીને "સ્ટેલા–સ્ટેલા" કરીને બુમ પાડી, કે જેથી તે તેણીની કાળજી માટે ઉપકાર માની શકે; પણ નહિ કોઇનો જવાબ મળીયો નહિ, અને રાથ ખુશાળીની લાગણી સાથે આખરે જમવા બેઠો.

બીજીજ પળે સ્ટેલા ઘણાજ ધીમાં પગળે એક ઝાડની પાછળ છુપાયલી બાહર આવી અને રાથ તરફ દયાની એક નજર કરતાં તેણી એક બે મીનીટ તેને જમતો જોતી ત્યાંજ ઉભી. ત્યાર પછી સંતોષનાં એક શ્વાસ સાથે તેણી ત્યાંથી સટટી ગઇ.

આ પ્રમાણે દહાડાઓ વેહતા ગયા. જયારે સ્ટેલા કાંઈ ભુલ કરતી હતી, ત્યારે રાથ તેણીની ભુલ પાછળ હસવાને બદલે ઘણો ગંભીર રેહતાં શીખ્યો હતો, કારણ તે જાણતો હતો કે તેની આવી ચાલથી સ્ટેલા ગુસ્સે થતી હતી. ઘણાજ થોડા વખતમાં તેણી શેકાર કરતાં અને માછલી પકડતાં શીખી ગઇ, અને તેણીની આવી રીતની જીંદગીથી તેણી તંદરૌસ્તી સાથે તાકાત પણ મેળવતી ગઇ. તેણી હંમેશાં ખુશાળ રેહતી હતી, અને કાંઇ પણ કામ કરતાં તેણી એવા તો મીઠા હલકે લલકારતી હતી કે તેણીની માતા પોતાની દીકરીમાં આ ચમતકારી ફેરફાર જોઇને વારંવાર અજાયબ થતી હતી.

"સ્ટેલા, તું મને સુખી જણાયછ" તેણી એક દીવશે બોલી.

"હા, મમાં હું સુખી છું. આ ટાપુ ઉપર આવ્યા પછી મને અસુખી બનવાનું કાંઇ પણ કારણ મળીયું નથી."

"પણ સ્ટેલા, તુંને યાદ રાખવું જોઇયે કે આપણે એક ઉજ્જડ ટાપુ ઉપર ઘસડાઇ આવ્યાં છીએ."

"આ ઉજ્જડ ટાપુ નથી, મમાં" તેણી લગભગ દસમી વખત પોતાની માતાની ભુલ સુધારતાં બોલી. "જોવ હયાં આપણને દરેક રીતની સગવડ છે"

"પણ તું ભુલી જાયછ છોકરી કે આપણે દુનીયાદારીથી તદન અલ્લગ થઇ ગયાં છીએ, અને તું પણ હયાં એક જંગલી છોકરીની માફક દહાડે દહાડે ઉખરા જેવી વધતીજ જાયછ. જો આય તડકાંમાં રખડતાં તારો ચેહરો અને હાથ કેવા ભુરા થઇ ગયાછ."

"હું તે કબુલ કરૂંછ, મમાં. પણ ઘરમા બેસીને પાઉડરનાં લેપડા લગાડીને ખુબસુરતમાં ખપવાનાં કરતાં, મારી માફક ખુલ્લી હવામાં કસરત કરીને તાકાત અને તંદરોસ્તી મેળવવામાંજ ખરી ખુબસુરતી સમાયેલી છે."

"અને જયારે કોઇ દીવશે આપણે હયાંથી નાશી જઇશું" મીસીસ મેરડાન્ટ પોતાની દીકરીનાં બોલવા ઉપર કાંઇપણ ધ્યાણ નહિ આપતાં બોલી "ત્યારે તું તારી આવી જીંદગી માટે શરમાશે, તારી બરોબરીયા લોકોમાં ભેલવા માટે તુંને લજવાવું પડશે."

સ્ટેલાએ બારણાની બાહર નજર કરી અને તે સુંદર દેખાવ જોઇને તેણીએ એક ઉંડો નીસાસો નાખ્યો. વાંચનાર, તે નીસાસો રાથને યા તો આ ટાપુને છોડી જવાનો હતો તે કેહવું ઘણું મુશકેલ છે. પણ ત્યારપછી તેણી પોતાની માતાની હજુરમાં કદીપણ ગાતાં સંભલાઇ નહિ. અને જયારે તેણી રાથને પાછી મળી ત્યારે તેણી ઘણી દલગીર દેખાતી હતી.

"રાથ, હયાંથી કોઇ સ્ટીમર પસાર થાયછ કે? તેણીએ પુછીયું.

રાથ ચોંકયો. તે પોતાનાં મીત્રનાં અવાજ અને ચેહરા ઉપરનો ફેરફાર તુરતજ જોઇ શકયો.

“ નહિ ” તે બોલીયો “ કાંય ?”

“ કારણ મારા મમાં હયાંથી જવા ઘણાં આતુર છે.”

“ હા, પણ તમે ! તમુનેબી હયાંથી જવા ગમેછ કે ? ”

“ હું તે કહી શકતી નથી, કારણ આ ટાપુ ઉપર રેહવાથી મને કાંઇ પણ ગેરફાયદો થયો નથી. રાથ, જો એક સ્ટીમર હમુને મળી જાય તો આપણે સઘળાં સાથેજ જઇસું.”

“ નહિ. હું તો હયાંજ રેહવશ.” તે ગંભીર અવાજે બોલીયો “ પણ તમે જો હયાંથી જવા આતુરજ હોવ તો આ ટાપુની ઉત્તર તરફની એક તેકડી ઉપરથી કદાચ કોઇ સ્ટીમર જોઇ શકાશે.”

“ મને ત્યાં લઇ જવાની મેહરબાની કરશો ” સ્ટેલા ઘણાજ ધીમાં સાદે બોલી.

“ હમણા આપણે તે તરફજ જઇયે છીએ.”

સ્ટેલાએ તેનો ઉપકાર માનીયો નહિ અને તેઓ ગુપચુપ ચાલવા લાગયાં. રાથ કે જે હંમેશા કોઇ શેકારની શોધમાં રેહતો હતો, તેની નજર હમણા જાણે જમીન સાથે ચીતકી ગઇ હતી, અને સ્ટેલા પણ કાંઇ ઉંડા વીચારમાં તેની બાજુમાં ગુપચુપ ચાલતી હતી. એકાએક તેણીએ ગાવા માંડયું. અને ઓહ. અત્યારસુધી તે અવાજથી ખુશ થતો રાથ, હમણા તેણીને ગાતાં સાંભળીને અતયંત શોકાતુર બની ગયો. કાંઇ અજબ રીતે તેણે આ છોકરાને (?) પોતાની નજદીક રાખવાની ટેવ પાડી હતી, અને જયારે તેણી હવે ત્યાંથી જવાની તૈયારી કરી રહી હતી, ત્યારે રાથ કાંઇ ન જણાયલી ધાસ્તીથી

બીહતો હતો, અને તોપણ ફક્ત થોડોજ વખત અગાઉ તે આ ટાપુથી તદન સુખી અને સંતોષી હતો !

તેઓ આગળ ચાલતાં ગયાં, અને પેલી ટેકડી નજદીક આવી પુગતાં ત્યાં દરેક જાતનાં ફુલ એટલાં તો ખીચોખીચ ઉગી નીકળયાં હતાં કે સ્ટેલા તે જોઇને પોતાનો હરખ છુપાવી શકી નહિ. તે સુંદર ફુલો એક ગીચ જંગલ જેવા ભાગમાં તેણીની જમણી બાજુ ઉપર આવ્યાં હતાં, અને રથને પોતાની સાથે આવવાને પુછી જોતાં તેણે નાં કેહવાથી સ્ટેલા તુરતજ તે ગીચ ઝાડીમાં એકલી ગઇ. થોડો વખત પછી તેણી ફુલ વીણીને પાછી બાહાર આવતી હતી, પણ એક ચોક્કસ જગ્યા આગળ આવતાં તેણીએ પોતાથી થોડાક કદમ દુર એક કોડાળી પડેલી દીઠી. તે કોડાળી તેનાં લાકડાંના દાંદાથી છુટી પડી ગઇ હતી, અને તે તદન કીટાયલી હતી. સ્ટેલાએ તે ઉપાડી લીધી, પણ તુરતજ તે પાછી નાંખી દઇને રાથને તે માટે ઉતાવળે ખમર આપવા દોડી. પણ હજુણુ તો તેણી દસ બાર કદમ દુર જાય તેટલાં તેણી એકાએક પાછી અટકી પડી, કારણ ત્યાંથી ફક્ત થોડાજ કદમ દુર એક માણસનું હાડપીંજર પડેલું હતું.

સ્ટેલાએ કાંઇ પણ બુમ પાડી નહિ, પણ ઉજળા ચેહરા સાથે તેણી એક બે મીનીટ ત્યાંજ ઉભી. આખરે તેણીની ધાસ્તી સેહેજ નરમ પડતાં તેણી "રાથ રાથ" પોકારતી આગળ વધી, પણ જયારે તેણી રાથને પાછી મળી ત્યારે અજાયબ જેવું તો એ હતું કે તેણીએ રાથને એ વીશે કાંઇ પણ જણાવ્યું નહિ.

* * * * *

"તું કયાં હતી, સ્ટેલા" જયારે તેણી પોતાનાં ઝુપડાંમાં પાછી ફરી ત્યારે તેણીની માતાએ પુછીયું. "હું ત્યારની વીચાર

કરતી હતી કે આપણા છુટકારાની કાંઇ પણ કોશેશ કરીયા વીણા, આપણે હયાં કયાં સુધી પડી રહીશું? આપણે એકલાંજ હતે તો સમજયાં, પણ સાથે આ અર્ધ જંગલી, અર્ધ દીવાનો છોકરો કે જે——"

સ્ટેલાની આંખ્યો ગુસ્સાથી ચમકવા લાગી.

"મમાં" તેણી બોલી "આ જવાને આપણી જીંદગી બચાવીછ તે આપણી સંભાળ રાખેછ, અને આવા એક જવાનની આપણી તરફ કાળજી માટે તેનો આભાર માનવાને બદલે. ઓ. મમાં તમે તેને જંગળી અને દીવાનો કહોછ?"

"ચુપ. તું મારી સાથે આવી તુંદાઇથી વાત કરતાં કયારથી શીખી સ્ટેલા" તેણી થથરાવનારા અવાજે બોલી.

સ્ટેલાની આંખમાં પાણી આવી ગયાં, અને તેણી પોતાની માતા આગળ જઇને ગુઠણ મંડીયે પડી.

"મમાં મને માફ કરો હું શું બોલતી હતી તેનું મને ભાણ હતું નહિ. હમે આજે દુર ફરવા ગયાં હતા, અને હું તદ્દન હાકી ગઇ છું. ગરીબ મારાં મમાં તમારી દુખી હાલતમાં તમારી આગળ રહીને તમુને દીલાસો દેવાને બદલે હું ફરવા ગઇ એ માટે દલગીર છું હવેથી હું ઘણો વખત બાહર રહીશ નહિ."

પણ બીજી સહવારે જયારે તેણી રાથને પાછી મળી ત્યારે અફસોસ ગઇ સાંજનાં તેણીનાં બોલો તેણીને યાદ રહયા નહિ. રાથ આજે રાબેટા કરતાં મોડો જાગયો હતો, અને સ્ટેલાએ આજે દુધ મરઘી અને ઇંદાં પોતાનાં બારણા આગળ પડેલું દીઠુ નહિ.

"તમે ઘણા મોડા આવ્યાછ" સ્ટેલાએ કહયું.

"હા, મારી જીંદગીમાં હું આજે પેહલ્લીજ વેળા મોડો

જાગયોછ. કેમ તમારી ધાસ્તી નાશી ગઇ કે ?"

"ધાસ્તી ! શાની ?"

"હું ધારૂં છ કે ગઇ કાલે તમે બીધાં હતાં."

"હા. હું જરા બીધી હતી હું ફૂલ વીણીને પછી ફરતી હતી ત્યારે મેં કાંઇ એવી ચીજ જોઇ કે જેથી હું ગભરાઇ ગઇ ચાલો આવો હું તે તમુને દેખાડું.

"ત્યારે તો હું મારી બંદુક લઇને તેને ઠાર કરીશ, કે જેથી તમે ફરીથી બીહવો નહિ."

"તમારો બંદુકની તે કાંઇ પણ દરકાર કરશે નહિ." તેણી ગંભીર અવાજે બોલી.

"તઇયાર રહો, રાથ" તે જગયાની નઝદીક આવી પુગતાં સ્ટેલા બોલી.

"હુ હમેશ તઇયાર છું" રાથ પોતાની બંદુક બરાબર હાથમાં પકડતાં બોલીયો.

"આ રહ્યું તે" સ્ટેલાએ તે કુહાડી તરફ આંગળી કરી.

"ઓહ, એ તો ફક્ત એક કુહાડી છે એમાં બીહવા જેવું શું છે" રાથ અજાયબીથી હસતાં બોલીયો "એ ચીજ તો મને ઘણી કામની છે, પણ આ કુહાડી હયાં કેમ આવી શકી ?

"તેનાં કારણ માટે હયાં જોવ" સ્ટેલા રાથને પેલા હાડપીંજર આગળ લઇ જતાં બોલી.

"અરે એ તો માણુસનું એક હાડપીંજર છે. ગરીબ બીચારો."

"પણ તે હયાં કેમ આવી શકયો, અને આ કુહાડી સાથે તે શું કરતો હતો ?" રાથે વીચારયું.

"કદાચ તે હયાં કોળસો ખણવા આવ્યો હશે ?" સ્ટેલાએ કહ્યું.

"નહિ, આ જંગલમાં લાકડાં પુશકળ હોવાથી કોળસાની હયાં કાંઇ પણ જરૂર નથી. ગરીબ બીચારો હું તેનાં હાડકાં આ ખાડામાં દાટીશ. પણ સ્ટેલા!"

"કાંય"

"જો તમે હયાં નહિ આવ્યાં હતે, તો હું પણ એવીજ રીતે આ ટાપુ ઉપર મરણ પામતે; અને હજુણુ પણ જયારે તમે હયાંથી ચાલી જશો ત્યારે પણ ખુદા ખબર, મારાં હાડકાં એજ માફક કેઠે પણ દતાયા વગર હયાં રખડતાં પડશે" રાથ લાગણીથી બોલીઓ.

"એ એમ નાં બોલો, ચાલો રાથ આપણે હયાંથી ચાલી જઇયે, મને બીક લગેછ" સ્ટેલા તેનાં ખભાં ઉપર હાથ મેલતા બોલી.

"સબર, સ્ટેલા" રાથ પેલા ખાડા આગળ જતાં તેમાંથી એક પીળો ચલકતો પથ્થર ઉંચકતાં બોલીયો "હું ધારૂંછ કે તે કાંઇ આંય ચળકતી ચીજ માટે ખોડનો હોવો જોઇયે."

"સ્ટેલાએ તે પથ્થર પોતાનાં હાથમાં લીધો, તેને બરાબર તપાસ્યો અને ત્યારપછી ગભરાત અને અજાયબીથી બોલી

"એ રાથ, એ તો સોનું છે!"

"હા, હશે રેહવા દો" રાથ બેદરકારીથી બોલીયો.

સ્ટેલાની અજાયબીનો પાર હતો નહિ જો કે તેણી હજુણુ ઘણી નાદાન હતી, તોપણ કેઇ જવાન છોડી આજે દુનીયામાં પઇસાનું બળ સમજી ન શકવા જેટલી ભોલી હોય, અને તેણીની આંખ્યો ખુશાલીથી ચમકવા લાગી.

હા, એ તો સોનુજ છે. મારી ખાત્રી છે. જોવની રાથ, આય ખાડામાં બીજું કાંઇ વધુ છે કે?"

રાથે પોતાનાં પગ વડી તે ખાડા આગળની મટ્ટી બાજુ

કરવા માંડી, અને બીજા વધુ ચાર પાંચ સોનાના કકડા ત્યાંથી મળી આવ્યા. રાથે તે ખાડો વધુ ઉંડો ખોડવા માંડયો, અને ઓ અજાયબી! ત્યાં તો એક મોટી સોનાની ખાણુ આવી હતી.

સ્ટેલા ગુંઠણુમંડીયે પડી, અને તે સઘળા પથ્થર પોતાનાં રૂમાલમાં એકઠા કરવા લાગી.

"ઓ રાથ, રાથ. આપણે માટે હયાં જબરો ખજાનો છે, અને આપણે અતીષ્ય તવંગર બનીયાંછ." સ્ટેલા આતુરતાથી બોલી.

"તમે ઘણા ખુશી જણાઓછ" તે બોલીયો. "તેનું કારણુ?"

"કારણુ પુછોછ? ઓ રાથ, આય સોનું તેજ પઇસો છે, અને પઇસો એટલે દુનીયાની તમામ ચીજ અને મોજમજાહ ભોગવવાનું એક સર્વોતમ સાધન છે. રાથ, હવે તમે પઇસા-વાળા બનશો. ગરીબ લોકો તમારી આરજુ કરશે, મોટા લોકો તમારી ખુશામદ કરશે, અને તમે થોડાજ વખતમાં હમણાનાં રાથ રેન તરીકે નહિ, પણુ રાથ રેન એક જાણીતા કરોડપતી તરીકે આખી દુનીયામાં મશહુર બનશો."

"આ સઘળું કેવી રીતે બની શકશે" રાથે અજાયબીથી પુછીયું. "કારણુ હું નહિ ધારતો કે આ સોનું મને હયાં કોઇ પણ રીતે પેલી કીતાયલી કોડ.ળી કરતાં વધુ કામ આવી શકે!"

"કાંય, તમે ઇનડયન્સોને આ નાના ટુકડાનો એક ઘણોજ નજીવો ભાગ આપીને તેઓ પાસેથી કોઇ પણ કીંમતી ચીજ મેળવી શકશો."

"ઠીક, ત્યારે તો તેઓ આવે ત્યાં સુધી હું આ બે ત્રણ ટુકડા મારી પાસે રાખી મુકીશ."

"એ નહિ, નહિ" સ્ટેલાને કાંઇ યાદ આવ્યું હોય તેમ તેણી રાથના હાથ ઝાલતાં બોલી. "નહિ આ સોનું આપણે તેઓને દેખાડશું નહિ, કારણ જ્યારે તેઓ જાણશે કે આ એકાંટ ટાપુ ઉપર એક મોટી સોનાની ખાણુ આવેલી છે, ત્યારે તેઓ એક બે નહિ, પણુ હઝારોની સંખ્યામાં હયાં ધસડાઇ આવશે, અને તેઓમાંનો દરેક જણુ આ સોનાનો સૌથી મોટો ભાગ મેળવવાની કોશેશ કરશે. પરીણામમાં તેઓ વચ્ચે મારામારી થશે, દરેક આદમી પોતાનાં બીજા ગોઠયાઓને તેનાં કટ્ટા દુશમન તરીકે જોવા લાગીને તેનાં લોહીનો તરસ્યો બનશે, અને આજનો આ શાંત ટાપુ કીડીઓની માફ ઉભાઇ જઇને દોલતનાં હવસીઓનાં પોકારથી ધમધમી રેહશે."

"ત્યારે તો આપણે આ સોનું છુપાવી દઇયે" રાથ પોતાનાં પગવડે તે ખણી કાહડેલો ખાડો પાછો પુરી નાખતાં બોલીયો "કારણુ હું મારા પીતાની હંમેશની શાંત ઉંઘમાં કોઇને પણુ ખલલ કરવા દઇશ નહિ."

"રાથ. હું ધારૂં'છ કે પેલો માણુસ હયાં સોનાની હાજરી માટે કાંઇ જાણુતો હોવો જોઇયે."

"હા. મને પણુ એમજ લાગેછ તેને હયાં આ સોનું મળીયું હશે અને તે એકઠું કરવા તેણે રાત દીવશ ખોડવા માંડયું. આખરે તે નાતવાન બની ગયો હશે, અને પોતાનાં બચાવમાં શિયાળા માટે કાંઇપણુ તૈયારી કરવા વગર તે નાહકનો મારીયો ગયો. ખરેખર, આ પીળી ધાતુમાં કાંઇ અજબ ખેંચાણુ હોવું જોઇયે કે જેણે માણુસો પોતાનાં જાનથીબી જયાદા ગણેછ."

"લોકો દરરોજ સોનાં માટે મરે છે. તેઓ તે મેળવવા ઘણા ગંભીર ગુનાહ કરે છે. અને કોઇ વખત તો સોનાં માટે

પોતાનાં જાતભાઇનું ખુન પણ કરવાને દરતા નથી. હમારાં ઇંગલંડમાં અને દરેક ઠેકાણે પૈસાનેજ માન છે. એક તવંગર માણુસ ગમે એવો બદચાલનો અને ગુનેહગાર હોય, તોપણુ લોકો તેની તરફ માયાથી વર્તે છે. અને તેનાં બદ કાર્યો ઉપર ઢાંકપીછોડો કરવા તૈયાર થાય છે. પણ ગરીબાઇને તેઓ ધીક્કારે છે· તેઓ તેને એક ગુનાહ તરીકે લેખે છે. અને જાણે તમુને કાંઇ ચેપી રોગ લાગુ પડયો હોય તેમ તેઓ તમારેથી દુર નાહશે છે. ઓ, હું અને મારાં મમાં જયારે ગરીબ સ્થિતીમાં આવી પડયાં હતાં ત્યાર હમારા સારા વખતના ઓલખાણુ પીછાણુવાળાઓ હમારી આગળથીં પાણુખર રૂતુનાં પાંતરાંની માફક એક પછી એક કેવી રીતે ખરી ગયાં, તેની મને બરાબર યાદ છે. રાથ સુખનાં સાથી સો જડે છે. પણ દુખનો એકકે મળતો નથી પણ જે સઘળુ તમે જોયું સાંભળ્યું, અને અનુભવ્યું નથી, તે સઘળું તમુને સમજાવવા મારે માટે એક ઘણું મુશકેલ કામ છે." સ્ટેલ્રા ઉસકેરાઇને બોલી.

"હું તમુને સમજી શકુંછું ' રાથ બોલીયો "હવે આ સઘળું સોનું તમારૂં છે."

"નહિ એની ઉપર તો તમારો હક છે. કારણુ તમે એને શોધી કાહડયું છે."

"નહિ, એ મને હયાં કાંઇ પણુ કામ આવશે નહિ. પણુ જયારે કોઇ સ્ટીમર હયાં આવી પુગતાં તમે હયાંથી ચાલી જશો, ત્યારે આ સઘળું સોનું તમે તમારી સાથેજ લઇ જજો. તેનો પુર છુટથી ઉપ્યોગ કરજો, અને થોડાજ વખતમાં તમે એક સઉથી સુખી અને નશીબવંત આદમી બનીને, આ ટાપુ ઉપરનાં એકમાર્ગી રાથને યાદ કરજો."

સ્ટેલા તેને જોતી ઉભી. તેનાં દરેક બોલ સાથે તેણીનો

ચેહરો ફીકકો પડતો ગયો, અને જયારે રાથ પોતાનું બોલવું ખતમ કરી રહયો, ત્યારે તેણીએ પોતાનાં રૂમાલનાં બે છેડા પકડીને જે મોટા સોનાનાં ટુકડા તેણીએ એકઠા કરીયા હતા, તે સઘળા તેણીએ જમીન ઉપર સડી જવા દીધા.

"અરે, આ ટુકડા પડી જાયછ" રાથ તે ઉચકતાં બોલીયો.

"મને એ નથી જોઇતા."

"કાંય, તમે હમણાજ બોલતાં હતાં કે——"

"નહિ મેં મારો વીચાર ફેરવ્યોછ. ચાલો હવે આપણે પાછાં ફરીયે.

"જરા થોભો, હું આ તુકડાને બરાબર દાતીને——"

"તે મને કેહવાની કાંઇ પણ જરૂર નથી. તમે એને છુપાવો વા ન છુપાવો તેની મને દરકાર નથી." અને આટલું બોલતાં રાથ તરફ એક તણુકો કરીને સ્ટેલા પોતાનાં ઝુપડાં તરફ ઝડપી કદમે ચાલી ગઇ.

ગરીબ બાચારો રાથ. સ્ટેલામાં આ એકાએક થયલો ફેર-ફાર તે સમજી શકયો નહિ. સ્રી જાતીથી અંજાણો આ જવાન, આ સેનું તેઓ બંને સાથેજ વાપડશે એવું તે સ્ટેલાને કેહતાં નીશફળ ગયો હતો, જે માટે તેણી તેની ઉપર ખફા થઇ ચાલી ગઇ હતી. એવો તેને સ્વપણે પણ ખ્યાલ હતો નહિ.

---

## પ્રકરણ ૧૦ મું.

નશિબનાંબી શું નખરાં છે? બડીકમાં પોતાનાં ખીસામાં એક દમડી વગરનો પાંચમાં વર્ગનો એક એક્તર અને ફકત એક પખવાડયાં પછી ઇંગલેંડનાં ઉમરાવ પદનો એક સઉથી

જાણીતા ખેતાબનો માલેક! આહ, એમાંથી ફાંટાબાજ કીસમતનાં પ્રતાપજ તો! જરા પણ શક હતો નહિ કે રાલફ, અરલ ઓફ રૈતન થવાની ખુશાળીથી ગાયા ફુળીફાટીજ ગયો હતો, તેની જીંદગીમાં એક એવો તો મોટો અને અચાનક ફેરફાર થઇ ગયો હતો, કે ઘડીભર આ સઘળું ખરૂં માનવાની પણ રાલફની છાતી ચાલી નહિ. પણ સામટી રીતે લેતાં તે ઘણો સારી રીતે વર્તતો હતો અને બુલપીત પણ તેની રીતભાત જોઇને થોડોક અજાયબ થયો, તેણે અને ગ્રેફર્ડે તો આશા રાખી હતી, કે આ નવો ઉમરાવ ઢોલ તાસા અને વાવતા તોરણનાં સણગાર વચ્ચે લોકોની ઠઠ વચ્ચેની પોતાની મુછપર તાવ દઇને પોતાનાં બાપીકા રૈતન હોલમાં દાખલ થશે. પણ નહિ, આ નવા ઉમરાવની વળણમાં તો કાંઇ જુદીજ મતલબ સમાઇ હતી, કારણ તે હજુણુ નીતાને ભૂલી ગયો હતો નહિ.

"જોવ મી૦ બુલપીત" રાલફ એક દીવસે મી૦ બુલપીત સાથે ભવીષ્યની ગોઠવણ કરતા બોલીયો. "હું કોઇ પણ રીતનાં દમામદાર આવકારનો ભુખ્યો નથી, અને હું જાણે એક સરકસ ની "રીંગ" માં દાખલ થતો હોવું, એવી રીતે સઘળા લોકોનું મારી તરફ ધ્યાણ ખેંચવા માગતો નથી. હું એક સાધારણ ગ્રહસ્થ—એક સાધારણ ઉંમરાવ તરીકેજ મારી મીલકતનો કબજો લેવા વધારે ખુશી છું."

"તમારી સાદાઇ અને સભ્યતા માટે મને મોટું માન છે, મારા લોર્ડ"

"અને મેં તમુને આગળ જણાવ્યું તેમ મારી "હીસતરી" હું પેપરોમાં છપાવાની જરૂર જોતો નથી."

"ઠીક, મારા લોર્ડ. તમારી આ ખાહેશથી હું મી૦ ગ્રેફર્ડને વાકેફ કરીશ, કારણ તેવણ તો તમારા આવકાર માટે

મોટા પાયા ઉપર ગોઠવણુ કરી રહ્યા છે. પણુ મારી એક સલ્લાહ છે, મારા લોર્ડ, કે કાંઇ નહિ તો તમારે તમારી બોહળી મીલ્કતનાં ભાડુતોને એક પાર્ટી આપવી જોઇએ, અને તે પ્રસંગે તમે તમારા ઓળખીતાઓને પણુ બોલાવી શકશો."

"ઠીક" રાલફ સેહજ વીચાર કરીને બોલીયો "તમારો એવો વીચાર છે તો હું મારાં ભાડુતોને એક પાર્ટી આપીશ. અને તે વખતે લોર્ડ હેથરલી અને લેડી મેરીને પણુ ઇજન કરવામાં આવશે."

"બીજું કોઇ નહિ મારા લોર્ડ."

"નહિ" રાલફ તુરતજ બોલીયો "હું હજુગુસુધી બીજાં કોઇને ઓળખતો નથી, અને તેથી હાલતુરત તો આપણે લોર્ડ હેથરલીની કંપનીથીજ સંતોષ માની લઇશું."

આખરે એક દીવશ નક્કી કરવામાં આવ્યો કે જે દીવશે રાલફ અરલ ઓફ રેતન પોતાનાં મેહેલમાં તેનાં માલેક તરીકે પધારનાર હતો. તે હજુણુ સુધી "બુલ" હોટેલમાંજ રેહતો હતો, કારણુ રેતન હોલમાં તેની મરજી મુજબ કાંઇ ચોક્કસ ફેરફાર કરવામાં આવતો હતો. મી૦ બુલપીત સાથની મુલાકાત પછી ચોઠે દીવસે તેને લોર્ડ હેથરલી ઉપર ઇજનની એક ચીઠી લખી.

લોર્ડ હેથરલીએ તે ચીઠ્ઠી વાંચીને પોતાની દીકરીને આપી.

"મેરી, આપણુને લોર્ડ રેતન તરફથી ઇજન આવ્યું છે" તે બોલીયો.

"આપણે જઇયે કે પપા?"

"જઇયે પુછેછ?" લોર્ડ હેથરલી અજાયબીથી બોલીયો "કાંય મેરી આપણે તેનું પેહેલ્લુંજ ઇજન નહિ સ્વીકારયે તો તેને અપમાન કીધેલું કેહવાય. તે હવે આવતી તારીખ વીસ-

બીએ આપણો પડોશી બનશે. પણ હું આ ઇજત સ્ત્રીકારવાને વધારે આતુર તો એટલા માટે છું કે આ નવા ઉમરાવની જીંદગીમાં જે મોટો ફેરફાર થનાર છે. તે વેળા તે કેવી રીતે વર્તે છે એ જાણવા હું તતપર થઇ રહયો છું. પણ તું ત્યારથી આ ચીઠ્ઠી તરફ શું જોયાં કરેછ?"

મેરીએ તે ચીઠ્ઠી ઉપરથી પોતાની નજર ઊંચકી અને તે તેણીનાં બાપને આપતાં બોલી.

"પપા, હું લોર્ડ રેતનનાં અક્ષરની પરીક્ષા કરતી હતી" મેરી હસતાં બોલી "અને હમણા જો કોઇ અક્ષર ઉપરથી માણસની ચાલ પારખનાર હયાં હતે તો હું નહિ ધારતી કે લોર્ડ રેતન વીશે તે કાંઇ ઘણું સારૂં મત આપી શકતે."

"અને હું પણ ધારૂંછ, મેરી કે હમણા જો કોઇ બૈરાંઓનાં ફાંટા પારખનાર હયાં હતે, તો તે પણ લોર્ડ રેતન તરફ તારા આ અભાવ માટે કાંઇ ઘણું ઉચું મત આપી શકતે નહિ" લોર્ડ હેથરલીએ તાણો મારીયો "હા, મેરી આપણને જરૂર જવું જોઇયે."

આખરે લોર્ડ હેથરલીએ આ ઇજન સ્વીકારવા એક ચીઠ્ઠી લખી. તે ઘણીજ ટુંકી અને ઘણી સારી ઢપે લખાયલી હતી. કે જેમાં તેને જણાવ્યું હતું કે તે અને મેરી, લોર્ડ રેતનનાં ઘણાં ઉપકારી હતાં, અને તેઓ બંને ઘણી મોટી ખુશી સાથે તેની ખુશાળીમાં તારીખ વીસમીએ હમશરીક થઇ શકશે; અને જાણે તેમાં કાંઇ ઘણીજ અમુલ્ય ચીજ છુપાઇ હોય તેમ આપણા નવા ઉમરાવે તે ચીઠ્ઠી ફરી ફરીને વાંચવા માંડી.

આખરે તે યાદગાર દીવસ આવી પુગ્યો કે જે દીવસે સાંજે "બુલ" હોટેલથી રેતન-હોલ સુધીનો રસ્તો લોકોની ઠઠથી ચીકાર ભરાઇ ગયો હતો, કારણ રેતન મીલકતનાં સઘળાં

ભાડુતો આજે પોતાનાં નવા શેઠનાં દીદાર જોવાની દોડાદોડી કરી રહયાં હતાં. દરેકનાં ચેહરા ઉપર સંતોષ અને ખુશાળીની લાગણી ફેલાઇ રહી હતી. મગર તેઓની ખુશાળીનું મુળ કારણ લોર્ડ રેતન આજે અતીષ્ય ફીકકો નજર પડતો હતો. તેનાં હોથ નીચેની પેલી એબીયલ કરચલી પણ આજે ઘણી અચુક રીતે દેખાઇ આવતી હતી, અને જ્યારે તે હોલની સીડી આગળ આવી પોંહચ્યો ત્યારે મી૦ બુલપીતનાં "ભલે પધાર્યા મારા લોર્ડ" નાં જવાબમાં તે ફકત એકજ બોલ બોલી શકયો કે—

"થેંકયુ, તમો સઘળાંનો ઘણો ઉપકાર થયો."

ત્યાર પછી પોતાનાં બટલર સાથે તે ઉપર પોતાનાં ઓરડામાં દીનર માટે ડ્રેસ કરવા ગયો, પણ તે મોટા સંગેમરમરનાં દાદરની વચમાં અટકી પડયો અને પોતાની નજર સાંમે આવેલું સુંદર તે આરાસ્તા કીધેલું દીવાનખાણું જોતો રાલફ એક પળ ત્યાંજ ઉભો રહયો, તે પળે તેની આગળ જનાર તેનાં બટલર પારકીન્સે પોતાનાં શેઠનાં મુખમાંથી એક "આહ" નો શબ્દ નીકળી પડતાં સાંભળયો.

જમવાનો વખત આંઠ વાગાનો નક્કી કરવામાં આવ્યો હતો, અને લોર્ડ હેથરલી અને લેડી મેરી બરાબર પોતાનાં વખતે ત્યાં આવી પોંહચ્યાં. લોર્ડ રેતન તેઓને હોલમાં લેવાં ગયો, પણ તે સેહેજ ધ્રુજતો હતો, અને તેનાં દેખાવ ઉપરથી લોર્ડ હેથરલી તુરતજ ચેતી ગયો કે આ નવો ઉમરાવ સેહેજ "નવરસ" બની ગયો હતો. ખાણા ઉપર પણ રાલફ વારંવાર એક વાકયની અધવચમાં અટકી પડતો હતો, અને પોતાની આસપાસ શંકાની નજરથી જોતો હતો, પણ રાલફ આખર કરેને એક એકતર હતો, અને જેમ જેમ તે ખાણું આગળ વધતુ ગયું તેમ તેની નજર એક બાજુએ ફરતી ગઇ, અને તે

પાછો પોતા ઉપર કાબુ મેળવી શકયો.

તેઓ જમી રહયા પછી લોર્ડ રેતન મેરી સાથે કાંઇ વાત કરતો હતો, જેવામાં બાહર બગીચામાંથી ખુશાળીના પોકારો સંભળાયા.

"તેઓ તમુને જોવા માંગેછ, અને તમારી પાસેથી એક ભાશણુની આશા રાખેછ મારા લોર્ડ" બુલપીત બોલીયો.

"નહિ. નહિ" લોર્ડ રેતન બોલીયો" મને તેઓ આગળ ભાષણુ કરવાની કાંઇ જરૂર નથી. પણુ તમે શું ધારોછ, લેડી મેરી."

"હું ધારૂં છ કે આવે ટાંકણે આ એક તમારી જરૂરી ફરજ છે." તેણી ગંભીરતાથી બોલી.

"વેલ. તમારી મરજી છે તો હું તેઓને નાં પાડી શકતો નથી." રાલફ "તમારી" ઉપર ભાર મુકતાં બોલીયો "પણુ તમે મારી સાથે હશો તો મને હિંમત આવશે, લેડી મેરી."

આ ઉપરથી તેઓ બને અગાશી ઉંપર ગયાં. તેઓની નીચે બગીચામાં રેતન એસતેતનાં ભાડુતો એક ગારડન પારટીમાં ભેગાં મળીયાં હતાં અને હમણા તેઓ સઘળાં એક બાજુએ ભેગાં થઇને "નવા ઉમરાવને લાંબી જીંદગી" નાં પોકાર કરતાં હતાં.

રાલફ તે અગાસી ઉપર ઉભો અને પોતાની આસપાસ નજર કરી. તેનાં ચેહરા ઉપર રતાશ ધાઈ આવ્યો. તેની છાતી ધડકધડક થવા લાગી કારણુ પોતાની સામે ઉભેલું આ જબરદસ્ત લોકોનું તોળું જોઇને તે કેટલી હદ સુધી તવંગર બનીયો હતો તેનો ખ્યાળ થતાં, તેને તે અગાસીની સંગેમરમરની કોર વધારે મજબુતીથી પકડી લીધી.

"મારા દોસ્તો અને ખેરખાહો" તે આખરે એક ખંખાર મારીને બોલવા લાગ્યો "તમારી ભલી લાગણી માટે

હું તમો સઘળાનો આભાર માનુંછું. જો કે તમે મને ઘણોજ થોડો પીછાણો છો, છતાં જે ભલી દુઆનો ઉદગારો તમે મારી તરફ આદરશીત કરી રહયા છેઓ એ જોઇ હું ઘણોજ ખુશી છું. હું આશા રાખુંછું કે તમો મને થોડાજ વખતમાં વધુ સારી રીતે પીછાણતા થશો, અને એક દયાળુ શેઠ અને ભલા ઘરવાળા તરીકે તમે મને જલદીથી ગણતાં શીખશો. બાનુઓ અને ગ્રહસ્થો, હું એક વાર ફરીથી તમો સઘળાઓનો મારાં અંતઃકરણનાં ઉંડાણમાંથી આભાર માનુંછું."

ખલાસ ટુકું ને તચ! આ શબ્દોથી લોકો ઉપર જબરી અસર થઇ. ઉંચે હવામાં સેંકડો ટોપીઓ ઉંડયાં, રૂમાલો ફડકયા હાથો ઉંચકાયા, તાળીઓ પડી અને રેતન હોલ ખુશાળીનાં પોકારોથી ગાજી રહયો. તે ટોળામાં ફકત એકજ જણ સીવાય દરેક જણ તાલી પાડતું હતું, અને વાંચનાર, તે કોઇજ નહિ પણ મી૦ એનીસ્તર ઉર્ફે લોર્ડ રેતન સાથે પેલા કોલમબાઇન ભઠીયારખાણામાં ઓળખાણ કરનાર મી૦ વરફલી હતો. આ ઠીગણા શખશે લોરડ રેતન તરફ પોતાની ખુશાળી દરશાવવાનું દરૂસ્ત ધારયું નહિ, પણ પોતાની આંખમાં કાંઇ અજબ રીતનાં ચમકારા સાથે તેને પોતાની પાસે ઉભેલા સાથીને કહ્યું.

"જબરો નશીબવાળો!"

ત્યાર પછી આ ટોળું ધીમે ધીમે તે બગીચામાં વીખેરાતું ગયું, અને લોરડ રેતન એક વાર ફરીથી મેરી સાથે પોતાનાં બાદશાહી દીવાનખાણામાં દાખલ થયો.

## પ્રકરણ ૧૧ મું.

"સાબાશ, રેતન, સાબાશ ઘણુંજ ફાંકડું ભાશણ. થીક બજાવી" લોરડ હેથરલી જયારે રાફ હોલમાં પાછો દાખલ

થયો ત્યારે તેને શેકહેંડ કરતાં બોલીયો. " હું ધારૂંછ કે તમારે માટે ચળકતું ભવીષ પડેલું છે."

" ઘણુંજ ફાંકડું, ઘણુંજ ટાંકણાને અનુસરતું " મી૦ ગુલપીતે પણ તેને મુબારકબાદી આપતાં કહ્યું.

પણ રાલફને તેઓની કયાં દરકાર હતી ? તેની નજર તો લેડી મેરીનાં ચેહરા ઉપર કયારની આતુરતાથી ટીંગાઇ રહી હતી કે જેણીનાં મીઠા હોથોમાંથી વખાણનો ફકત એકજ શબ્દ તેને સીધ્ધો બેહેસ્તમાં મોકલી દેવાને પુરતો હતો.

" હું તમુને મુબારકબાદી આપુંછ, લોરડ રેતન " તેણી આખરે રાલફની મતલબ સમજી જતાં બોલી.

" થેંકયુ, લેડી મેરી, હું ખરેજ તમો સઘળાંનો ઘણો આભારી છું, અને તેમાં મને તમારો તો વધુ ઉપકાર માનવો જોઇયે, કારણ મારાં આ પેહેલાં ભાષણ માટે મને હિંમત આપનાર તો તમેજ હતાં."

બાકીનો સઘળો વખત રાલફ એવી તો સભ્યતાથી વર્ત્યો કે તે પોતાની રીતભાતથી તેની આસપાસનાંઓ ઉપર ઘણી સારી અસર કરી શકયો. ખસુસ કરીને ભલા લોરડ હેથરલીની ખુશાળીનો તો પારજ હતો નહિ.

" અલબત મને મારી ફરજ બજાવવાની છે " રાલફ બોલતો સંભળાયો, " અને તે ફરજ બજાવવામાં હું આશા રાખું છું કે તમે મને મદદ કરશો." રાલફ મેરી તરફ નજર કરતાં બોલીયો કે જેણી પોતાની નજર જમીન ઉપર રાખીને તેની બાજુમાં બેઠી હતી. હર પળે તેણી આ શરમાળ અને લાયકીવાળા જવાન માટે કાંઇ ઉંચું મત બાંધવાની કોશેશ કરતી હતી, પણ ઓહ, તે કોશેશ કદી પણ ફત્તેહમંદ નીવડી નહિ.

"મોટી ખુશી સાથે" લોરડ હેથરલી તુરતજ બોલીયો, જ્યારે જવાબમાં મી૦ બુલપીતે પોતાનું દોકું ધુણાવ્યું.

"હું મારાં ગરીબ ભાડુતો માટે પણ કાંઇ કરવા માંગુંછ" રાલફે સંભાળથી આગળ ચલાવ્યું. "હું તેઓ માટે મોટી ચાલીઓ બંધાવા ધારૂં છું, અને જે ભાડું તેઓ હમણા આપે છે તે પણ ઘટાડીને તેઓ માટે વધુ સુખ શાંતીથી રેહવાની ગોઠવણ કરી આપીશ. તેઓનાં નાનાં છોકરાંઓ માટે હયાં મને એક નીશાળની જરૂર જણાય છે કે જેથી તેઓ કેળવણી લઇને પોતાનાં માતપીતા અને દેશને વધુ આબાદીની ટોંચ ઉપર લાવી શકે. અને તેઓનાં કુમળા મગજ ઉપર તે પેદા કરનારની હસ્તીનો કાંઇ છાપ પાડવા માટે તમે થોડાજ વખતમાં હયાં એક દેવળ ઉભું થયલું જોશો."

"સાબાશ. રેતન તમારા આવા વીચારો તમારી અમીરી તોખમ દેખાડી આપે છે અને હું ધારૂંછ કે આ વીચારો મેરીને પણ ગમ્યા હશે. કારણ દુખ્યાઓની દાદ લેવા, અને મુફલેસોની ખેર આફ્યત પુછવાને મારી દીકરીને એક જાતનું ઘેલાપણું લાગુ પડ્યુંછે અને તે માટે તેણી મારાં ખીસા ઉપર વારંવાર કાપ મુકવાને પણ ચુકતી નથી."

"ત્યારે તો લેડી મેરી મારૂં આ પરોપકારી કામ ઉપાડી લેશે," રાલફ આતુરથી બોલીયો.,

પણ મેરી તરફથી કાંઇપણ જવાબ સંભળાયો નહિ.

"રેતન હું ધારૂંછ કે હવે તો તમે થોડો વખત સુધી કેઠે "હીલસ" પર ન જતાં હયાંજ રેહશો." લોરડ હેથરલીએ પુછીયું.

"અલબત" રાલફે ભાર મુકી જવાબ આપ્યો.

"વેલ રેતન તમે એક નશીબદાર આદમી તરીકે ગણાઇ

શકો. અને હવે તમારૂં સુખ સંપુરણ કરવા તમારે સુખ દુખનો સાથી શોધવો જોઇયે."

રાલફ ચોંકયો. તેનો ચેહરો એક પલવાર ગંભીર બની ગયો. લેડી મેરી જેવી એક ખુબસુરત પરણવા લાયક છોકરી ધરાવનાર બાપ માટે આ "રીમારક" રાલફને કાંઇક મતલબ ભરયો જણાયો, પણ લોરડ હેથરલી તો તદન નીરદોશપણાથી બોલીયો હતો. તેને મનસે તો તેની જવાન દીકરી હજુણુ તો એક બચ્ચું હતું.

"હા કોઇ દીવશે તેમ બનશે ખરૂં" રાલફ મેરી તરફ જોતાં બોલીયો. "પણ તેટલા વખતમાં મારા જેવા એક "બેચેલર" ને તમારી તરફથી કાંઇ મદદ મળવી જોઇયે."

"તે માટે હું તૈયાર છું રેતન" હેથરલીએ તુરતજ જવાબ આપ્યો.

"પપા, હવે આપણે જઇશું" મેરી એકાએક ખડી થતાં બોલી.

રાલફે એક પળ તેણી તરફ જોયું. તે તુરતજ સમજી ગયો કે આ છોકરી તેણીનાં બાપ જેવી ખુશાળી તેની તરફ બતાવતી હતી નહિ, અને તેને કાંઇ છુપા અભાવથી જોતી હતી. પણ તે સ્ત્રીજાતીને બરાબર ઓળખતો હતો, અને તેથી તે ચુપ રહયો. જતી વેળા તેણે ફરી ફરીથી તેઓનો આભાર માનીયો, અને ત્યાર પછી આ બાપ–બેટી પોતાનાં નવા પડોશીની રજા લઇને વીદાય થયાં.

"મેરી, આ જવાને અત્યારથીજ મારી દીલસોજી જીતી લીધીછ" તેઓ ગાડીમાં બેસવા પછી લોરડ હેથરલી બોલીયો. "રોબરટ પરસીવલ વીશે હું જે થોડું ઘણું જાણુંછ તે ઉપરથી તો મને સ્વપણે પણ ખ્યાલ હતો નહિ કે તેનો દીકરો

આવો એક ભલો ઉમરાવ નીકળશે મેરી. આજે તે કેવો છટાથી બોલીયો હતો, હં!"

"હા, પપા" મેરીએ ટુંકમાંજ જવાબ આપ્યો.

"અને મેરી. જો કે તે પોતાનો ભાગ ઘણી સારી રીતે ભજવે છે, છતાં આપણને તેને મદદ કરવી જોઇયે."

"હા, પપાજી." તેણીને મોટો શક હતો કે આ જવાન ફકત બાહરથીંજ પોતાનો ભાગ ભજવતો હતો.

લોરડ હેથરલીએ પોતાની દીકરી ગમી એક તીક્ષણ નજર કરી.

"મેરી હું ધારૂંછ કે તુ આય જવાનને કાંઇક અણગમાંથી જુએ છે"

"નહિ, પપાજી, પણ મેં ફકત બે કે ત્રણજ વખત એવણને દીઠા છે."

"અને હું પણ તારા જેટલીજ વખત એવણને મળીગો છું" હેથરલી બોલીયો. "પણ આપણી લાગણીમાં ફરક માત્ર એટલોજ છે કે મેં તેને આવા સારી રીતભતવાળો જોવાની કાંઇ ઝાઝી આશ રાખી હતી નહિ, અને તે આશા ખોટી પડવાથી તે હમણા મારી નજરમાં હીરા જેવો જણાય એમાં કાંઇ અજાયબ જેવું નથી."

"પણ પપા, ત્યારે તમે શું એમ કેહવા માંગોછ કે મારે લોરડ રેતન આગળ ગુંઠણ ઉપર પડીને તેની પુજા કરવી જોઇયે." મેરી લગાર ગુસ્સાથી બોલી.

"ભોલી, મારી દીકરી, લોરડ રેતન તો શું પણ તું ગમે એવા મોટા ઉમરાવ આગળ પણ ગુંઠણુમંડીયે પડવા સરજાયલી નથી." તેણીનો બાપ મગરૂરીથી બોલીયો.

હેથરલીનાં જવા પછી જુલીયત અને ગ્રેફર્ડ પણ પોતાની

રજા લેવા ખડા થયા. લોડ રેતને તેઓનો પણ આભાર માનીયો, અને આ બંને મહરથો પોતાનાં શેઠ વીશે કાંઇક ટરક દોડાવતા તેઓના ઘર તરફ ફરીયા.

તેઓનાં ગયા પછી રાલફ હોલમાં એકલો પડયો. આહ, તે વેળા કાંઇ સેંકડો વીચારો તેનાં મગજમાંથી વીજળીક ઝડપે પસાર થઇ જતા હતા, અને આજની સાંજના બનાવો યાદ કરતાં તેણે લેડી મેરી વીશે તુરતજ ખ્યાલ આવ્યો. મેરી! અરે તેણી એક કેવું ખુબસુરત પંખેરૂં હતું! પણ ફક્ત થોડાજ દીવશ અગાઉ આવી એક ખુબસુરત છોકરી સાથે વાત કરવા તો શું, પણ તેણીની તરફ ફકત નજર કરવા માટે પણ તે નાલાયક હતો, અને હવે મેરી, આ સુંદર નાઝનીન અને તેની વચ્ચે દરજ્જામાં કાંઇપણ ફરક હતો નહિ, અને વધુ તો તેણી તેની પડોશણ બની હતી. જો તે ચાહે તો થોડાજ વખતમાં તેણીને પોતાની કરી શકે, પણ નહિ, બીજીજ પળે નીતાનો ખ્યાલ આવતાજ રાલફે ગુસ્સાથી પોતાનાં દાંત કચકચાવ્યા.

આહ, તેણીજ હવે તેનાં સુખનાં પ્યાલામાં એક માંખી સમાન હતી. પણ રે વાંચનાર, આ દુનીયામાં જો બધાજ સુખ દેખે તો પછી દુખને રડવા કોણ બેસે? એ તો સુખનાં મીઠાસમાં દુખનો કડવાસ ભેલાવાથીજ આપણે સુખની કીમત પીછાણી શકીયે છીયે. કોઇ વખતે તે કડવાસ એક ઇનસાનની હસ્તીમાં સમાયલો હોય છે, તો કોઇ વેળા તે એક માણસનાં મગજની ખાંમી અથવા તેનાં તનની ખોડમાં સમાઇ જાય છે. ગમે તે હોય, પણ કોઇ પુરેપુરો સુખી જીવડો આપણુને લાખમાંથી એક પણ જડશે નહિ, અને નીતા, એક કૉમન ગાનારી છોકરી કે જેણે તે કંગાળ્યતનાં છેલ્લા તબકકા ઉપર હતો ત્યારે પરણીયો હતો, આંયજ નીતા—ફક્ત એક જીણી નજીવી માંખી—આજે લોર્ડ

રેતન જેવા મોટા અમીરનાં સંપુર્ણ સુખમાં એક ખટરા સમાન હતી !

બહાર બેંડનાં મીઠઠા સરોદોએ રાલફનાં વીચારમાં ખલલ પાડી, અને કાંઇક કોશેશ પછી તે બગીચામાં નીકળ્યો કે જ્યાં એક મોટા શામીયાણામાં તેનાં ભાડુતો દાન્સ કરવામાં મશગુલ હતાં. પેહેલ્લાં તો તેને કોઇ બરાબર ઓળખી શકયું નહિ, પણ તેઓની નજદીક જતાં "લોરડ રેતન" નાં પોકારો થઇ રહયા, દાન્સ એકદમ અટકી પડયો, અને સઘળા તેને જોવા લાગ્યાં.

અને રાલફે પોતાની આખ્ખી જીંદગીમાં જો કાંઇ પણ ચાળાકી દેખાડી હોય તો તે હમણા હતી. કાંઇ પણ બોલવા વગર તેણે પોતાની નજદીક ઉભેલી એક છોકરીને ડાન્સ કરવા માટે પોતાનો હાથ "ઓફર" કીધો તેઓ તુરતજ ડાન્સ કરવા લાગ્યાં, અને તે આખ્ખા શામીયાણામાં આ બંને જણ સીવાય ત્યાં એક પણ ડાનસરની જોડી હતી નહિ.

"તમે ઘણું સારૂં ડાન્સ કરોછ" તેઓનો ડાન્સ ખલાસ થવા પછી રાલફ બોલીયો. "તમારૂં નામ શું ?"

"મેબલ બ્રે, મારા લોરડ" તેણી ખુશાળીથી બોલી.

"મેબલ બ્રે ! વેલ હું ધારૂંછ કે હું તે યાદ રાખી શકીશ" રાલફ બોલીયો, અને ત્યાર પછી તે ત્યાંથી ચાલતો થયો અને પોતાનાં બીજાં ભાડુતો સાથે છુટથી ભેળાવા લાગ્યો. બીજી તરફ મેબલ બ્રે, લોરડ રેતને આજે તેણીને કેવું માન આપ્યું હતું, તેણીની કેવી ખેરઆફયત પુછી હતી, તેણીના કેવી વખાણ કરી હતી, એ સઘળું પોતાની સઇઓને ઉકમાઇથી કેહવા દોડી, અને આ સાદાં, ભોલાં, ભાલાં લોકો પોતાનાં શેઠની આ અની માયાળુરી વરતણુકથી ગેયા સાંતમાં આસમાને ચહડી ગયાં. કારણ જયારે એક શેઠ પોતાનાં ગરીબ નોકરો અને ભાડુતો

સાથે તેઓ વચ્ચે કાંઇ પણ તફાવત સમજયા વગર, અને સેહજ પણ મગરૂરી દેખાડયા વગર આવી ભલાઇથી વર્તે એ શું તેઓ માટે કાંઇ થોડી ખુશાળી અને મગરૂર થવા જેવી બાબદ હતી ?

રાલફ જો કે પોતાનાં ગરીબ ભાકુતોનું અંતકરણ જીતી શકયો, તો પણ બદેખાંઓની દીલસોજીનો કોટ તો તેને હજુણ જીતવાનો બાકી હતો. પણ આ બાબદમાં તેણે જાણે અંધારાં-માંથી બાહર ખેંચી લાવવા લોરડ હેથરલી હતો. તેણે સઘળાં બદેખાંઓને એક દીવશે પોતાને બંગલે "હેથરલી કોર્ટ" માં એક મોટાં ડીનર ઉપર બોલાવ્યાં, અને તેઓ સઘળાં આ નવા ઉમરાવ સાથે ઓળખાણ પાડવા એટલાં તો આતુર હતાં કે દરેક જણે લોરડ હેથરલીનું નોતરું ઉપકાર સહીત સ્વીકારયું.

તે ખરેજ એક રળીયામણો મેળાવડો હતો. ત્યાં અરલ અને કાઉનતેસ ઓફ દેવનશાયર ડયુક અને ડચેસ ઓફ લેથને વાઇકાઉન્ટ પેરોડલ, સર અને લેડી બ્રાયન જેવા મોટા મોટાં બડેખાંઓ હાજર હતાં. અને ટુંકમાંજ કહીયે તો ત્યાં બાદ-શાહી બલુ લોહીનો એક દીલપઝીર જમેલો જામીયો હતો.

રાલફ આ મોટા મેલાવડામાં જવા ડ્રેસ કરતાં સેહજ ધ્રુજતો હતો. તે જાણતો હતો કે આજે સઘલાંઓની નજર તેની તરફ ટીંગાઇ રેહશે, અને તે શું કરેછે, કેમ બોલે છે, કેમ જમે છે એ સઘળું તેઓ તપાસવાને ચુકશે નહિ. ઇંગલીશ "એટીકેટ" માટેનું તેનું ભંડોળ ઘણુંજ નજીવું હતું અને તે માટે તેને પોતાનો બતલર પારકીન્સ કે જે તેને ડરેસ કરાવતો હતો, તેનો આશરો લેવાને દરૂસ્ત ધારયું.

"પારકીન્સ હયાં આંય તરફ આપણુને એક લેડીને હાથ આપવો હોય તો તેણીને જમણો હાથ આપવો કે ડાબો ?"

રાલ્ફે બેદરકારીનાં ઢોંગથી પુછીનું "અલબત એ કાંઇ ઘણી અગત્યની ચીજ નથી પણ દરેક દેશમાં જુદી જુદી રીતભાત હોય છે."

"જમણો, મારા લોર્ડ" પારકીનસે ગંભીર અવાજે જવાબ આપ્યો.

રાલ્ફે પોતાનો હોથ કરડયો, કારણ તેને તુરતજ યાદ આવ્યું કે તેને લેડી મેરીને જયારે તેણીને રેતન હોલમાં બોલાવામાં આવી હતી. ત્યારે ડાબો હાથ આપ્યો હતો.

"પણ મેં કેટલાક જણને જોયા છે મારા લોર્ડ કે જેઓ એક લેડીને હંમેશ પોતાનો ડાબો હાથ આપે છે." પારકીનસ પોતાનાં શેઠનો ગુંચવાડો સમજી જતાં બોલીયો.

રાલ્ફે છુટકારાનો એક દમ ખેંચ્યો.

"અને–અને હું ધારૂંછ, પારકીનસ કે ખાણાની ટેબલ ઉપર પણ જયાંસુધી સઘળા લેડીઓ ગોઠવાય નહિ ત્યાંસુધી ગ્રહસ્થોએ તેઓની બાજુમાં ઉભું રેહવું જોઇયે."

"હા. મારા લોર્ડ."

"અને ટેબલ ઉપર પણ આપણી પાસે બેઠેલાં લેડીને આપણને "સરવ" કરવું જોઇયે, કેમ? હં! મેં બહાર ગામમાં એટલો બધો વખત ગુજારીયોછ કે ઇંગલીશ રીતભાત તો હું ભુલીજ ગયોછ."

"તદન બનવા જોગ છે, મારા લોર્ડ" દુરઅંદેશ પારકીન્સ પોતાનાં શેઠની આ નબલાઇ પામી જતાં સેહજ નમતાં બોલીયો "તમુને આ બ્લુ ગ્લવઝ જોઇશે, મારા લોર્ડ ?"

"હા–હા, હું હમણાજ પેહડી લઇશ" રાલ્ફ તુરતજ બોલીયો.

"આજે ઘણી ગરમી છે, મારા લોર્ડ" પારકીન્સ અજા-

ચબીથી બોલીયો "અને હું ધારૂંછ કે તમો નામદાર આ ગ્લવઝ તમારા હાથમાંજ રાખશો."

"ઠીક–ઠીક, મારી મોટર તૈયાર છે કે?"

"ન–ન, નહિ સાહેબ, આટલો ટુંકો છેટો તમે ચાલતાજ સીધારશો એવું ધારીને મેં તમારી મોટર બોલાવી નથી" પારકીન્સ ગભરાતાં બોલીયો.

રાલફ કાંઇ બડબડયો, અને પોતાનાં મેહલમાંથી બાહાર પડીને હેથરલી કોર્ટ તરફ હેરીયું લીધું.

ત્યાં જઇ પુગતાં રાલફ એક પળ દરવાજા આગળ થોભ્યો અને તેને સેહજ હીંમત આવી. કારણ ભલો લોર્ડ હેથરલી તેનાં વીશે ઘણાજ વખાણનાં શબ્દોમાં પોતાનાં પરોણા આગળ તારીફ કરતો હતો, પણ તેને જોતાજ તે હસ્તે ચેહરે બાહર આવ્યો.

"અલો રેતન, કેમ તમે જરા લેટ આવ્યા, આવો હું તમુને મારા પરોણા સાથે ઓળખાણ કરાઉં" તે ખુશ મીજાજે બોલીયો.

અને રાલફને થોડાજ વખતમાં માલમ પડયું, કે બદેખાંઓમાં ભેળાતાં તેને જે ધાસ્તી લાગતી હતી તે સઘળી તદન નાપાયદાર હતી. તુરતજ તેઓ સઘળાં તેની સાથે હળીમળી ગયાં, કારણ મોટા લોકોને તો ફકત ગરીબનાંજ નામની સુગ હોય છે. અને રાલફે પોતાની સલામતીને ખાતર "અતી ભલા ન બોલનાં—અતી ભલી નહિ ચુપ—અતી ભલા ના બરસનાં અતી ભલી નહિ ધુપ" નો નીયમ અખત્યાર કરવાનું દાહપણ વાપડયું. તે બનતાં સુધી થોડુંજ બોલતો, થોડુંજ હસ્તો એકજ જગ્યાએ બેસી રેહતો, અને તેનાં આ દેખીતા મધ્યમપણાથી તે પોતાની આસપાસનાંઓ ઉપર સારી અસર કરી શકયો.

જમવાનાં વખતની અગાઉ એક બતલર પોતાનાં હાથમાં

એક કારડ સાથે લોર્ડ હેથરલી આગળ જઇ ઉભો. તે કારડ ઉપર એડવરડ બ્રાયનનું નામ હતું, અને તેની લગભગ પછવાડે એક મધ્યમ ઉંચાઇનો જવાન ધીમાં કદમે તે દીવાનખાનામાં ચાલી આવ્યો. તે જાણે કોઇની શોધમાં હોય એમ પોતાની આસપાસ જોતો હતો, પણ તેની નજર લેડી મેરીનાં ચેહરા ઉપર પડતાં, તે સીધ્ધો તેણી તરફ ચાલવા લાગ્યો.

"કેમ છો, લેડી મેરી" તે ખુલ્લા આતુરતાનાં અવાજે બોલીયો.

મેરી તે વેળા લેડી બ્રાયન સાથે કાંઇ વાત કરતી હતી, અને પોતાની પાછળ તેનો અવાજ સાંભળતાં તેણી અજાયબી અને ખુશાળીની લાગણીથી ચોંકી ઉઠી.

"એડવર્ડ!" તેણી બોલી ઉઠી, અને બીજીજ પળે જાણે તેણીએ કાંઇ ખોટું કરીયું હોય એવી રીતે લાલચોળ બની ગઇ.

"એડવર્ડ! દીકરા તું કયારે આવ્યો" લેડી બ્રાયને અજાબીથી પુછીયું.

"હમણાજ મમાં" એડવરડ તેણીને ભેટતાં બોલીયો.

"પણ તું તો આવતી કાલે આવનાર હતો!"

"હા. મમાં, પણ મારી સ્ટીમર જલદી આવવાથી હું હમણા તમારી સાંમે ઉભો છું."

"પણ એડવર્ડ તુને તો——"

"હું તે જાણુંછ, મમાં. જો કે હું હયાં વગર બોલાવવે આવ્યો છું, છતાં હું તમુને મલવા એટલો આતુર હતો કે હું મારી ધીરજ જાળવા શકયો નહિ. લોરડ હેથરલી જો ચાહે તો હમણા મને ધકકા મારીને બાહર કાઢી શકે—માફ કરજો લેડી મેરી—અરે પણ લેવ એવણુજ સાંમેથી આવેછ. કેમ છો, મારા લોર્ડ. માફ કરજો સાહેબ, પણ હું હયાં વગર બોલાવવે ઘુસી

આવ્યો છું " તે ખુશમીજાજે બોલીયો.

"હજાર વાર માફ કીધો" લોર્ડ હેથરલી તેને શેકહેંડ કરતાં બોલીયો. "પણ જો તું હયાં નહિ આવને તો મેરી અને હું તુંને કદી પણ માફ કરી શકને નહિ કેમ મેરી ખરૂં કેની ?"

મેરીનાં ચેહરા ઉપર એકવાર ફરીથી રતાશ ધાઇ આવ્યો. તેણી આ વગર બોલાવેલા પરોણાને તો કયારની માફ કરી ચુકી હતી, પણ તેને ફકત "એડવર્ડ" નાંજ નામથી બોલાવાની કરેલી ભૂલથી તેણી પેતાને માફ કરી શકી નહિ.

એડવર્ડ ત્યાર પછી લોરડ હેથરલી સાથે બીજા પરોણાઓ તરફ ફરીયો.

"તું લોર્ડ રેતનને ઓળખેચ કે એડવર્ડ ?" હેથરલીએ પુછીયું. "જો આય તેવણુ સામેજ ઉભાછ."

એડવર્ડ તે તરફ ગયો, અને એક ઉમરાવનાં દીકરાને છાજતી ઢપે તેને પોતનો હાથ રાલફ તરફ લંબાવ્યો. તે ચળકતી આંખ્યો એક પળ તેનાં ચેહરા તરફ ટીંગાઇ રહી, જાણે તેનો માલેક તેની સાથે તદન ખાલેસ દોસ્તી ધરાવવા ઇચ્છતો હોય, પણ બીજી તરફ રાલફની કાળી આંખ્યો તેની ઉપર પડતાં એડવર્ડ કાંઇક ચોંકયો, અને લગાર થંડા અવાજે બોલીયો.

"હું તમુને જોઇ ઘણો ખુસી છું, લોર્ડ રેતન."

"અને હું પણ લોર્ડ હેથરલીનાં કોઇપણ મીત્ર સાથે ઓળખાણ કરવા ઘણો રાજી છુ" રાલફ તુરતજ બોલીયો.

ખાણા ઉપર રાલફ મેરીની નઝદીક રેહવાને ચુકયો નહિ. તે જાણતો હતો કે તેની પાસે બેઠેલી કાઉન્ટેસ ઓફ દેવનશાયર ઉપર તેને પોતાનું સઘળું ધ્યાણ આપવું જોઇયે. પણ વારંવાર તે આરે ડોળે લેડી મેરી તરફ નજર કરતો હતો.

અત્યાર શુધીતો તેણી ઝાઝી કોઇ સાથે બોલાતી હતી નહિ. અને જોકે તેણી રાલ્ફ તરફ તો હંમેશા સભ્યતાથીજ વરતતી હતી, છતાં તે પામી ગયો હતો કે તેણી તેને ધીક્કારતી હતી. પણ હમણા લેડી મેરી ખુશાલ જીગરે વાત કરતી હતી. તેણીથી પલકપલકમાં હસાઇ જવાતું હતું, અને દર મીનીટે તેણીનાં ચેહરા ઉપર રંગ ફેરવાતા હતા. એકાએક તેણીએ પોતાની નજર એડવર્ડ તરફ ફેરવી. બ્રાયને પણ તેનો જવાબ આપ્યો. અને મેરી પાછી ચુપ થઇ ગઈ. રાલ્ફ આ સઘળું જોતો હતો. અને તેનાં ખુલાસા માટે તેને મેરી તરફ શંકાથી નજર કરી. આહ, આંય ગુંટણ જેટલો પોરીયો કે જે વગર બોલાવવે ત્યાં ધાઇ પડયો હતો, તે એવો તે કોણ હતો કે જેની હાજરીથી લેડી મેરીમાં આવો જાદુઇ ફેરફાર થઇ ગયો હતો?

"હું ધારૂંછ કે મી૦ બ્રાયન હમણાજ બાહરગામથી આવી પુગાછ" રાલ્ફે લેડી દેવનશાયરને પુછીયું.

"હા, તે સર ગીલબર્ટ બ્રાયનનો બીજો બેટો થાય છે. ગરીબ બીચારો" તેણીએ જવાબ આપ્યો.

"કાંય" રાલ્ફે આતુરતાથી પુછીયું.

"કારણ સર ગીલબર્ટ કાંઇ ઘણા તવંગર નથી, અને તેવણની થોડીક મીલકત તેવણનાં વડા દીકરાને મલનાર હોવાથી ગરીબ બીચારા એડવર્ડને પોતાનું ભોગવી લેવું પડે છે. અને તેથીજ તે પોતાનું નશીબ અજમાવવા કોઇ સંસથનમાં ગયો હતો. પણ આપણા જવાન્યાઓ ત્યાં શું કરતા હશે?"

"તેઓ ઘણું ખરૂં તો એક સાધારણ કુલીની માફક ત્યાં કામ કરે છે, અને લખોપતી બનવાની જે આશા તેઓ હયાંથી લઇને જાય છે તે થોડાજ વખતમાં જમી દોસ્ત થાય છે."

રાલ્ફે સુચવ્યું."

"અને હું ધારૂં છ કે સખ્ત મેહનત કરવાથી એડવર્ડને કાંઇ ગેરફાયદો થયો નથી" લેડી દેવનશાયર તેનો સોહામણો ચેહરો જોતાં બોલી.

"નહિ" રાલફે ટુંકમાંજ જવાબ આપ્યો

અને આ સઘળો વખત એડવર્ડ સઘળાં સાથે ઘણોજ ખુશમીજાજે વાત કરતો હતો. રાલ્ફ તેને અદેખાઇ અને ધીક-કારથી જોવા લાગ્યો, અને ખાણું ખલાસ થયા પછી જ્યારે તેઓ પાછા મળીયા, ત્યારે જોકે એડવર્ડ ઘણાજ ભોલા દીલે તેની સાથે વાત કરતો હતો, તો પણ રાલ્ફ તેની તરફ ચુંચી આંખ્યો કરી જોતો હતો.

"હું હયાં થોડોજ વખત રેહનાર છું, લોરડ રેતન" તે બોલીયો "અને તેટલા વખતમાં હું ઇચ્છું છ કે આપણે બંને એકમેકને વધારે પીછાણી શકયે. તમુને કાંઇ "રાઇડીંગ" નો શોખ ખરો કે લોરડ રેતન."

"સેહેજ" રાલ્ફ ગભરાતમાં બોલીયો.

"ઠીક, ત્યારે તો તમે આવતી કાલે સહવારે મારે ત્યાં નાસ્તા ઉપર જરૂર આવજો, અને ત્યાર પછી આપણે સાથે કેડે ઘોડા ઉપર ફરી આવશું." એડવરડે કહ્યું.

"થેંકયુ. હું તે ટાઇમે જરૂર તમારે ત્યાં આવીશ."

અને ત્યાર પછી બીજી પરચુરણ વાતચીત પછી એડવર્ડ રાલ્ફને ત્યાંજ મુકીને લેડી મેરી તરફ ફરીયો.

"હું જાણવા માંગું છ, મેરી—આઇ મીન લેડી મેરી" એડવર્ડ તેણીની આગળ જતાં બોલીયો "કે મારા આવ્યાથી તમે ખુશી છો કે નહિ. કારણ હજુણ સુધી તમે મને એમ કહ્યું નથી."

"અલબત, હું ખુશી છું" તેણી ધીમેથી બોલી.

"તમારો આ "અલબત" બોલ સાંભળી મને ઘણી ખુશાળી ઉપજે છે. અને મેરી—ઓહ લેડી મેરી, હું તમુને આજે ઘણે લાંબે વખતે મળીયો છું, અને તે અરસામાં તમારામાં એટલો તો ફેરફાર થઇ ગયો છે કે હું હવે આગળની માફક તમુને ફકત "મેરી" કરીને બોલાવી શકતો નથી."

"તે ફેરફાર?"

"તે ફેરફાર તમારાં કદમાં, આકારમાં ચેહરામાં, અને ગુસ્સો નાં કરતાં લેડી મેરી—તમારી સામાન્ય ખુબસુરતીમાં હું જોઇ શકું છું."

"થેંકયુ. પણ જયારે હું નાની હતી ત્યારે શું હું એક કદરૂપી છોકરી હતી?"

"ઓ નહિ તમે તેવાં તો કદી હતાંજ નહિ. પણ હું એમ કેહવા માગુંછ, લેડી મેરી. કે જયારે હું હયાંથી ગયો હતો ત્યારે તમે ફકત એક સ્કુલ ગર્લ હતાં, કે જેવણ મારા જેવા એક સ્કુલ બોય સાથે રમવા મટે તે વેળા શરમાતાં હતાં નહિ. પણ હવે તો મને તમારી સાથે વાત કરતાં પણ બીક લાગે છે."

"મને એમજ લાગેછ" મેરી બોલી "અને હું પણ તમારામાં કાંઇ ફેરફાર જોઇ શકું છું."

"હું એ સમજી ખુશી છું."

"પણ મેં કાંઇ એમ નથી કહ્યું કે તમારામાં મને કાંઇ સારો ફેરફાર દીસેછ." મેરી રમુજી ગભીરતાથી બોલી.

"તે ફેરફાર સારાંનેજ માટે હોવો જોઇયે."

"હા. મારી સાથે રમનારો એક સ્કુલ બોય હવે તો મોટો જવાન બની ગયો છે" મેરી એડવર્ડનાં ગબરૂ આકાર તરફ એક શરમાળ નજર કરતાં બોલી. "પણ હું એમ પુછું

તમે આટલો વખત શું કરતા હતા, તમે તો પઇસા કમાવા ગયા હતા"

"હા. પણ મને થોડાજ વખતમાં માલુમ પડ્યું કે પઇસા કમાવા એ એક ઘણું મુશકેલ કામ છે, અને હું તેમાં નીશફળ નીવડયો છું." એડવર્ડ દલગીર અવાજે બોલ્યો.

"મને તમારી સઘળી હકીકત કહો" મેરી બડબડી.

"તે કેહવું ઘણું સેહલ છે. હું હયાંથી ઉપડયા પછી ફ્લોરીડા ગયો હતો, ત્યાં મેં એક નાનું ખેતર લીધું, અને એક જાતનાં કીંમતી ફળ ઉગાડવાની કોશેશ કરી; પણ અફસોસ. મારૂં તકદીર મારી સાંમે થયું, અને હું મારી સઘળી પુંજી આ ખેતર પાછળ ગુમાવી બેઠો. ત્યાર પછી મેં શું કામ કીધું તે સાંભળો હું એક ઘોડાવાળો થયો છું. ખેતરમાં બલદ સાથે હલ ખેચ્યું છે, પથ્થર ફોડયા છે, ન્યુસપેપર વેચનાર ફેરીયા તરીકે રસ્તે રસ્તે બુમ પાડી છે, અને ટુંકમાંજ હું તો પૈસા કેમ કમાવા એ સીવાય દરેક કામની મને થોડી ઘણી માહીતી મળી છે."

"હું ઘણી દલગીર છું"

"એ નહિ, મારે માટે તમે દલગીર થશો નહિ, પણ આટલી મેહનત કરવા છતાં તેનો કાંઇ પણ બદલો નહિ મળવાથી મને ઘણી નાસીપાસી ઉપજે છે. એ મેરી—મેરી, તું ઘણી સારી રીતે જાણેછ કે આજે ચાર વરશ અગાઉ હું તારી આગળથી શા માટે ચાલી ગયો હતો, અને હું મારૂં નશીબ અજમાવા શા કારણથી એટલો આતુર હતો. શું મને તે કેહવાની જરૂર છે? આહ આજે હયાં આવતાં હું રસ્તામાં સેંકડો વખત ઠાવ કરીને આવ્યો હતો કે મારે તારી આગળ એ વીશે કાંઇ પણ વાત કરવી નહિ. પણ હવે તો કુંભારનાં પૈડાં પ્રમાણે

મારા વીચાર ફેરવાઇ ગયા છે, મેરી મારાં ગમે એવાં નજીવા કામમાં પણ તાહરા સુંદર ચેહરાની યાદ થતાં હું તે કામ ઉપર બેવડા જોસ અને ઉમંગથી પાછો વળગતો હતો. અને તું વ્હાલીને જીતવાનાં ખ્યાલથીજ હું અટલો વખત સુધી મારી નીરાશી સામે ટકી રહયો છું. પણ ફીકર નહિ હું થોડાજ વખતમાં પાછો જનાર છું. અને ખુદાનું ચાહવું હશે તો બીજી વખતની મારી આ કોશેશમાં મને ફતેહ છે. અરે પણ સામેથી તેઓ આવે છે. મેરી તે લેડ રેતન વીશે શું ધાર્યું?" એડવર્ડ વાત ફેરવી નાખતાં બોલીયો

તેઓ બંનેની નજર એક થઇ. અને એડવર્ડને તેનો જવાબ મળી ચુકયો હતો.

"હું પણ એમજ ધારૂંછ" એડવરડ ઉતાવળેથી બો મેરી, મને તો તારી સાથે વાત કરવા માટે ફકત એકજ મીનીટ મળી છે. પણ દુનીયાનાં છહડાં ખુણામાંથી પણ આવી બીજી એક વધુ મીનીટ મેળવીને હું તારી આગળ આવવાને કદીબી ચુકીશ નહિ. મને યાદ કરજે મેરી" એડવરડ ડચેસ ઓફ લેથ્રન તરફ ફરીયો "હા, ડચેસ, હું એકવાર ફરીથી તમારાં ગડબડયા ઇંગલેંડમાં ફોકતનાં ધકેલા ખાઇને પાછો આવ્યો છું."

અને આ પ્રમાણે તે વાત કરતો ગયો. જયારે મેરી કોણ જાણે કેઇ વખતે ત્યાંથી સટકી ગઇ હતી. પણ રાલફે તેઓ બંનેને સાથે બેસીને વાત કરતાં દીઠાં હતાં અને જયારે તે ઘરે પાછો ફરીયો ત્યારે તેનો ચેહરો ગુસ્સા અને ધીક્કારથી તદન કાળો પડી ગયો હતો તે પોતાનાં ઓરડામાં એક પછી એક સીગાર ફુંકટો બેઠો અને જયારે તે વીસ્કી સોડાનાં ગલાસ ખાલી કરતો હતો ત્યારે તે હેથરલી કોર્ટમાં થોડાજ વખત અગાઉનો સરવેનો માનીતો લોર્ડ રેતન નહિ પણ ગુસ્સાનાં

રણશીંગડાં ઉપર પોતાનો તેજી ઘોડો ફડકાવનો તે એક ઝનુની સવાર હતો.

"હું એક ઉમરાવ છું તે બડબડયો" અને આંય દુકતો તો મારા પગ નીચેની ધુળ કરતાં પણ બદતર છે. આહ હું જો હમણા છુટો હને તો મેરી સાથની તેની ગુફ્તગુનો હું આજેજ નીકાળ કરી નાખતે."

પણ બીજીજ સહવારે તે હસ્તે ચેહરે સર બ્રાયનના બંગલા તરફ ફરીઓ તેઓ સઘળાંઓએ તેને ઘટનો આવકાર આપ્યો અને નાસ્તો લેવા પછી તે અને એડવર્ડ ગઇ રાતની તેઓની ગોઠવણ મુજબ તબેલા તરફ ફરીયા.

રાલ્ફે પોતે એક ઘોડો પસદ કીધો, અને ત્યાર પછી તેઓ બંને તે બંગલામાંથી ધીમાં કદમે બાહર પડયા. એડવર્ડ એક અડંગ ઘોડેસ્વાર હતો અને રાલ્ફની ખામી તે તુરતજ ચેતી ગયો.

"સંભાળજો લોર્ડ રેતન' રાલ્ફને બરાબર બેઠેલો નહિ જોઇને એડવર્ડે કહ્યું.

"ઓહ, તમારે કાંઇ ફીકર નહિ કરવી" રાલ્ફ હસવાનો દેખાવ કરતાં બોલીયો તેઓ ધીમે ધીમે આગળ વધતા ગયા, અને એડવરડ ખુશાળ જીગરે તેને ઘોડેસ્વારી વીશે તરેહવાર સવાલો પુછવા લાગ્યો. પણ રાલ્ફનાં તાંત્યા ઢીલા હતા, તે ઘણીજ મુશકેલીથી વાત કરતો હતો કારણ એડવર્ડ જો કે આ ઘોડો ગરીબ છે કરી જણાવ્યું હતું, છતાં રાલ્ફ તેને ઘણોજ મુશકેલીથી કાબુમાં રાખી શકતો હતો. એકાએક બે કુતરા મરાતા તેઓની સામેથી આવી લાગ્યા, અને તે અવાજથી રાલ્ફનો ઘોડો ચોંકયો. રાલ્ફે જોરથી પોતાની લગામ ખેંચી, તે ઘોડો પોતાનાં આગલા બે પગો ઉપર ઉભો થયો, અને

બીજીજ પળે રાલફ અરલ ઓફ રેતન, પોતાનાં સેડલ ઉપરથી નીચે જમીન ઉપર પછડાઇ પડયો.

આ સઘળું એક પળ વારમાં બની ગયું હતું, પણ એડવર્ડ તુરતજ તેની મદદે આવ્યો.

"હું ધારૂંછ કે તમુને કાંઇ ઇજા થઇ નથી" તેણે રાલફને આતુરતાથી પુછીયું. કે જે પોતાનાં માથાં ઉપરની ટોપી બાદ જતાં પોતાનાં દગલા અને ચેહરા ઉપરથી ધુળ પખોડતો પાછો ખડો થયો હતો.

"નહિ" રાલફ જેમ તેમ પોતાનો ગુસ્સો તાંમેસ કરતાં બોલીયો. "પણ આ નાપાક ઘોડો ઘણોજ એકાએક ચોંકયો. એ કયાં ગયો?"

"એ તો અત્યાર આગમચનો પોતનાં તબેલામાં પુગી ગયો હશે" કે જેણે રાલફનાં ગુસ્સાનો જરા પણ ખ્યાલ હતો નહિ તે હસ્તાં બોલીયો. "પણ આવો આપણે બંને આ મરા ઘોડા ઉપર સાથે સ્વાર થઇશું એ ઘણો ગરીબ છે."

પણ તેની ભારે અજાયબી વચ્ચે તેને રાલફને પોતાની સામે ઘણાજ ગુસ્સાથી ઉભેલો દીઠો, અને ત્યાર પછી એક બોલ પણ બોલવા વગર રાલફે રેતન-હોલ તરફ ચાલવા માંડયું.

"રેતન-રેતન" એડવરડે તેની પાછળ બુમ પાડી પણ રેતન સાહેબ તો ધસારાબંધ અગળ વધ્યા જતા હતા, અને ત્યાર પછી એડવર્ડે કાંઇ વધુ કરવાનું દરકાર ધારયું નહિ.

"ચંડાળ" તે પોતાનાં દાંત કચકચાવતાં બોલીયો. "એ મારી સામે દગો રચ્યો. મને હિણું લગાડવા માટે એને મારી સામે આ તાગડો રચ્યો. હવે તે સઘળા આગળ એ બાબે વાત કરશે, તેઓ મને ફીચકારો કેહશે, અને મારી ઠેકડી કરશે."

રાલફ ગુસ્સાથી ધુજવા લાગ્યો અને થોડાક કદમ ચાલતાં

પોતાની બાજુમાં આવેલી એક ખીણનાં ભાગેલા કતેરાને અધેલીને તેને પોતાનું મોઢું જોરથી નુછયું. ગઇ રાતે તેને બીજા ઉમરાવોમાં ઘણો સારો દેખાવ કરીયો હતો, અને હવે—આહ હમણા—તે એડવર્ડને, આ નવો ઉમરાવ પોતાનાં ઘોડા ઉપરથી કેવી રીતે ઉઠલાઇ ગયો હતો, તે કેહતો ગોયા સાંભળતાં તેનાં ગુસ્સાનો પાર હતો નહિ.

એકાએક તે પોતાનાં ઝનુની તુરંગોમાંથી કાંઇ અવાજથી ચોંકી ઉઠયો, અને પોતાની બાજુમાં નજર કરતાં, તેને એક ગાડીને પોતાની તરફ ઘણીજ ઝડપથી આવતાં દીઠી. તે ગાડીમાં ફકત એકજ જણ હતું, અને તે વધુ નઝદીક આવતાં રાલફને માલમ પડયું કે તે ગાડીમાં લેડી મેરી બેઠેલી હતી. તેણીનો ઘોડો પુર ઝડપથી તે ખીણ તરફ ધસ્યો આવતો હતો. અને મેરી તેને અટકાવાની ફોકતની કોશેશ કરતી પોતાની બેઠકની પાછળ લગભગ અધેલાઇ પડી હતી.

અને વાંચનાર, ગમે એવા હીચકારામાં પણ કોઇ વેળા એવો જુસ્સો ઉભરી આવે છે કે જેથી તે એક ખરેખરા બાહદુર માણસને પણ શરમાવી શકે છે. આ વાત લડાઇનાં મેદાનો ઉપર, ઘોડાદોડની શરત ઉપર, અને એવા બીજાં ઘણેક ઠેકાણે કે જયાં એક આદમી પોતાની જીંદગીને તેનાં હાથમાં લઇને ફરે છે ત્યાં પુરવાર થઇ ચુકી છે. અને હમણા રાલફનાં દાખલામાં પણ કાંઇ એમજ બનીયું. પેલા ઘોડાને પોતાની સાંમે યાહોમ ધસી આવતાં જોઇને તેનામાં લેડી મેરીને બચાવા માટે કાંઇ એવો જુસ્સો મચી રહયો કે જે ફકત બાહદુરોનેજ ફાળે આવે છે. આહ, તેની આજની નાલેસીનો કલંક દુર કરવાને માટે કુદરતે તેને એક ઘણીજ અચ્છી તક બક્ષી હતી.

"હું લોરડ રૈતન, એક હીચકારો" તે કાંઇ હડહડતા સોગંદ લેતાં બોલીયો. "હું તેઓને દેખાડી આપીશ."

આટલા વખતમાં પેલી ગાડી તેની લગોલગ આવી પુગી હતી. રાલ્ફ બરાબર તતાર થયો, અને એક ઘણીજ કટોકટ પળે ફક્ત એક કુદકા સાથે તે પેલા ઘોડાનાં માથાં ઉપર કુદી પડયો. અને પોતાનો સઘળો ભાર તે જાનવરની ગરડન ઉપર મુકીને તેને થોભાવાની કોશેશ કરી. રાલ્ફ થોડાક કદમ ઘસડાઇ ગયો, તે ઘોડાના મોઢાંમાનું સઘળું ફીણ તેનાં ચેહરા ઉપર ફેલાઇ ગયું, અને ઘણીજ મુશકેલીથી તે પોતાનાં હાથો તે જાનવરની ગરદન આસપાસ વીટાળી રાખી શકયો. આખરે એક જીવનોડ કોશેશ પછી, તે ઘોડો સેહેજ ધીમો પડયો અને આહ, ખુશાળી, ફ-તેહ, થોડાજ વખતમાં તે દોડતો બંધ પડયો.

આ સઘળું કેવી રીતે બનવા પામ્યું તે રાલ્ફ કદી પણ કહી શકયો નહિ. પણ જ્યારે તે અર્ધ ગુંગળાયલી હાલતમાં જમીન ઉપર પાછો ખડો થયો, ત્યારે લેડી મેરીનો સાદ સાંભળીને જે ખુશાળી તેનાં બદનમાં પ્રસરી રહી, તેવી ખુશાળી રાલ્ફે પોતાની આખ્ખી જીંદગી દરમ્યાન કદીપણ અનુભવી હતી નહિ.

"એ જવા દો," તેણી બોલતાં સંભળાઇ "તમુને ઇજા થશે. રાલ્ફ—લોરડ રેતન તમે મને બચાવી છે."

પણ શાથી બચાવીછ તે તેણી બોલી નહિ. અરધ બેભાણ જેવી હાલતમાં રાલ્ફે પોતાની આસપાસ નજર કરી અને એ, તેઓથી ફકત થોડાજ કદમ દુર પેલી ઉંડી ભયંકર ખીણ તેઓ સાંમે દોળા ધુરકતી પડી હતી.

## પ્રકરણ ૧૨ મું.

મતલબ એક મોટી ચીજ છે. લેડી મેરીની નજરમાં માનીતો થવાને જે જીવ સતોસત બાજી રાલ્ફ ખેલી રહયો હતો

તેમાં તે કેવી અચુક રીતે ફાવી ગયો હતો તે આપણે આગળ વાંચી આવ્યાં છીએ. એક પળ વાર તે ઘોડાની લગામ પકડીને ચુપ ઉભો, અને મેરી તરફ આતુરતાથી નજર કરી. તેનો ચેહરો લોહી અને ધુળથી ખરડાઇ ગયો હતો, તેનાં દગલાની બાંય ફાટી ગઇ હતી, તેનો તાઇ અને કોલર તદન છુંછો થઇ ગયો હતો, અને તે એક ધમ્મન માફક હાંફતો હતો. છતાં તેનાં આવા વીખરાયલા દેખાવ સાથે પણ તે લેડી મેરીની નજરમાં એક બાહદુર બચ્ચો હતો!

"મને ભય છે કે તમુને કાંઇ ઇજા થઇછ, લોરડ રેતન" મેરી બોલી "જોવ તમારા ચેહરા ઉપર લોહીનો રેલો ઉતરીયોછ."

"મને કાંઇ ગંભીર ઇજા થઇ નથી" તે પોતાનો ચેહરો જોરથી નુછતાં બોલીયો "પણ તમે બીહશો નહિ, લેડી મેરી."

અને ખરૂં જોતાં મેરી આવા કટોકટ વખતે સેહજ પણ બીધી હોય એ એક મોટો સવાલ હતો. તેણી રાલફને માટે ઘણી આતુર હતી, અને જયારે તેણીએ પોતાની બાજુમાંની ખીણ તરફ નજર કીધી, ત્યારે તેણીની સુંદર આંખ્યો રાલફ માટેનાં હેશાનનાં આંસુઓથી ભરાઇ ગઇ.

"હું મારે મટે નહિ પણ તમારે વાસ્તે ફીકરમંદ છું, લોરડ રેતન" મેરી બોલી "ખરેજ તમે તમારી જીંદગીનાં જોખમે મને બચાવી છે. ઓ, હું વીચારી નહિ શકતી કે આજે તમારા કેવા હાલ થયા હતે. કદાચને તમે ઘોડાનાં પગ તળે કચડાઇ જતે. ગાડીનાં ચાક તળે દબાઇ જતે, અથવા તો મારી સાથે આ ઉંડી ખીણમાં ગબડી આવને."

પોતાનાં અવતારનો આ ભયાનક ચીતાર સાંભળતાં રાલફ ધ્રુજવા લાગ્યો. પણ હવે બીહવાનું કાંઇ પણ કારણ હતું નહિ. તે આખરે લેડી મેરીને બચાવા નશીબવંત નીવડયો હતો,

અને તેણીનાં વખાણનાં શબ્દો સાંભળતાં તે સંતોષથી મલકાઇ છળકાઇ જતો હતો.

"તમારી ભલી લાગણી માટે હું તમારો હેશાનમંદ છું" તે બેદરકારીથી બોલીયો "પણ આ અકસમાત કેમ બનવા પામ્યો? હું ધારૂંછ કે તમારો ઘોડો કસાંથી ચોંકયો હશે."

"હા, હું હમણા "શોપીંગે" જતી હતી. અને મારી બાજુમાં મુકેલી બાસકેટને કાંઇ આંચકો લાગતાં તે રસ્તા ઉપર પડી ગઇ. મારો સઇસ તે ઉપાડવા નીચે ઉતરીયો. અને તેજ પળે ઘોડો ચોંકીને નાહસવા લાગ્યો. અલબત આ એક નવો ઘોડો છે, પણ તે છતાં મને ડ્રાઇવીંગ અને રાઇડીંગનો એવો સારો અનુભવ છે કે આવો અકસમાત કદી બનવા પામશે એવી મેં આશા રાખી હતી નહિ."

આ પળે તેણીનો ઘોડાવાળો બીજા બે ત્રણ જણા સાથે હાંફતો દોડતો આવ્યો. તેને દુરથી રાલફનું પ્રાકરમ દીઠું હતું. અને ત્યાં આવી પુગતાં તે પોતાનાં હાથ જોડીને ઉભો રહયો.

"મારા શેઠાણીની જીંદગી બચાવા માટે હું તમારો ઘણો આભારી છું, મારા લોરડ" તે બોલીયો. "કારણ આજે જો તેવણને કાંઇ કશું બનીયું હતે, તો આ તમારો ગરીબ ગુલામ નાહકનો રખડી ગયો હતે."

"આપણે હવે ઘરે જઇશું લેરડ રેતન" મેરી બોલી "મારા પપા આંય અકસમાતથી ઘણા ગભરાઇ જશે, અને તેથી તમે પણ મારી સાથે આવશો તો મોટી મેહરબાની."

"હું મારા આ અવતારમાં તમારી બાજુમાં બેસવા નાલાયક છું, લેડી મેરી. પણ ખરી બીના તો એ છે કે આજે મને પણ એક અકસમાત બનવા પામ્યો છે" રાલફ ધીમેથી બોલીયો "હું મી૦ એડવરડ બ્રાયન સાથે હમણા ઘોડા ઉપર

ફરવા જતો હતો. જેનામાં મારો ઘોડો ચમકયો અને હું ભોંય ઉપર પછડાયો" તે હસવાની કોશેશ કરતાં બોલીયો "હું ધારૂંછ કે મી૦ બ્રાયનને આજે મારે માટે ઘણું હલકું મત બાંધવાની ટક મળી હશે."

આહ, એડવરડનું નામ સાંભળતાં મેરીનાં ચેહરા ઉપર ફેરફાર થવા માંડયો, અને ચગોર રાલફ પોતાની ગમે એવી કઢંગી હાલત છતાં પણ તે જોઇ શકવાને ચુકયો નહિ.

"ત્યારે તમારા આ અકસમાત છતાં પણ તમે મારે માટે આવો જોખમ ખેડીયો " મેરી અજાયબીથી બોલી " ઓ લોરડ રેતન હું તમારો ઉપકાર કેવી રીતે વાળી શકીશ."

ત્યાર પછી તેઓ બંને ગાડીમાં બેઠાં. અને તે ઘોડો પણ શાંત પડવાથી હવે ધીમાં કદમે ચાલવા લાગયો.

"હું ગાડી હાંકું?" રાલફે પુછયું. જોકે મનમાં તો તે મેરી "નાં" કહે એવુંજ ઇચ્છતો હતો.

"નહિ. થેંકયું" અને રાલફને ધીરજ આવી.

"હું ઇચ્છુંછ કે તમે આ ઘોડો ફરીથી હંકારશો નહિ" તે બોલીયો "તમુને આવી રીતે કાંઇપણ જોખમ ખેડવો જોઇયે નહિ વીચાર કરો, લેડી મેરી, કે આજે ખુદા નાં કરે ને તમુને કાંઇ કશું થયું હતે, તો હમુને આઇમીન તમારા પીતાને એક ઘણોજ જબુન ફટકો પડેલો કહી શકાતે."

"નહિ. હવે હું આ ઘોડો ફરીથી હંકારીશ નહિ. જો કે હું એનાથી કાંઇ પણ બીહતી નથી."

"હા" રાલ્ફ તેણી તરફ વખાણની એક નજર નાંખતાં બોલ્યો "કારણ તમે જયારે આ ગાડી અટકાવવાની કોશેશ કરતા હતાં, જયારે મને બરાબર ધ્યાન છે કે તમારો ચેહરો ઘણો શાંત હતો. આવા જીવ સનોસત વખતે તમારે જગે

તમારી અધીર્ બેહનપણીઓ ફેન્ટ મારી ગઇ હતે."

"હું તમારા મત સાથે મળતી થતી નથી" મેરી સેહજ હસ્તાં બોલી "હા. મારા પપા તો આજનાં બનાવને એક ગેબી બનાવ તરીકે લેખશે અને તમુને——અરે પણ સાંમે એવણુજ ઉભાછ," લોર્ડ હેથરલીને તેનાં બંગલાના દરવાજા આગળ ઉભેલો જોઇને, મેરી બોલી.

"હલો, મોલી, કેમ એટલા વખતમાં પાછી આવી. રેતન! હેં આ શું? મેરી, મને લાગેછ કે કાંઇ માઠો બનાવ બનીયોછ."

"હા, પપા, પણ તમે ફીકર કરશો નહિ" મેરી પોતાનાં બાપને ધીરજ આપતાં બોલી "મારો ઘોડો જરા ભડકયો, અને ગાડી લઇને એક ખીણુ તરફ દોડવા લાગ્યો."

"ઓહ" હેથરલી પોતાની દીકરી તરફથી રાલફ ગમ જોતાં બોલીયો.

"અને જો લોર્ડ રેતન મારી મદદે નહિ આવ્યા હતે, તો હું તે ખીણુમાં જરૂર ગબડી પડી હતે. તેવણ ત્યાં એક રેલીંગ પકડીને ઉભા હતા, અને મારી ગાડીને પોતા તરફ આવતાં જોઇને, ઘણીજ બાહદુરીથી તેવણ આ ઘોડાની ઉપર કુદી પડયા, અને મને એક ભયંકાર મોહતમાંથી બચાવી. ઓ પપા, તમે જો ખરેખર બીહતા હોવ, તો તમારે એવણની ફીકર કરવા જોઇયે, કારણ એવણુ મારા ઘોડા સાથે ઘણાક કદમ ઘસડાયા હતા, અને પોતાનાં જીવનાં જોખમે મને બચાવી છે."

લોર્ડ હેથરલીએ પોતાનો હાથ રાલફનાં ખભાં ઉપર મુકયો. પોતાની દીકરીને મોહતમાંથી બચાવનાર તરફ તેનું ખાનેસ અંતકરણ ઉપકારનાં ઉભરાથી ઉભાઇ જતું હતું.

તે એક પળ કાંઇપણ બોલી શકયો નહિ.

"ખુદા તમુને સલામત રાખે, રેતન" તે આખરે ખોખરા અવાજે બોલીયો "લોરડ રેતન ખુદા તમારૂં કલીયાણ કરો. તમુને ઇજા થઇછ? શું મેરી તેવણ ઘસડાયા હતા! ઓ રેતન, રેતન તમે એક ફરેરતા છો."

"લેડી મેરી તરફ મેં મારી ફરજ બજાવીછ" તે બાહરની ગંભીરાઇ પણ બાનેનની ખુશાળીથી બોલયો "પણ લેડી મેરીએ આ બનાવ માટે ઘણી સહરાગાત કરીને તમુને હેવાલ કહયો છે. મને કાંઇ પણ ઇજા થઇ નથી. હેથરલી" રાલફ આખરે "લોર્ડ" નો ખેતાબ મુકી દેતાં બોલીયો. "હું હવે રજા લઇશ."

લોરડ હેથરલીએ તેનો હાથ પકડયો.

"રેતન મારી દીકરીને બચાવા માટે હું એક વાર ફરીથી તમારો આભાર માનું છું, અને તેની ખુશાળીમાં આજે રાતે આપણે સાથેજ ખાણું લઇશું."

લોરડ રેતને આ ઇજન ખુશીથી સ્વીકારયું, અને આ બાપ બેટીને શેકહેંડ કરીને તે ભવીષ્ય માટે કાંઇ કાંઈ તુરંગો બાંધતો ત્યાંથી બાહર પડયો.

"કેવો ભલો શખશ" લોરડ હેથરલી તેનાં જવા પછી બોલીયો "મેરી જે દીવશે લોરડ રેતન આપણા વચ્ચે આવ્યો તે એક ખરો ભાગ્યશાળી દીવશ હતો. ઓ મેરી, આપણે તેનાં કેવાં આભારી થયાં છીએ."

"હા, પપા, અને આપણે તેનો બદલો કદી પણ વાળી શકશું નહિ" મેરી ઘણી ગંભીરાઇથી બોલી. કારણ તેણીને ધારતી હતી કે આજનો આ બનાવ તેણીની જીંદગીમાં કદાચ કાંઇ નાપસંદ ફેરફાર કરનારો નીવડશે.

"તે એક ખરો રેતન છે" લોરડ હેથરલીએ આગળ ચલાવ્યું "અને રેતન ખાનદાનની ગમે એવી ખામીઓ છતાં તેઓ કદી પણ હીચકારા બનવાની નબલાઇ દેખાડી શકયા નથી. બોલ, કબુલ કર મેરી, કે તું અત્યાર સુધી આ જવાન સાંમે નાહકનો અભાવ ધરાવીને તેને મોટો ગેરઇનશાફ કરતી હતી."

"હું તે કબુલ કરૂંછ પપા" તેણી ધીમાં અવાજે બોલી "અલબત બીજો કોઇ પણ જવાન મારે માટે પોતાની જીંદગી જોખમમાં નાંખવા તૈયાર થતે નહિ. હું લોરડ રેતનનો આભાર કદી પણ ભૂલીશ નહિ."

"અને હું પણ મારી દીકરીની જીંદગી બચાવનારને કદી ભુલીશ નહિ. ઓ, મેરી જો આજે તું ઘરે—" તે વધુ બોલતાં અટકી પડયો "ખુદા લોરડ રેતનને સલામત રાખે."

અને જયારે આ બાપ દીકરી રાલફ તરફ પોતાનાં હેશનનો ઉભરો ખાલી કરતાં હતાં, ત્યારે બીજી તરફ હેથરલી કોરટનાં નોકરોમાં પણ એજ વાદવીવાદ ચાલતો હતો. કારણ પેલા સઇસે પોતાનાં બીજા ગોઠયાઓને આજનાં બનાવથી વાકેફ કીધા હતા, અને તેઓ સઘળા રાલફ માટે તરેહવાર મત આપતા એક કોટડીમાં ભેગા મળીયા હતા. કોઇ તેને એક ખરેખરા સુરવીર કેહતું, તો કોઇ વળી સોકરેતીસ જેવું ગંભીર ડાચું કરીને બોલતા હતા કે લોર્ડ રેતનમાં આવું ખમીર ખરેખર હસ્તી ધરાવતું હતુંજ નહિ.

ગમેતે હોય, પણ લોરડ રેતને મેરીનાં કીધેલા બાહદુર બચાવની ખબર વીજળીક ઝડપે સરવે ઠેકાણે ફેલાઇ ગઇ. અને તેજ દીવશે સાંજે સઘળાં જાણીતાં પેપરોએ તે ખબર અતી ઉકમાઇથી પ્રગટ કરી. અને રાલફ કે જે અત્યાર આગમજનો સઘળાંનો માનીતો થઇ ગયો હતો. તે આ બનાવથી પોતાની

કીતીમાં એક વધુ પીછું ઉમેરી શકયો.

પણુ કાંઇ નજર ચુકથી આ ખબર બ્રાયન કુટુંબને આવતી સહવાર સુધી ખબર પડી નહિ. તેઓ સઘળાં નારતા ઉપર બેઠાં હતાં, જેવામા સર ગીલબરતે આ અકસમાત માટેની ખબર તેઓ સઘળાં આગળ મોટેથી વાંચી સંભળાવી.

લેડી બ્રાયન ચોંકી; પણ એડવર્ડે પોતાનાં હાથમાંનું પ્યાળું રકાબી એક બોલ પણ બોલવા વગર ટેબલ ઉપર મુકી દીધું. તેનો ચેહરો તદન ઉજળો પડી ગયો હતો. એ તેની વ્હાલી મેરી. મોહતનાં દાચામાં ધસડાઇ ગઇ હતી, અને બીજા બધાઓ કરતાં લોરડ રેતેને તેણીને બચાવી હતી. હા આંય તેજ લોરડ રેતન હતો કે જે આ અકસમાતની ફકત થોડાજ વખત અગાઉ પોતાનો ધોડા ઉપરથી ટુતી પડીને, તેની સામે ગુસ્સે થઇને ચાલી ગયો હતો. આ સઘળુ ખરૂં માનવું મુશકેળ હતું; અને તે એ વીશે વધુ તલાસ કરવા "હેથરલી કોરટ" માં જવા તૈયાર થયો.

"હું મેરી આગળ જાઉંછ. મમાં "તે ધીમેથી બોલીયો "કદાચ તેણીને કાંઇ ઇજા થઇ હશે!"

અત્રે કેહવાની જરૂર છે કે એડવરડનાં માતપીતા પોતાનાં આ બીજા દીકરાની મેરી તરફની લાગણીથી વાકેફ હતાં, તેઓ જાણુતાં હતાં કે તે મેરીને ચાહતો હતો. પણુ તેની પાસે પુરતી પુંજી નહિ હોવાથી તે લાઇલાજ હતો એ જાણી તેઓ મનમાંજ મુજાતાં હતાં.

"એડવરડ તું નાસ્તો ખાઇને જા." લેડી બ્રાયને કહયું "એટલી બધી ઉતાવળ શું પડીછ. અલબત ન્યુસપેપરમાં લખ્યા મમાણે તેણી સારીકાનીજ હશે."

"બેતા તાહરો નાસ્તો પુરો કર" તેનાં બાપે પણ કહયું.

પણ એડવરડ પોતાનાં હેતવંતા માતપીતા તરફ જોતો એક પળ ચુપ ઉભો "નહિ. પપાજી મારે તેણી આગળ હમણાજ જવું જોઇયે" તે બોલીયો.

લેડી બ્રાયન પોતાના દીકરા સાથે તે બંગલાની સીડી સુધી ગઇ. એક કદરદાન માવતર તરીકે તેણી વારંવાર દલગીર થતી કે તેણીનો દીકરો એક એવી તરફ પોતાનું જીગર આપી ચુકયો હતો, કે જ્યાંથી તેને કાંઇ ફળ મળે એ ઝાઝું બનવાજોગ હતું નહિ. તે ચાર લાંબા વરસો સુધી હાડમારી અને મુશકેલી ખમીને ફકત ગઇ કાલેજ ઘરે આવ્યો હતો, અને જાણે તેણે હજુણુ કાંઇ થોડું દુખ ખમ્યું હોય, તેમ ઘરે આવતાંજ તેણે પ્યારની નીશફળતાનું દુખ—કે જેની આગળ સઘળું રદ છે—તેવું દુખ ખમવાની ફરજ પડનાર હતી.

"એડવરડ, તારૂં કાંઇ વળશે નહિ" તેણી આખરે બોલી.

એડવરડ વાંકો વળીયો, અને પોતાની માતાની આવી ચીંતા માટે તેણીને હેતનું એક ચુંબન કરીયું.

"હુ તે કેમ કહી શકું, મમાં" તે બોલીયો "ગમે તે બને, પણ મેરી માટેનું મારૂં વ્હાલ મારાં જીગરમાંથી કદી ઓછું થશે નહિ."

"પણુ, પણુ તેણીની પોતાની તું બાહલી મેળવી શકશે નહિ. તું જાણે છે, બેટા કે લોર્ડ હેથરલો પોતાની દીકરીને કોઇ મોટે ખાંચરે ગોટવવા ધારે છે."

"હું તે જાણુંછ, મમાં, પણ આ સઘળું છતાં મારે માટે કાંઇ આશા છે. મેરી પણુ મને——"

તે વધુ બોલી શકયો નહિ, પણું લેડી બ્રાયન તેનો અરથ સમજી ગઇ હતી. આહ, તેણીનાં આવા ખુબસુરત સદગુણી દીકરાને કેઇ છોકરી નહિ ચાહી શકે. બીજીજ પળે એડ-

વરડ પોતાના ઘોડા ઉપર કુદી પડયો, અને પુર ઝડપે હેથરલી કોરટ તરફ હંકારવા લાગ્યો. પણ તેનાં ઘોડાની ઝડપ કરતાં તેનાં વીચારોની ઝડપ વધુ હતી. કેહજે પ્યારને પોતાનો હરીફ પીછાણવાને ખુદાએ ચાર ચશમ આપી છે, તેમ એડવરડ પણ પોતાની મોહબતી ચશમો વડે હવે ચેતી ગયો કે લોરડ રેતન મેરી માટે તેનો હરીફ બન્યો હતો. આ માતબર ઉમરાવે તેણીની જીંદગી બચાવી હતી, અને તે ખરેખર મેરીને ચાહતો હોય, તો પછી એડવરડનું પોતાનાં આ ધરખમ ઉમરાવ સામે શું વળી શકે? તોપણ તે હિમત હારયો નહિ. તે જાણતો હતો કે મેરી તેને ચાહતી હતી, અને ગઇ રાતનાં તેનાં અન્ધા પ્યારનાં એકરાર માટે તેણી કાંઇ ગુસ્સે થઇ હતી નહિ. ઓ, ફકત તે ઇસાવળો હતો!

મેરી તેને બાગમાં મળી. તેણી ફુલ વીણતી હતી, પણ એડવરડને જોઇને તેણીનો ચેહરો પોતાનાં હાથમાંનાં ગોલાબ જેવો રાતો બની ગયો.

"હું તમુને હમણા બગીચામાં જોઇ ઘણો ખુશી છું" એડવરડ તેણીને શેકહેંડ કરતાં બોલીયો.

"અને તેને માટે તમે હયાં આવ્યા કે?" તેણી હસતાં બોલી.

"હા, તમારા અકસ્માતની મને પેપર મારફતે ખબર મળતાં હું તુરતજ હયાં આવ્યો. શું આ સઘળું ખરૂં છે. મેરી?"

"હા, લોરડ રેતને મારી જીંદગી બચાવી છે, જો કે પેપરોએ આ હેવાલ ઘણો સહરાધાત કરીને છાપ્યો છે."

"પણ આખરે તો તે તમુને બચાવી શકયો છે" એડવરડ દલગીર અવાજે બોલીયો "અને તે માટે હું તેવણનો ઘણો ઉપકારી છુ."

"હા, પપા પણ એમજ બોલોયા કરેછ." તેણી ધીમેથી બોલી.

"એ હું તે વેળા ત્યાં કાંય નહિ રહયો. હું કાંઇ ઘણે દુર હતો નહિ, અને મારી સાથે લોરડ રેતન હતા."

"હા, મને બચાવાની થોડો વખત આગમચ તેવણ પોતનાં ઘોડા ઉપરથી પડી ગયા હતા.'

"એ તું જાણેછ મેરી ?" એડવરડે અજાયબીથી પુછીયું.

"હા, એવણે પોતેજ મને કહ્યું છે."

એડવરડે પોતાનું મોઢું જોરથી તુછીયું.

"અને તમારા પપા ?"

"પપા તો તેવણ ઉપર કુરબાન થઇ ગયાછ. લોરડ રેતન હમારી સાથે ગઇ રાતે જમ્યા હતા, અને હમણા પપા તેવણ-નેજ ત્યાં ગયા છે."

"એ મેરી મને કાંય નહિ તારી જીંદગી બચાવાની ટક મળી ?" એડવરડ તેણીની સેહજ આગળ જતાં બોલીયો.

મેરી સેહજ ફીક્કી પડી, અને ચુપ ઉભી. એડવરડ તેણીનો હાથ ઝાલતાં ગુહ્ણુમંડીએ પડયો.

"મેરી વ્હાલી મેરી, હવે હું વધુ વાર મારો પ્યાર તારેથી છુપાવી શકતો નથી. હું તુને ચાહુંછ, તારા મનહર મુખડાનો પુજારી છું, અને ચાર લાંબા વર્ષોનાં ગાળા પછી જયારે હું તને પાછો મળાયોછ, ત્યારે મારી લાગણી મારાં જીગરનાં અંતરમાં સમાઇ શકતી નથી. મેરી, માઇ દારલીંગ, હું તને નાહનુપણ-થીજ ચાહતો આવ્યોછ, તારા આ પ્યારને ખાતર હું આટલો વખત દેશવતો ભોગવી આવ્યો છું, અને તારો એજ પ્યાર અને એકવાર ફરીથી કેઠે બાહરગામ જવા માટે ઉસકેરી રહયો છે. બોલ મેરી હું પાછો જાઉં તે અગાઉ તું મને સેહજ આશા

નહિ આપશે ? તું દુનીયામાં મને એક સઉથી સુખી જવાન નહિ બનાવશે ?"

પણ મેરી શું બોલે ? તેણીને મનસે તો એક તડાકામાં આ દુનીઆ પરેસ્તાનમાં ફેરવાઇ ગઇ હતી. એડવરડનાં આ ખાલેસ પ્યારનો એકરાર સાંભળતાં તેણીની રગેરગ ખુશાળીથી ધ્રુજતી હતી.

"મને વચન આપ, ડીયર, કે જયારેબી હું પાછો ફરૂં ત્યારે તું મારી સાથે પરણુવાને તઇયાર રેહશે. અને ત્યારપછી હું મારાં અંતકરણુમાં એક એવી બેમુલ ચીજ છુપાવીને જવસ, કેજે આપણા વચ્ચે ગમે એવા પણ મોટા તફાવત છતાં તારૂં અને મારૂં અંતકરણુ સદા જોડેલું રાખશે. એ બોલ મેરી કે તું મને ચાહેચ. કારણુ તાહરા આંય શબ્દો મને હવે પછીની હાડમારી ખમવાની તાકાત આપશે. મેરી, મેં પકકો વીચાર કીધો હતો કે જયાંસુધી મારી હાલત સુધરે નહિ, ત્યાં સુધી મારી લાગણી તારી આગળ જાહેર કરવી નહિ. પણુ આવતા બનાવોની મને કાંઇ આગાહી થઇછ. સંભાળ મેરી કે લોરડ રેતન આપણી વચ્ચે આવ્યો છે. અને જો તું મને નહિ પણુ પરણે, છતાં લોરડ રેતનને પરણુવાનું તું કદીપણુ વચણુ આપતી નાં. તે ગમે એવો મોટો ઉમરાવ છે, ગમે એવો તવંગર છે, છતાં હું ધારૂંછ. મેરી, કે તે તુંને મારા જેવા ખાલેસ પ્યારથી ચાહતો નથી. એ બોલની મેરી. કે લોરડ રેતન સામે મને કાંઇ આશા છે કે ?"

એકવાર ફરીથી મેરી ચુપ ઉભી. હા લોરડ રેતને તેણીની જીંદગી બચાવી હતી, પણુ તે માટે તેણીનાં અંતકરણુમાં હેશાનની લાગણી સીવાય બીજી કાંઇપણુ જગ્યા હતી નહિ. જયારે એડવરડ આ ભલો ભોલો ખુબસુરત જવાન તેણીની

કુળ દુનીયા હતી. ફીકકે ચેહરે મેરી તેની તરફ ફરી અને જેમ એક "હારપ" માં તેનાં વગાડનારનાં આંગળાથી સંગીતની ધ્રુજરી પેદા થાય છે, તેમ એડવરડનાં આ અવાજથી મેરીનાં તનબદનમાં મોહબ્બતની ધ્રુજરી પેદા થઇ.

એડવરડે તેણીને પોતાની ગોદમાં લીધી, તેનાં બંને હાથે તેણીની કમર આસપાસ વીટાળયા, અને સેહજ વાંકો વળીને તેણીનાં પરવાળા જેવા નરમ હોથ ઉપર પ્યારનું પેહેલવેહેલું સીલ કરીયું. ખાસ્સી પાંચ મીનીટ સુધી તેઓ બંને ચુપ ઉભાં પણ વાંચનાર, તે મુંગી બગલગીરીમાં હજારો શબ્દો, હજારો સુખ–દુખનાં સ્વપણાઓનું તત્વ સમાઇ ગયું હતું !

આખરે મેરી પોતાનાં ખુશ સ્વપણામાંથી બીદાર થઇ.

"પણ પપા ?" તેણીએ ધીમેથી પુછીયું.

"હા, મેરી હું જાણુંછ કે તારા પપા મને રજા આપશે નહિ, અને તેમાં તેવણ કેટલેક દરજ્જે વાજબી છે. પેહેલ્લું તો એ કે હું તારા હાથ માટે લાયક નથી, અને બીજું, પણ સૌથી વધુ ગંભીર કારણ મારી મુફલસીમાં સમાઇ જાય છે."

"મને તારી ગરીબાઇ સાથે દરકાર નથી" મેરી બોલતાં સંભળાઇ.

"પણ તારા પપાને તો છેજ" એડવરડ તુરતજ બોલીયો "અને તેથીજ હયાં આવતાં આવતાં મેં ચોકકસ ઠડાવ કીધો કે મારે આવતી કાલેજ પાછું કેથે ઉપડી જવું જોઇયે."

"ઓ એડવર્ડ એટલો જલદી" તેણી નાસીપાસીથી બોલી.

"મને તેમ કરીયા વગર છુટકોજ નથી. હું જલદી જવશ તેમ જલદીજ તારી આગળ પાછો ફરશ, કારણ હયાં વધુ વખત રેહવાથી હું તારેથી દુર રહી શકીશ નહિ, અને– અને તારા પપાને તે વાતની ખબર પડતાં, તેવણ કદાચને મને

તારી આગળથી હાંકી કાહડે, અને આપણુ બંનેને હંમેશ સુધી છુટા પાડે."

"એ નહિ. હંમેશ સુધી નહિ, એડવર્ડ" મેરી ફગલાઇ જતાં બોલી "પણ તમે કયાં જશો ?"

"હું બ્રીટીશ કોલંબયા, વાંકુર અને જ્યાં મને ઠીક લાગશે ત્યાં જવશ વ્હાલી, પણ તે માટે હું તારી આગળ લંબાણથી વાત કરવા ચાહતો નથી. ડીયર હું એટલુંજ માંગી લઉંછ, કે તું મને ભૂલી જતી નાં, તું સુખી રેહજે. પણ જો સંભાળજે, લોર્ડ રેનનને તું કદીમી પરણુની નાં"

તેણીની આંખ્યો ચમકવા લાગી અને તેણી સેહજ હસી એ વાંચનાર મેરીનું તે હસતું મોઢેનાં ગમે એવા પણ વચન કરતાં વધારે આળા હતું !

"હું બનતાં સુધી લોર્ડ રેતન સાથે પરણીશ નહિ" તેણી ધીમેથી બોલી.

"ત્યારે તો મને ધીરજ છે, ડીયર, અને હવે મારી પકકી ખાત્રી છે કે તારા પ્યારના આ શબ્દો મારા હઇયાંમાં કોતરીને મને જરૂર ફતેહ મળશે. મેરી હું તારી સાથે સીધો પત્રવેહવાર ચલાવી શકીશ નહિ, પણ તું મારા વીશે મારાં મમાં તરફથી જાણી શકશે. હું તેવણુ ઉપર અવારનવાર કાગળ લખશ, અને તે સઘળાં તુંને વંચાવવાની હું તેવણુને તાકીદ કરશ. સાહેબજી મોલી, છેલ્લી સલામ. આપણુને પાછાં મળતાં કદાચ ઘણો વખત નીકળી જશે, પણ તેટલાં છેલ્લી સલામ મારી દારલીંગ."

મેરીએ પોતાનાં હાથો તેની ગરદન આસપાસ વીટાળ્યા, તેનું માથું સેહજ નીચે ખેંચ્યું, અને ત્યાર પછી શું બનીયું તે કેહવાની જરૂર નથી. એડવર્ડ ઘણીજ મુશકેલીથી તે બગીચામાંથી બાહર

પડયો અને પોતાનાં ઘોડા ઉપર સ્વાર થઇને તેને પોતાનાં ઘર તરફનો રસ્તો લીધો. સારૂં હતું કે તે લોર્ડ રેતન કરતાં ઘણી સારી રીતે ઘોડા ઉપર બેસી જાણતો હતો, કારણ હમણા તેની નજરની સામે ખુશાળી અને પ્યારનો એક એવી જાતનો ધુમ્મસ ફેલાઇ રહયો કે તે કયાં જતો હતો તેનું તેને ભાણ હતું નહિ.

* * * * *

લોર્ડ હેથરલી બરાબર જમવાનાં વખતે રેતન-હોલમાંથી પાછો ફરીયો, પણ તે રાલફની વખાણ કરવામાં એટલો તો મશગુળ બની ગયો હતો કે તેણે પોતાની દીકરીનો શોકાતુર ચેહરો જોવાનું ભાણ હતું નહિ.

"મેરી દીકરી, જેમ હું આ જવાનને વધારે જોઉંછ તેમ તે મારી નજરમાં વધારે માનીતો થઇ પડે છે" તે આરતાંને વાર બોલીયો. "લોર્ડ રેતન ખરેજ એક બાહોશ ગહૅસ્થ છે. હું આજે તેવણનાં મેહેલમાં કાંઇ ચોકકસ ફેરફાર કરાવાની બાબદમાં તેને સલ્લાહ આપવા ગયો હતો, અને તું માનશે, મેરી, કે તેણે મારો દરેક બોલ ઉપાડી લીધો તેણે મને હમણા પોતાની સાથે જમવાની ઓફર કરી, પણ મેં નાં કહ્યું. અને તેણે મને વધુ બોહસ કીધી નહિ એવું કહીને કે લેડી મેરી ઘરે એકલાં હશે. મોલી, તે તારે માટે ઘણો ઇંતેજાર દેખાયછ. એ શું છે. મોલી, તું ઘણી ફીકકી દેખાયછ. હું ધારૂંછ કે તું રડી હતી. શું છે, મેરી" લોર્ડ હેથરલી ધાસ્તી-થી બોલીયો.

મેરીએ પોતાનો ચેહરો છુપાવવાની કોશેશ કરી.

"મારૂં માથુ દુખેછ પપા" તેણી અચકાતાં બોલી.

"હા, ગઇ કાલના તારા અકસમાતનું આ પરીણામ છે"

તે માયાથી બોલીયો "જા દીકરી, તારા ઓરડામાં જઇને નીરાંતે જરા આશાયશ લે."

પણ મેરીએ, તે ઓરડો છોડી જાય તે અગઉ એક બેટીને છાજતાં વ્હાલથી પોતાના પીતાને એક કીસ કરી અને જયારે તેણીના હોથો પોતાનાં બાપનાં કરચલીવાળા કપાળ સાથે અડકયા, ત્યારે તેણીની આંખ્યો આસુઓથી ચીકાર ભરાઇ ગઇ હતી. અને ગરીબ બીચારો લોરડ હેથરલી તેને કયાં ભાણ હતું કે તેણીનાં આ આંસુઓ એડવર્ડ સાથની જુદાઇનાં જખમનાં હતાં; તેને કયાં ખબર હતી કે તે આંસુઓ તેની દીકરી મોહબતનાં મંદીરમાં દાખલ થઇ હતી, એ માટેની એક દાધાની દાખલ હતાં; અરેરે તે કયાં જાણતો હતો કે તેની ખુબસુરત બેટી, પોતાના હેતવંતા બાપથી આજે પેહલીજ વાર કાંઇ ચીજ છુપાવવાની કોશેશ કરતી હતી !

## પ્રકરણ ૧૩ મું.

લેડી મેરીના બાહદુર બચાવની ખબર ખાસ્સાં એક અઠવાડયાં સુધી સઘળાં ન્યુસપેપરો માટે ઘણો અચ્છો ખોરાક હતો, અને તેઓની આ વખાણથી રાલ્ફ થોડાજ વખતમાં એવી તો ઉંચી પાયરીએ ચઢી ગયો, કે જે પુગતાં તેણે સાધારણ સંજોગો વચ્ચે કેટલાક વર્ષો જોઇતે. લોકો તેને મલવાની દોડાદોડી કરી રહયા, તેને સઘળે ઠેકાણેથી જમવાનાં ઇજન આવ્યાં, અને જયાંબી તે જતો ત્યાં બસ તેના નામની બોલબાલાજ હતી. તે હવે સોસાયટીનું એક મધુર મધ્યબીંદુ થઇ પડયો, અને પોતાના કેહવાતા શરમાળપણાથી તે મોટા મોટા ઉમરાવ અને લેડીઓમાં એટલો તો માનીતો થઇ ગયો કે ગોયા

લોર્ડ રેતનની હાજરી વગરનો મેળાવડો, સોડમ વગરનાં એક મધુર ફુલની માફક હતો.

અને જાણે આ સઘળું થોડું હોય તેમ લોર્ડ રેતન પોતાનાં નામે નહિ પણ કામે પણ જાણીતો હતો. તે ક્રીકેટ અને ફુટબોલ કલબોમાં, ઘોડાદોડની શરતોમાં, ડાનસીંગ અને મ્યુઝીક કલાસમાં પુર છુટથી પોતાનું ખીસુ ખાલી કરતો ગયો અને જયારે કાંઇ મોજમજાહનાં સાંધણોમાં પઇસાની જરૂર જણાતી, ત્યારે તેના લાગતાવળગતાઓ લોર્ડ રેતન જેવા એક તવંગર ઉમરાવનો પેહેલો આશરો લેવા ચુકતા હતા નહિ. પણ સઉથી અજાયબ જેવું તો એ હતું કે રાલ્ફ પોતાની મોજ મજાહ દરમ્યાન ગરીબોને ભુલી ગયો હતો નહિ. તેણે તેઓ માટે ચાલીઓ બંધાવી આપી, કેળવણી માટે નીશાળો અને કોલેજો સ્થાપી અને મારકેટ રેતનના વેપારી લત્તા ઉપર એક મોટું દેવળ ઉભું કરવામાં આવ્યું. ટુંકમાંજ કહીયે તો લોર્ડ રેતન પોતાનું ઉમરાવપદ લીધા પછી, ઘણાજ થોડા વખતમાં પોતે પોતાને તેમજ તેની આસપાસનાઓને પોતાના પઇસાના બળથી ઘણો સંગીન લાભ કરી શકયો.

"સારૂં છે કે આપણા શેઠ પાસે પુશકળ પઇસા છે" એક દીવસે સેકરેતરી ગ્રેફર્ડે પોતાના સાથી મી૦ બુલપીતને કહયું "કારણ એવણ તો કાંકરાની માફક પોતાનો પઇસો વેરે છે, અને જોવ આટલા થોડા વખતમાં એવણે કેવો મોટો સુધારો કરી નાંખ્યો છે."

"હા," બુલપીત ધીમેથી બોલીયો "પણ બીજા સઘળા ઉમરાવોનાં ગલામાં આ સુધારો કાંઇ ઘણો આશાનીથી ઉતરશે નહિ, કારણ જેઓ લોર્ડ રેતન જેટલા તવંગર નથી તેઓ પોતાનાં ભાડુતોને આવી સગવડ આપી શકતા નથી, અને તેથી

તેઓનાં ભાડુતો આપણા શેઠ સાથે વારંવાર સરખામણી કરે છે."

"ત્યારે તો એ વીશે લોર્ડ રેતનને વાકેફ કરવા જોઇયે" એફ્ડ બોલીયો "નહિ તો તેવણ પોતાનાં બરોબરીયામાં માનીતા થવાને બદલે, તેઓમાં અળખામણા થઇ પડશે. અને હા ખરા. આવતી તારીખ ૬ ઠીએ રેતન હોલમાં એક મોટો મેળાવડો થનાર છે, અને તે માટે ઘણાજ મોટા પાયા ઉપર ધામધુમ કરવાને લોર્ડ રેતને મને ફરમાવ્યું છે. તેવણે "હંગેરીયન બેંડ" મંગાવ્યું છે, અને લંડનથી ખાસ એક થીએટ્રીકલ કું૦ પણ આવનાર છે. આ મેળાવડો દરેક રીતે ફ-તેહમંદ થવાની આપણે વકી રાખીશું, અને રેતન હોલ એકવાર ફરીથી ઘણાજ લાંબા વખતે ગાજી રેહશે. દરેક ચીજ ત્યાં હાજર રેહશે, પણ જેમ પાણી વગરનો કુવો નહિ, નીમક વગરનું ખાણું નહિ, સાહી વગરનો ખડીયો નહિ, તેમ શેઠાણી વગરનું ઘર નહિ. આ મોટા મેળાવડાને સંપુર્ણતાની ટોચે પુગાડવા ત્યાં ફકત એક શેઠાણીની જરૂર રેહશે."

ઉપલી વાતચીતની બપોરે મી૦ બુલપીત રેતન હોલમાં આવી લાગ્યો. લોરડ રેતન પોતાનાં કમપાઉંડમાં કોઇ નહિ જાય તેમ ઘોડેસ્વારી શીખીને ત્યાં તુરતનોજ આવ્યો હતો.

"અહ્લો બુલપીત કેમ શું ખબર છે" તે ખુશમીજાજે બોલીયો "હું હમણાંજ તમારો વીચાર કરતો હતો, કારણ આવતી તારીખ છઠીએ મારે પેલું હંગેરીયન બેંડ હોલમાં રાખવું યા તો બગીચામાં મુકવુ તે વીશે હું તમારી સહ્લાહ લેવા માંગતો હતો."

"હું ધારૂંછ કે આ બાબદમાં તમુને કોઇ લેડી વધારે સારી રીતે મદદ કરી શકશે મારા લોરડ" એક વકીલને છાજતી સભ્યતાથી બુલપીતે જવાબ આપ્યો.

"ઠીક ઠીક, ત્યારે તો હું લેડી મેરીની સલ્લાહ લઇશ."

"હું આ ખત ઉપર તમારી સહી લેવા આવ્યોછ" બુલપીત પોતાનાં ખીસાંમાંથી કાગળનું એક પેકેટ ખેંચી કહાડતાં બોલીયો.

"આ મારાં નવાં ભાડુતોનાં ખત હશે?" રાલફ પોતાની સહી મુકતાં બોલીયો.

"હા, સાહેબ, પણ એ માટે હું તમુને ચેતવણી આપું છ. તમારા બોહળા ફેરફારથી બીજા ઉમરાવોનાં ભાડુતોમાં થોડોક અસંતોષ ફેલાયો છે, અને તેઓ પોતાનાં શેઠને તમારીજ માફક સુધારા કરવાની ભલામણ કરે છે. દાખલા તરીકે લોરડ હેથરલીનો એક ભાડુત મારી આગળ ગઇ કાલેજ આવ્યો હતો, અને તે પોતાનાં શેઠની મારી આગળ ફરીયાદ કરતો હતો. તે તમારો ભાડુત થવા ઘણો આતુર હતો.

લોર્ડ હેથરલીનું નામ સાંભળતાં રાલફનાં કાન ઉંચે ચઢયા.

"એટલે?"

"એટલે એમ મારા લોર્ડ કે લોર્ડ હેથરલી અને તેવણ સાથનાં બીજા ઉમરાવો કાંઇ તમારા જેટલા તવંગર નથી."

"ઓહ, મને નહિ ખબર કે તેવણ ગરીબ છે."

"એમજ છે મારા લોર્ડ, કારણ તેવણની મીલકત ઘણી નાની છે, અને તેમાંથી જે નફો થાય છે, તે સઘળું નાનું તેવણ પોતાની બેટીને માટે રોકે છે."

"હં! તેવણ શામાં પૈસા રોકે છે? રાલફે સંભાળથી પુછીયું.

"તેવણ ઘણાં ખરા રેલવેનાં શેરો લેછે પણ છેલ્લાં કેટલો વખત થયો તેવણ મારી સલ્લાહ અને મરજી ઉપરાંત સોનાની ખાણનાં શેરો ખરીદે છે."

"પણ ચોક્કસ ખાણો ઘણું સારું વ્યાજ આપે છે." રાલફ ધીમેથી બોલીયો.

'હા, પણ હું નહિ ધારતો કે આ "ગોલકોન્ડા માઇનઝ" નાં શેર કાંઇ ઘણા સારા અને સલામત હોય. હવે હું રજા લઇશ, મારા લોર્ડ."

અને આટલું બોલતાં બુલપીતે રાલફની તેબલ ઉપર સઘળાં સહી કરવા મુકેલાં કાગળો એકઠાં કરવા માંડ્યા અને ત્યાર પછી એક "બાઉ" સાથે ત્યાથી ચાલતો થયો.

બુલપીતનાં ગયા પછી રાલફે પોતાની સામે પડેલું "લંડન ટાઇમસ" ઉપાડયું અને બે ત્રણ પાના ફેરવીને તેને વેપાર સમાચારની કોલમ વાંચવા માંડી.

હા, ગોલકોન્ડા માઇનઝના શેર હમણા તેજી ઉપર હતા.

"હું ઇચ્છું છ કે આ ખાણમાં કાંઇ વાંધો પડે" તે બડબડયો "આહ પણ મને હવે એ શા ખપનું. ઓ ફકત હું છુટટો હતે!"

ત્યાર પછી તેને એકાએક કાંઇ બ્હારૂં આવ્યું. તે ખડો થયો, અને બહાર ખુંટી ઉપર પડેલી પોતાની ટોપી ઉંચકીને "હેથરલી કોર્ટ" તરફ હેરીયું લીધું.

તે હવે ત્યાં લગભગ રોજ જવા લાગ્યો, અને લોર્ડ હેથરલી તેને હંમેશ આવકાર આપતો હતો.

"અલો રેતન કેમ શું ખબર, મેરી આંય લોરડ રેતન આવ્યાછ" આ તેનાં ઘણા માનીતા આવકારનાં શબ્દો હતા.

અને મેરી દરવખતે સેહજ હસ્તી બાહર આવતી. પણ રાલફ જાણુતો હતો કે તે હસવું ફકત બાહરનુંજ હતું, કારણ છેહલા કેટલાક દીવસ થયા તેણી ઘણી શોકાતુર દીસતી હતી.

"હું આજે લેડી મેરીની સલ્લાહ લેવા આવ્યોછ કે મારે

આવતી તારીખ છઠીએ હોલમાં બેંડ મુકવું. કે બાહર બગીચામાં રાખવું." રાલફ ત્યાં આવી પુગતાં બોલીયો.

તેઓ સઘળાં વાત કરવા બેઠાં, અને આખરે મેરીએ તે બેંડ હોલમાં ગોઠવવાની તરફેણમાં પોતાનુ મત આપ્યું, અને ત્યાર પછી કાંઇ બાહણું કાઢીને તેણી પોતાનાં પીતા અને રાલફને ત્યાંજ છોડી ગઇ.

"તમે સોનાની ખાણ વીશેનાં શેર માટે કાંઇ જાણોછ, લોરડ હેથરલી" મેરી ગયા પછી રાલફે સંભાળથી વાત છેડી.

"નહિ, ઘણું નહિ, જો કે મારી પાસે એવા થોડાક શેર છે, ખરા." લોરડ હેથરલી બોલીયો.

"મેં સાંભળયુંછ હેથરલી, કે ગોલકોન્ડા માઇનઝનાં શેર હમણા ઘણા તેજી ઉપર છે. હું તે શેર ખરીદવા ધારૂંછ."

"કેવું અજાયબ જેવું મારી પાસે પણ એજ ખાણનાં શેરો છે."

"ઓ, ત્યારે તો મને કાંઇ પણ ધાસ્તી નથી. મારો ખાત્રી છે હેથરલી કે આગળ ચાલતાં આ ખાણ ઘણો બોહળો નફો કરી જશે."

"ત્યારે તો હું મારૂં સઘળું નાણું એજ ખાણમાં રોકશ" લોર્ડ હેથરલી ભોલાઇથી બોલ્યો.

રાલફ જરા ચોંકયો અને ત્યાર પછી સીફતથી તે વાત ફેરવી નાંખી, પણ જયારે તે ઘરે ગયો ત્યારે તેનું મગજ ઘણુ જ રોકાયલું હતું.

દરેક વેળા મેરીને જોતાં તે તેણીને જીતવાને માટે વધુ કસદ કરતો રહયો, પણ નીતાની યાદ થતાં તે વીચારો પાછા અટકી જતા હતા. જયારેબી તે કેઠે મેળાવડામાં જતો, ત્યારે તે મોટાં ખાનદાનની છોકરીઓથી હંમેશાં ઘેરાયલો રેહતો હતો.

પરણવા લાયક છોકરીઓનાં માબાપ તેની આસપાસ ભેગાં મળતાં, અને છોકરીઓ પોતે પણ તેની નજરમાં માનીતી થવાને કચકાંઇ ફાંફાં મારતી હતી. પણ રાલફ કોઇને પણ દાદ આપતો હતો નહિ. તે ફકત એટલુંજ ઇચ્છતો હતો કે જેમ દરેક જણ તેને ધારતું હતું તેમ તે ખરેખર છુટો હતે ?

આખરે તારીખ ૬ ઠીનો તે યાદગાર દીવસ આવી પુગ્યો, અને રાલફ જયારે પોતાનાં પરોણાઓને આવકાર આપતો ત્યાં ઉભો હતો. ત્યારે તેનો હરખ તેનાં જીગરમાં માયો સમાયો રેહતો હતો નહિ. રેતન હોલ આજે એક પરસ્તાનમાં ફેરવાઇ ગયો હતો. તેને ફુલપાન અને વાવટાઓથી સણગારવામાં આવ્યો હતો, અને પરોણાઓને રીઝવવા એક ખાસ બેંડ હોલમાં પોતાનાં મીઠા સરોદો રેડી રહ્યું હતું. ખટકે ખટકે રીફ્રેશમેંટની ટેબલો જીવ ખુશ થાય એવી પેસ્ત્રી અને પીણાથી લચલચ થઇ રહી હતી અને બાહાર બગીચામાં પણ એવોજ મેહમાર હતો. એક બાજુ એક નાનું ટોળું લોર્ડ રેતનની વખાણ કરતું ઉભું હતું, જયારે બીજી બાજુ કેટલાક જવાન્યા આપસ-આપસમાં મશકેરી કરતાં ખુશાળી જીગરે ફરતા હતા. આ તરફ બે પાંચ જવાન જોડાંઓ પોતાની આસપાસના સઘળા રંગરાગની કાંઇ પણ દરકાર ન કરતાં પોતાનાં મોહબની સુખમાં મશગુલ હતાં. જયારે બીજા ખુણામાં ઓ, બાહરથી હસતો, પણ બાતેનમાં રાલફની આ અસાધારણ ફતેહ માટે કોઇ ભુખરીબારસ લોર્ડ અદેખાઇની આગથી ગોયા બળી જળી જતો હતો. સઘળે ખુશાલીનુ રાજય મચી રહયું હતું. પણ ઓ, આવી ખુશાલીમાં આ કોણતો શોકાતુર ચેહરો નજર પડે છે ? તે લેડી મેરી હતી. તેણી હમણા ઘણી ગંભીર દીસ્તી હતી, અને તેનું કારણ તો મેરીનો પોતાનો જીવ અને લેડી

બ્રાયન સીવાય બીજું કોઇપણ જાણતું હતું નહિ, અને જ્યારે ખાણું લેવા પછી પરોણાઓનો મોટો ભાગ ડાન્સ કરવામાં મશગુળ બનીયો, ત્યારે ધીમેથી લેડી બ્રાયન તેણી તરફ ફરી.

"મેરી હું ક્યારની તુંને એકાંતમાં મલવાની રાહ જોતી હતી," તેણી બોલી "આપણી આસપાસ આજે કેવો રંગરાગ મચી રહયો છે!"

મેરીએ ઘટતા શબ્દોમાં તેણીને ટેકો આપ્યો, અને લેડી બ્રાયને થોડીક પળની ચુપકીદી પછી પોતાનાં ડરેસમાંથી એક કાગળ ખેંચી કહાડયું.

"મોલી ડીયર" તેણી પોતાની આસપાસ જોતાં બોલી. "મને આજે એડવર્ડ તરફથી એક કાગળ મળીયુંછ, તુંને તે વાંચવા ગમશે?"

એક પળ વારમાં મેરીનાં ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો, અને તેણીની સઘળી ઉદાસી એક તડાકામાં ઉડી ગઇ. "વાંચવા ગમશે?" ઓહ, આ કેવો સવાલ હતો. ઘડીભર ખુદાએ એડવર્ડને કાંઇ એવી શકતી આપી હતે કે જેની બરકતથી તે આ ધર્તીને એક મોટા કાગળમાં ફેરવી નાખી શકતે, તેમાંનાં જંગલોનાં દરેક ઝાડમાંથી સો સો કલમો બનાવી શકતે, તેનાં સાતે સમુદ્રનાં પાણીને સાહીમાં ફેરવી નાંખી શકતે, તોબી અરે તોપણ મેરી હેથરલી આવું એક જબરદસ્ત કાગળ વાંચવાને એક પળ પણ અચકાતે નહિ; ત્યારે આ તેનું નાનું કાગળ શી બીસાદમાં હતુ? તુરતજ તેણીએ ને કાગળ પોતાના હાથમાં લીધું, અને તેને પોતાની છાતીમાં છુપાવાને કોઇ એકાંત જગ્યાની શોધમાં બાહર બગીચામાં દોડી. આખરે તેણીને એક ખુણું મળીયું અને ત્યાં ગોઠવેલા બાજત ઉપર બેસીને તેણીએ તે કાગળ વાંચવા માંડયું.

પણ હજીુ તો તેણી શરૂઆતનાં થોડાક શબ્દો વાંચે, તેટલાં તેણી કાંઇ અવાજથી ચોંકી ઉઠી. લોર્ડ રેતન તેણીની તરફ આવતો હતો. તે દેખીતી રીતે તેણીનીજ શોધમાં હતો, પણ મેરીના હાથમાં એક કાગળ જોતાં તે દગદગયો. તેની હસતીમ એકદમ ચઢી ગઇ. તે શું કરતો હતો તેનું તેને ભાણ રહ્યું નહિ, અને એક હપકારા સાથે તે મેરીની બાજુમાં બેસી ગયો.

મેરી ચોંકી, અને પોતાનાં હાથમાંનાં કાગળનો દુચો કરીને તેણીએ રાલફ તરફ ધાસ્તીથી નજર કરી.

"તમે-તમે બીધાં" રાલફ તોતરાતાં બોલીયો "હું તમારીજ શોધમાં હતો. લેડી મેરી હું તમારી સાથે દાન્સ કરવા માંગુંછ. ઓ નહિ, હું તમુને કાંઇ કેહવા માંગુછ. હું-હું તમુને ચાહુંછ તમે મને પરણશો ?"

રાલફ તરફથી આવી એકાએક રીતે પ્યારનો ઉભરો સાંભળતાં મેરી ફગળાઇ ગઇ.

"લોર્ડ રેતન !" તેણી અજાયબીથી બોલી.

"મેરી, મેરી હું તને ચાહુંછ, બોલ તું મારી ધણીયાણી બનશે" રાલફ બોલીયો.

એક ઝટકા સાથે મેરી ઉભી થઇ.

"ઓ નહિ-નહિ-નહિ" તેણી ગુંગળાતા સાદે બોલી.

"ક્યાંય નહિ ?"

"ઓ મને નાં પુછો. હું તે કહી શકતી નથી. નહિ લોર્ડ રેતન હું તમુને કદીબી પરણીશ નહિ."

રાલફ ચુપ રહયો.

"હું-હું ધારૂંછ કે મેં આજે તમુને બીધરાવ્યાં છે કાંઇ નહિ હું મારો જવાબ તમારી પાસેથી કોઇ બીજી વખતે

માંગીશ, અને તેટલાં તમે મારી આ વર્તણુંકને કાંઇ ગંભીર રૂપ આપશો નહિ."

મેરીએ ટોકું ધુણાવ્યું.

" અને—અને તમે એ બાબદ કોઇને કેહશો નહિ. તમારા પપા વટીકને પણ નહિ, લેડી મેરી."

" નહિ—નહિ, ચાલો આપણે અંદર જઇયે."

" હા—હા, હું મારો જવાબ કોઇ બીજી વખતે લેવશ."

---

## પ્રકરણ ૧૪ મું.

એક વાર ફરીથી આપણે પેલા એકાંત ટાપુ ઉપર ફરીશું.

રાથ અને સ્ટેલા પેલી સોનાની ખાણની શોધ કરવા પછી બે દીવસ સુધી એક બીજાને મળીયાં નહિ. સ્ટેલા તે વેળા ગુસ્સે થઇને ચાલી ગઇ હતી અને તેનું કારણ જાણવા રાથ નાહકની કોશેશ કરતો હતો. જ્યારે કોઇ વેળા તેઓ સામસામા થતાં, ત્યારે સ્ટેલા દુરથીજ ફકત હાથ ઉંચકીને ત્યાંથી ચાલી જતી હતી, અને રાથ મનમાંજ અજાયબ થતો કે સ્ટેલાએ તે શોધી કહાડેલી ખાણ માટે તેને કાંઇ વજણ આપ્યું નહિ, એજ કારણથી તેણી તેની ઉપર ગુસ્સે થઇ હશે. ગમે તે હોય, પણ પેહેલા બે દીવસ દરમ્યાન રાથને તેણીનાં વગર સોહવાયું નહિ, તોપણ તે તેણીનાં ઝુંપડાં આગળ કદી પણ ગયો નહિ. હાલ તુરત તો શિયાળો નઝદીક આવવાથી તે પોતાનો ખોરાક અને લાકડાં એકઠાં કરવામાં ઘણો રોકાયલો રહેતો હતો, પણ વારંવાર પોતાનાં કામ દરમ્યાન તે કાંઇ વીચારમાં ઉભો રહી જતો, અને એક "આહ" નાં બગાસાં સાથે તે પોતાની આસપાસ સ્ટેલાને જોવા માટે આતુરતાથી

નજર કરતો હતો. તે સમજી નહે શકયો કે છેલ્લા બે દીવસ થયા તે પોતાનાં કામમાં વધુ જલદી ઠાકી કાં જતો હતો અને જ્યારે સ્ટેલા તેની પાસે રેહની ત્યારે તેનું કામ એટલું આસાન કેમ બની જતું હતું. સાંજ પડતાં તે ઉતર તરફની તેકડી ઉપર ચઢીને દુર દરયાવ તરફ નજર કરતો હતો. એવી આશામાં (કે ધાસ્તીમાં?) કે કોઇ સ્ટીમર તેને નજર પડે, પણ ફોકટ, અને રાત્રે જયારે તે પોતાનાં ઝુંપડાંમાં પાછો ફરતો ત્યારે કાંઇ અજબ રીતની ધાસ્તી અને દલગીરીથી તેનું રાથોડાં બદન ધ્રુજતું હતું.

બીજી તરફ સ્ટેલાની પણ એવીજ હાલત હતી. રાથને ફરીથી નહિ મલવાને તેણીમાં કાંઇ અજબ લાગણી પ્રસરી રહી હતી, શું તે ધાસ્તી હતી? નહિ, કારણ ધાસ્તી પોતાની સાથે હમેશ દુખનો અંશ લાવેછે, પણ સ્ટેલાને તો કાંઇ એવું વીચીત્ર જાતનું શરમાળપણું લાગતું હતું, કે જેથી તેણી રાથથી દુર રહેવા વધારે ખુશી હતી. પણ વાંચનાર, સ્ત્રીનું અંતકરણ એક ભેદી તાળાં મીસાલ છે. અને જેમ તે તાળાંને ઉઘાડવા માટે તેને બંધબેસ્તી કુંચીની જરૂર છે, તેમ એક સ્ત્રીના ભીતરનાં વીચાર જાણવાને, રાથ કરતાં ત્યાં કાંઇ વધુ અનુભવી જવાનની જરૂર હતી; પણ સામટી રીતે લેતાં સ્ટેલાને રાથની ગેરહાજરી વધુ માલમ પડતી હતી.

તેણી હવે આખો વખત પોતાનાં ઝુપડાંમાં રેહવાથી તેણીનું કામ ઘણું જલદીથી ખલાસ થઇ જતું હતું, અને ત્યાર પછી વખત—કે જે તેણી રાથની સાથે ફરતી ત્યારે ઘણી સેહલ્લાઇથી પસાર થઇ જતો હતો—તે વખત હવે કેમ પસાર કરવો તેનાં વમાસણમાં તેણી પડતી હતી. પોતાની માતા સાથે તો તેણી ઝાઝી વાતચીત કરી શકતી હતી નહિ, કારણ

તેણી તો દીવશે દીવશ વધુ ગંભીર અને ઉદાશીત બનતી જતી હતી. કલાકો સુધી તેણી પોતાની આંખ્યો અર્ધી બંધ કરીને, પોતાનાં બીછાણા ઉપર પડી રેહતી હતી, અને જયારે સ્ટેલા આ ટાપુ ઉપર આવવા પછી વધુ ખુબસુરત અને તંદરોસ્ત જણાતી હતી, ત્યારે તેથી ઉલટીજ રીતે તેણીની માના નાતવાન અને નીશોશ બની ગઇ હતી.

"મને મરવા દે, સ્ટેલા" એક દીવશે જયારે સ્ટેલાએ તેણીને ફરવા લઇ જવા માટે ઘણી ઓહસ કીધી, ત્યારે તેણી બોલી "મને હયાંજ ગગરવા દે. ખુદા હવે તો મારૂં મોહત લાવે તો સારૂં."

અને ત્યાર પછી સ્ટેલા પોતાની માં સાથે વાત કરતાં બીહતી હતી તેણીની આ ઉદાશી નઝદીક આવતાં મોહતની હતી, એ તેણી જાગુતી હતી નહિ.

આખરે ત્રીજે દીવશે સ્ટેલા પોતાનાં હાથમાં એક ચોપડી લઇને પોતાનાં ઝુપડાંથી થોડેક છેટે વાંચતી બેઠી. એકાએક તેણીએ રાથનાં પગલાંનો અવાજ સાંભળયો. તે પોતાનાં હાથમાં એક કોદાળી સાથે દેખીતી રીતે લાકડાં ફાડવા જતો હતો, પણ ઝુપડાંની નજદીક આવતાં તે સેહજ થોભ્યો, અને તે તરફ આતુરતાથી જોવા લાગ્યો. સ્ટેલા પોતાની જગ્યા ઉપરથી તેને છુપાઇને જોતી હતી, અને એક વાર ફરીથી રાથને મલવાની જીજ્ઞાસા તેણી મુશકેલીથી દાબી શકી. તેણીએ તે ચોપડી આગળ વાંચવા માંડી, પણ ફોકત. તેણી રાથનો કદાવર આકાર દરેક પાણામાં જોતી હતી, તેની કુહાડીનો અવાજ દરેક શબ્દમાં સાંભળતી હતી, અને તે ચોપડી વાંચવામાં તેણી તદન નીશફળ નીવડી. આખર તેણીએ દુરથી રાથને આવતાં દીઠો, અને ખુશાળીની કાંઇ અણદીઠ લાગણીથી તેણી એક વાર ફરીથી તે ચોપડી ઉંચી પકડીને વાંચવા લાગી.

"તમે મને કેવી બીવડાવી" રાથ તેણીની નજદીક આવી પુગતાં તેણી ચોંકવાનાં ઢોંગ કરતાં બોલી.

"હું દલગીર છેઉં" રાથ ગંભીરતાથી બોલીયો "પણ તમે મારાં પગલાંનો અવાજ નહિ સાંભળયો ? હું તો તમારાં પગલાંનો અવાજ ઘણે દુરથી પારખી કાહડું છું."

"હું ધારૂંછ કે તમે હમણાં લાકડાં ફાડવા ગયા હતા ?"

"હા, પણ મારી કોડાળીનો હાથો ભાંગી ગયો, અને હું તમારી આગળ પાછો ફરીયો." તે સ્ટેલાની પાસે બેસતાં બોલીયો 'તમે છેલ્લા બે દીવસ કયાં હતાં, સ્ટેલા ?"

"આંય ટપુ ઉપર વળી."

"તે તો હું જાણુંછ" રાથ જરા ચીરડાતાં બોલીયો "પણ તમે આ બે દીવસ મને મદદ કરવા કેમ નહિ આવ્યાં ?"

"મને ઘણુ કામ હતું. પણ હું નહિ ધારતી કે તમુને મારી જરૂર પડી હોય"

"હા, મને તમારી ગેરહાજરીની ખોટ ઘણી માલમ પડી છે. જો કે તમે આવ્યાં તે અગાઉ આ ટાપુનાં એકાંતવાસની મને જરાપણ દરકાર હતી નહિ પણ હવે તમારા વગર મને ચાલતું નથી ખુદા ખબર કે તમારા ગયા પછી મારૂં શું થશે."

"પણ હજુણ સુધી હું ગઇ નથી. એટલે હાલતુરત તમારે ફીકર કરવી નહિ."

તેઓ ચુપ બેઠાં, અને રાથ પોતાની ભાંગેલી કોડાળી દરૂસ્ત કરતો બેઠો.

"તમે મારી સાથે ગુસ્સે થયાં હતાં' રાથ આખરે વીચાર કરતાં બોલીયો.

"નહિ, મને ગુસ્સે થવાનું શું કારણ હોય ?"

"અરે પણ કયાં જાઓછ. સ્ટેલા" તેણીને એકાએક ખડી થતાં જોઇને રાથે અજાયબીથી પુછીયું.

"હું જંગલમાં ફરવા જાઉંછ."

"તમે હમણા જશો નહિ. કારણ મેં ગઇ કાલેજ હયાં નઝદીકમાં એક ચી-તો જોયો હતો. હું દલગીર છું કે હમણા મારી બંદુક મારી પાસે નથી."

સ્ટેલા એક પલવારમાં રાથની બાજુમાં પાછી બેઠી.

"ચી-તો! ઓ રાથ!"

"હા પણ તમે બીહશો નહિ. હું આવતી કાલે એને ઠાર કરીશ." રાથ તેણીને ધીરજ આપતાં બોલીયો "પણ તમે આંય શું વાંચોછ."

"રોબીનસન કરૂઝો" સ્ટેલાએ જવાબ આપ્યો "તમુને એવું વાંચતાં શીખવા ગમેછ?"

"નહિ, મારા પપા બોલતા હતા કે વાંચવા લખવાથી પણ દુનીયામાં ઘણીક મુશકેલીઓ ઉભી થાય છે."

"હું નહિ ધારતી કે એમ કેહવામાં તેવણ વાજબી હતા."

"તેવણ સઘળું વાજબીજ બોલતા હતા." રાથ થથરાવનારા અવાજે બોલીયો.

"પણ તમુને આંય ચોપડી વાંચવા ગમેછ કે?"

"હા—અ—નહિ. હું ધારૂંછ કે શીયાલામાં વાંચવા લખવાથી મારો વખત ઠીક પસાર થશે."

"ત્યારે તો હું તમુને શીખવીશ." સ્ટેલા કાંઇક ખુશાલીથી બોલી "ચાલો આપણે પેહેલસે અંગ્રેજી મુલાકાતથી શરૂ કરીયે."

"એ શીખવાનું ઘણું અઘરૂં છે કે?"

"તે તો તમારી ચંચળાઇ ઉપર આધાર રાખે છે."

"મને ભય છે કે હું ચાળાક નથી" પણ આખરે તે સ્ટેલાની વધુ નઝદીક ગયો, અને તેણીનાં હાથમાં પડેલી ચોપ-

ડીમાં અજાયબીથી નજર નાખતો બેઠો.

એક બીજી વધુ મીનીટ અને તેઓનો પાઠ શરૂ થઇ ચુકયો. થોડાજ વખતમાં રાથ કાંઇ નવું જાણવાની ઉલટમાં અને સ્ટેલા તેને સીખાડવાનાં ઉમંગમાં પોતાનાં કામ ઉપર ઘણીજ મશગુલ બની ગઇ અને જે શરમાળપણું સ્ટેલાને છેલ્લાં બે દીવશ થયાં લાગતું હતું તે સત્રળું હવે બરફની માફક પીગળી ગયું. અને તેણી રાથ સાથે ખુશાળ જીગરે હસવા બોલવા લાગી

"ચેરો છોકરો! આંય કાંઇ "બી" નથી એ તો "ડી" છે. મેં તમુંને કેટલી વખત કહયું." સ્ટેલા તેનાં ખરડાપર હાથ અફાળતાં બોલી.

"હું ઘણો દલગીર છેઉં" રાથ જાણે તેને કેવો એક મોટો ગુનાહ કીધો હોય એવી રીતે પસેમાંનીથી બોલીયો "તેથી તો મેં તમુને પેહેલ્લેથીજ કહી દીધું કે હું કાંઇ તમારા જેવો ચાલાક નથી. પણ કાંઇ નહિ હું આ સઘળા મુળાક્ષરો ફરીથી વાંચીશ."

અને સ્ટેલાનાં ધારવા કરતાં રાથ જરા વધુ ચપળ નીવડયો. ઘણાજ થોડા વખતમાં તે સઘળા અક્ષરોનો આકાર અને તેનાં જુદા જુદાં અવાજ પારખતાં અને બોલતાં શીખ્યો અને જે ઉમંગથી હવે તે શીખતો હતો તે જોઇ સ્ટેલાની ખુશાળીનો પાર હતો નહિ.

આ પ્રમાણે દીવશો વેહતા ગયા. કોઇ વેળા તેઓ સહવારનાં અને સાજનાં પણ અકેકો કલાક ફાજલ પાડીને બંને સાથે બેસીને શીખતાં હતાં. અને રાથ બીજે દીવશે જયારે સ્ટેલા તેને ગયા દીવશનું શીખવેલું પાછું પુછતી હતી, ત્યારે તેમાં કાંઇ પણ ગફલતી નહિ કરવાની ધાસ્તીથી પોતાનાં ઝુપ-

ડાંમાં રાતે મોડે સુધી "લેશન" કરતો બેસતો હતો. એક દીવશે સ્ટેલા પોતાની સાથે કાગળ પેનસીલ લેતી આવી.

"હું આજે તમુને લખતાં શીખવવા માંગુંછ" તેણી બોલી.

"એ લખવાનું પણ વાંચવાના જેટલુ જ ભારી છે કે ?" રાથે પુછ્યુ.

"હા, તેનાં કરતાં પણ વધારે અઘરૂં છે."

"ત્યારે તો હું એ નથી શીખતો"

"તમારે શીખવુ જ જોઇયે. કારણ સુધરેલી દુનીયામાં જે સઘળો પત્ર વેહવાર અને વેપાર રોજગાર ચાલેછે, તે સઘળું લખવાનીજ વીધ્યાને આભારી છે."

"ત્યારે તો હું તે શીખશ. જો કે એ સઘળું મને આ ટાપુ ઉપર શા ખપનું છે, તે હું સમજી શકતો નથી."

"જોવ" સ્ટેલા બોલી "સઉથી શરૂઆતમાં હું જાણે હયાંથી ચાલી ગઇ હોઉં એવી ઢપનું હું તમારી ઉપર એક કાગળ લખશ, અને તેવું કાગળ તમારે લખવાની કોશેશ કરવી."

આટલું કેહનાં તેણીએ ઝડપી હાથે તે કાગળ લખવા માંડયું, અને તે ખલાસ થતાં રાથનાં હાથમાં આપ્યું.

"એમાં શું લખ્યુંછ વાંચોની ?"

"નહિ મેં વીચાર કીધોછ કે જયાં સુધી તમે લખેલા અક્ષર વાંચી શકો નહિ, ત્યાં સુધી મારે આ કાગળ તમારી આગળ વાંચવું નહિ, પણ" તેણી સેહજ અચકાતાં બોલી "તમે ઘણા ડાહયા છોકરા છેઓ. તેથી લેવ હું વાચુંછ."

તે કાગલ નીચે પ્રમાણે હતુ :—

"મારા વ્હાલા મીત્ર રાથ—હું જાણુંછ કે હું તદન

તંદરોસ્ત છું, એ સમજી તમે ઘણા ખુશી થશો. હું તદન સુખી છું, અને તમુને તેમજ તમારા ટાપુને રોજ યાદ કરૂં છું. જો કે હું હમણા તમારા ટાપુ સાથે સરખાવતાં એક મોટી દુનીયામાં રહું છું છતાં હું વારંવાર ઇચ્છું છું કે લંડનની આવી ભીની અને ધુમમસથી ભરેલી હવામાં રેહવાનાં કરતાં હું તમારા એકાંત ટાપુની તંદરોસ્ત હવા ધોરવા હમણા તમારી સાથે હતે. ઓ રાથ, તમે પણ મારી માફક તંદરોસ્ત અને સુખી હશો અને મારી ગેરહાજરીથી કાંઇપણ દલગીર ન થતા હશો. અલબત હું ઇચ્છુંછ કે તમે મને રોજ યાદ કરતા રહો, જો કે તે એટલી બધી હદ સુધી નહિ, કે જેથી તમે કાંઇ અસુખી બનો. હું એક વાર ફરીથી આપણે છુટા પડયાં તે વખતનાં તમારાં પ્રોમીસ ઉપર ધ્યાન ખેંચું છું, કે મારા ગયા પછી તમારેથી આ એકાંતવાસ નહિ સહન કરી શકવાથી તમે કોઇ ઉંચી ટેકડી ઉપરથી ગબડી જવા, અથવા તો દરીયામાં નખાવી દેવા જેવું કાંઇ પણ ઉછાછળું પગળું ભરશો નહિ. હું છું તમારી માનીતી સ્ટેલા."

પેહેલ્લાં તો તે કાગળ તેણીએ હસ્તે ચેહરે વાંચવા માંડયું પણ જેમ જેમ તેણી આગળ વાંચતી ગઇ તેમ તેણીનો ચેહરો ગંભીર બન્યો, અને છેવટનાં વાકય આગળ આવી પુગતાં તો તેણી ઘણીજ મુશકેલીથી વાંચતી માલમ પડી.

અને રાથ એક ચોક્કસ પ્રકારની ધાસ્તીથી તે કાગળ સાંભળતો બેઠો. ઓહ, તેણીનો આ દરેક શબ્દ તેનાં જીગરમાં કાંટાની માફક ભોકાતો હતો.

"આ કાગળ ઘણું મજાહનું છે. હું તે મારી પાસે સાચવી રાખશ" રાથ આખરે તે કાગળ સ્ટેલાનાં હાથમાંથી લેતાં બોલીયો.

"તમે પણ હવે થોડાજ વખતમાં એવું લખતાં શીખશો" તેણી બોલી "જોવ હવે આય એમ આકાર પાડો."

"એહ, એ તો ઘણું સેહેલ છે." પણ કેહવાની જરૂર નથી કે એક સીધી લીટીને બદલે રાથે વાંકાચુકો એક કાપો પાડયો "અરે આય પેનસીલ ઘણી નાની છે."

"નહિ, તમારો હાથ ઘણો મોટો છે" સ્ટેલાએ તાણો મારીયો "સબર મને તમરા હાથને દોરવવા દો."

તેણીએ પોતાનો હાથ રાથનાં હાથ ઉપર મુકીને તેને લખાવવા માંડયું.

પણ રાથનો હાથ અર્ધી લીટીની વચમાં અટકી પડયો.

"તમારો હાથ કેવો નાનો છે, સ્ટેલા, તમે કેટલીક ચીજો બરાબર પકડી નથી શકતાં તેનું કારણ એજ હોવું જોઇયે. પણ—પણ મને તે ઘણો સુંદર દેખાયછ, અને જાણે એક પક્ષીનાં પંજા જેવો મને લાગેછ."

"પક્ષી—બક્ષી જેવું કાંઇ નથી" સ્ટેલા પોતાનો હાથ ઉંચકી લેતાં બોલી "ચાલો હવે તમારાં લેસન ઉપર ધ્યાણ આપો, અને મારા હાથની તારીફ કરવાની છોડી દો."

"મને પાછી મદદ કરો" તે બોલીયો "કારણ જયારે તમારો હાથ મારા હાથ ઉપર હોય છે, ત્યારે મારાથી મજાહનું લખાય છે."

"નહિ, તમે તમારી મેળેજ લખતાં શીખો. હં! હવે ઠીક છે, અને હું ધારૂંછ કે તમે લખતાં પણ જલદી શીખી જશો."

"સ્ટેલા?"

"કાંય" તેણી પોતાનાં વીચારમાંથી ચોંકી ઉઠતાં બોલી.

"હું જાણવા માગુંછ કે તમે જે સઘળું આય કાગળમાં

લખ્યું છે તે સઘળું ખરૂં છે કે, કે અમથું મશ્કેરીમાંજ લખ્યું'છ.'

"મેં શું લખ્યું'છ?"

"કે તમારા ગયા પછી તમે મને યાદ કરશો, ને હયાં તમે સુખી હતાં!"

"એ સઘળું ખરૂં છે, પણ તમુને શું મારી ગેરહાજરી નહિ જણાશે?'

"ઓહ એ સવાલથીજ હું બીહવું છું" રાથ ધીમેથી બોલીયો "સ્ટેલા, જ્યારે હું કોઇ વેળા તમે હયાંથી ચાલી ગયાં છો, અને હું એકલો પડયો છું, એવો વીચાર કરૂં છું, ત્યારે—ત્યારે જાણે મારા પીતા ગુજરી ગયા હતા, તે દીવશ જેવી દલગીરી મને લાગે છે" તે સ્ટેલા તરફ આતુરતાથી જોતાં બોલીયો "અને મને એવું લાગે છે કે જાણે તે દીવસથી સુરજ ઉગવાનો બંધ થશે, પક્ષીઓ પોતાના મધુર અવાજનું ગાણું છોડી દેશે, અને શેકાર અને માછલી પકડવામાં મને કાંઇ પણ મજાહ મળશે નહિ ઓહ, જાણે મને જીવવા પણ ગમશે નહિ. તમે લખો છો કે મારાથી બની શકે ત્યાં સુધી મારે તમુને ભૂલી જવા નહિ, પણ હું તો હવે તમુને કદીભી ભુલીશ નહી અને જ્યારે તમે મોટી દુનીયામાં રહીને તમારો વખત સુખ ચેનમાં ગુજારશો, ત્યારે હું તો તમુનેજ યાદ કરતો મારા દીવસ હયાંજ પુરા કરશ"

રાથ આ સઘળું એવું તો જુસ્સાથી બોલી ગયો, કે સ્ટેલા ઘડીભર આ થોડું બોલનાર જવાન ગમ અજાયબીથી જોતી બેઠી તેના દરેક બોલ સાથે તેણી ફીકી પડતી ગઇ, અને જ્યારે તે સઘળુ બોલી રહયો, ત્યારે કુદરતી રીતે તેને દીલાસો દેવા માટે તેણીનો હાથ તેનાં ખભાં તરફ ગયો. પણ

તુરતજ તેણીએ પોતાનો હાથ પાછો ખેંચી લીધો, અને લગાર ધ્રુજતા અવાજે બોલી.

"મારે હવે જવું જોઇએ, મારાં મમાં ઘણાં બીમાર છે"

"તેવણને શું છે" રાથે ગંભીરતાથી પુછીયું.

"કોણ જાણે તેવણ ઘણા નબળાં છે, અને આખો વખત પોતાનાં બીછાણા ઉપર ઉદાસ પડી રહે છે. તેવણ રાતે ઉંઘાતાં નથી, અને તેવણનાં હોઠો હીલવાથી મને જણાય છે કે તેવણ મનમાંજ કાંઇ બબડે છે."

"મારા પીતાની પણ તેવણનાં મોહતની થોડો વખત અગાઉ એવીજ હાલત હતી."

"ઓ રાથ. મારાં મમાં કાંઇ હમણાં ગુજરી જનાર નથી" તેણી ધાસ્તીથી બોલી.

'હું તેમ ઇચ્છતો નથી" તે દયથી બોલીઓ "પણ સ્ટેલા તમારે બીહવું જોઇએ નહિ. મારા પપા કેહતા હતા કે મોહત એ એક જાતની મીઠ્ઠી ઉંઘ અને આશાયશ છે. અને તમે કાંઇ મારી માફક તદન એકલાં પડશો નહિ, કારણ હું તમારી પડખે છું."

તેણીએ રાથના ચેહરા ઉપર વીચીત્ર રીતે જોયું, અને ત્યાર પછી ભીની આંખ્યો સાથે ત્યાંથી ચાલી ગઇ. રાથે તુરતજ પોતાનાં ખીસામાંથી પેલું કાગળ ખેંચી કહાડયું અને તે વાંચવાની કોશેશ કરવા લાગ્યો, પણ તે નીશફળ નીવડયો; તોપણ તે કાગળનો મોટો ભગ તેને અત્યાર અગાઉનો મોઢે થઇ ગયો હતો.

# પ્રકરણ ૧૫ મું.

જેમ કાચનાં એક તખતા ઉપરથી પાણીનો એક રેળો સરસર સરી પડે છે, તેમ દહાડાઓ પાછળ મહીનાઓ વેહતા ગયા, અને રાથ અને સ્ટેલા એકબીજાનાં વધુ સમાગમમાં આવતાં ગયાં. અફસોસ તેનાં બાપનાં છેહલા શબ્દો હવે રાથનાં મગજમાંથી લગભગ ભુસાઇ ગયા હતા. અને તેની ગમે એવી પણ કોશેશો છતાં તે સ્ટેલાની મરજી આગળ હવે આગળનાં જેટલી હિંમતથી સામે થઇ શકતો હતો નહિ. શિયાળો પણ નઝદીક આવ્યો હતો, અને તે માટે પોતાનો ખોરાક એકઠો કરવાની સઘળી તૈયારીમાં તેને પોતાનાં લેસન ઉપર ધ્યાણ આપવાને થોડોજ અવકાશ મળતો હતો. તે છતાં સેહેજ પણ વખત મળતાં તે કાગઝ પેનસીલ લઇને કાંઇ લખવાની કોશેશ કરતો કેટેંભી ગોઠવાઇ જતો હતો, અને દર દીવશે તે લખવાની કળામાં પણ પ્રવીણ બનતો ગયો. સ્ટેલા તેને રોજ મદદ કરતી હતી, અને જયારે તેઓ થાકી જતાં હતાં, ત્યારે તેણી પોતાની બાજુનાં એક ઝાડ તળે બેસીને એવા તો મીઠડા કોયલ જેવા હલકે ગાતી હતી કે રાથ પોતાની સઘળી થાક ભૂલી જઇને એકવાર ફરીથી પોતાનાં કામ ઉપર નવા ઉમંગથી વળગતો હતો. રાત્રે પણ તે કલાકો સુધી પોતાનાં બીછાણા ઉપર સ્ટેલાનો વીચાર કરતો જાગૃત પડી રેહતો, કારણ હવે ઇનડયનઝોનો આ ટાપુ ઉપર આવવાનો વખત નઝદીક આવ્યો હતો, અને સ્ટેલાને હયાંથી મોકળી દેવા તેને હવે ફરજયાત કાંઇ ગોઠવણ કરવી પડશે, એ વીચાર રાતનાં બીહામણા એકાંતવાસ વચ્ચે તેનાં મગજમાં ભમ્યા કરતો હતો.

એક દીવશે સહવારે રાથ હજુણુ તો પોતાનાં બીછાણા

ઉપરથી ઉઠે તે અગાઉ સ્ટેલા ઝડપી કદમે ત્યાં દોડતી આવી.

"ઓ રાથ રાથ મારાં મંમાં ઘણા સીક છે. તમે હમણાજ મારી સાથે આવો."

રાથ વીચારમાં પડયો.

"તમુને મારી સાથે આવવુંજ પડશે" સ્ટેલા ફરીથી બોલી "તેવણ ઘણાં બીમાર છે અને ઓ રાથ મને બીક લાગેછ."

રાથ આખરે કાંઇ વીચાર કરીને તેણી સાથ જવા તૈઆર થયો. તેને મીસીસ મોરડાનટને તેણી ટાપુ ઉપર આવ્યા પછી ફરીથી જોઇ હતી નહિ. અને હમણા પણ તે તેણી આગલ જવા નારાજ હતો; પણ મોહતનાં સમયે જે માણસ પોતાનો જાહેર અથવા છુપો અભાવ બાજુએ મેળે નહિ, તો તેવાં કપટી માણસ ઉપર ધીટકાર હોજો.

"શું તેવણ ઘણાજ બીમાર છે?" રાથે તેઓ ઝુપડાં નજદીક આવી પુગતાં પુછીયું.

"હા, ગઇ રાતથી તેવણુની તબીયત ઘણી બગડી છે, અને હમણાં તો તેવણ કાંઇ બોલી પણ શકતાં નથી." સ્ટેલા આંખમાં આંસુ સાથે બોલી.

આખરે રાથ સ્ટેલાની પુઠે તે ઝુપડાંમાં દાખલ થયો, અને પોતાની આસપાસ એક ઝડપી નજર કીધી. ધીમેથી તે પેલી સ્ત્રીનાં બીછાણા આગળ ગયો. આહ, આય તેજ ચીન્હ હતાં કે જે તેને પોતાનાં બાપની અંતની ઘડીએ તેનાં મોઢાં ઉપર દીઠાં હતાં.

"એવણ ઘણા બીમાર છે" તે ગંભીર અવાજે ધીમેથી બોલીયો "અને મોહતને કીનારે આવી પુગાંછ."

સ્ટેલાએ એક દચકું ખાધું.

"તમે નાં રડો" તે બોલીયો "તેણી તો હવે નચીંત જીવે આરામ કરશે."

પણ કોઇનો અવાજ સાંભળીને મીસીસ મોરડાન્ટે પોતાની મોહતની આંખ્યો ઉઘાડી.

"સ્ટેલા!"

સ્ટેલા પોતાની માતાનાં બીછાણા આગળ ગુઠણુમંડીયે પડી.

"જી. મમાં, હું હયાં તમારી પાસે છું" તેણી ગુંગળાઇ જતા સાદે બોલી.

"સ્ટેલા—હું મરૂંછ—અને ઠીકજ છે ખુદાએ મારી ઉપર એટલી મેહર કીધીછ. પણ—તું તો હજુણ જવાન છે—દીકરી, પેહેલ્લોજ ટક મળતાં તું આય બીહામણા ટાપુ ઉપરથી નાશી જજે, અને દુનીયામાં તારો વાજબી મોભ્ભો લેજે. ઓહ, આય તકયા તળેનો દાબડો હાવો રાખજે, એજ તુંને સઘળી ખરી હકીકતથી વાકેફ કરશે. હું જનઉંછ—આવ મને એક છેલ્લી કોટી કર."

મીસીસ મોરડાન્ટે કોર મરડી, અને તેમ કરતાં તેણીની નજર પોતાની સાંમે એક પુટલાં માફક સ્થીર ઉભેલા રાથ ઉપર પડી.

બીજીજ પળે એક જબરદસ્ત ચીચીયારીથી તે ઝુપડું ધમધમી રહ્યું.

"હુ તમુને ઓળખુંછ—ઓળખુંછ—તમે——"

ખલાસ, તેણી વધુ બોલી શકી નહિ, અને પોતાની દીકરીનાં હાથમાં બેભાન થઇ પડી.

રાથે પોતાનાં બાપની બાજુમાં તેણીની કબર ખોદી, જયારે સ્ટેલાએ ત્યાં પડેલાં એક જુનાં "બાઇબલ" માંથી તેણીને દફનાવવાની ક્રીયા દુખથી દબાઇ જતી છાતીએ વાંચવા માંડી.

આવી રીતે રાથ અને સ્ટેલા તે એકાંત ટાપુ ઉપર તદન એકળાં પડયાં. બીજાં એક અઠવાડયાં સુધી સ્ટેલા પોતાનાં ઝુપડાંમાંથી બાહર નીકળી નહિ પણ રાથ રોજ એક ફેરો તેણીની આગળ જતો હતો, અને તેણીને દીલાસો દેવાની કોશેશ કરતો. પણ રાતનાં ભયંકાર અંધકાર વચ્ચે તે વારંવાર પોતાનાં ઝુંપડાંમાંથી બાહર નીકળતો અને જાણે એક છીપનાં કોટલામાં એક કીંમતી મોટી બંધ રહેલું હોય તેમ સ્ટેલાનાં ઝુપડાં આગળ આવીને તે આખ્ખી રાત ત્યાં તેણીની ચોકી કરતો બેસી રેહતો હતો !

મીસીસ મોરડાન્ટનાં ગુજરવાને આંઠ દીવશ પસાર થઇ ગયા હતા, અને તે દીવસે સહવારે જયારે સ્ટેલા પોતાની માતાની કબર ઉપર મુકવાં થોડાક ફુળ વીણુની હતી જેવામાં રાથ તેણીની પછવાડે આવી ઉભો.

"સ્ટેલા હું ધણોજ દલગીર છું. હું કહી શકું તેનાં કરતાં પણ હું વધુ દલગીર છું" તે બડબડયો "પણ દરેક ઇનશાનને મરવાનું છે."

તેણીની આંખમાં નવધાર આંસુઓ આવી ગયાં. રાથે તેણીને રડતાં જોઇ અને ફકત દયાનીજ નજરથી તેને પોતાનો હાથ તેણીની નાજુક કંમર આસપાસ વીટાળ્યો; કારણ એક માતા અથવા તો પીતાને ખોવાનો જખમ કેવો કારી હોય છે તે હવે તે જાણુતો હતો. સ્ટેલા તેનાં મજબુત હાથોમાં વધારે સંકોચાઇને ઉભી.

"ઓ રાથ હવે હું શું કરૂં. કયાં જાઉં?"

"તમુને કેઠે જવાની જરૂર નથી હું તમારી બાજુમાં છું. તમારો મદદગાર છું."

એક વાર ફરીથી રાથને આ ન વાળી છોકરી ઉપર દયા આવી. અને—એ તેને કોણે શીખવ્યું હતું?—તેનાં હોઠો તેણીનાં કપાળ તરફ લઇ જઇને હેતનું એક ચુંબન કરીયું.

એક ઝટકા સાથે સ્ટેલા તેનાં હાથમાંથી છુટ્ટી થઇ, અને શરમથી લાલચોળ બની જઇને તેણીએ બીજી પરચુટન બાબતની વાત કરવા માંડી.

હા રાથને હમણા પુસકળ કામ હતું. લખવા વાંચવાનાં તેનાં "લેસન" ઉપ્રાંત તેને સીયાળાની સઘળી તૈયારી કરવાની હતી, માછલી એકઠી કરવાની હતી, ઘાસ અને લાકડાં ભેગાં કરવાના હતાં. હા, થંડીમાં તેની જીંદગી તેકવી રાખવાને હજુણુ તેને ઘણી ચીજ કરવાની બાકી હતી.

"ત્યારે તો હું આજે માછલી પકડવામાં તમુને મદદ કરશ." સ્ટેલા તેની તરફ દલગીરીથી જોતાં બોલી અને તેનાં જવાબની કાંઇપણ રાહ જોયા વગર તેણી પોતાનાં ઝુંપડામાં તે માટેનો સઘલો અસબાબ લેવા દોડી ગઇ.

તેણી પાછી કીનારા તરફ ફરી, અને ત્યાં પડેલા એક મછવામાં કુદી પડીને દરીયા તરફ હલ્લેસું મારવા લાગી. રાથ પણ પેલા ચીન્તાની શોધમાં ગયો, પણ સબર, આજે તેને એમ કેમ લાગતું હતું. તે ત્રીજી વખત કીનારા તરફ ફરીયો, અને ત્રીજી વખત તેણીને માછલી પકડતી સહીસલામત જોવા પછી તે ગીચ ઝાડીઓમાં શિકાર કરવા દોડયો.

શરૂઆતમાં સ્ટેલા એક પણ માછલી પકડી શકી નહિ, અને તે તરફ માછલી નહિ હશે એવું વીચારીને તેણીએ પોતાનો મછવો વધુ આગળ હંકારયો.

આશરે પા કલાક પછી ઉત્તર દીશા તરફથી થંડો પવન ફુંકવા લાગ્યો, પણ સ્ટેલા પોતાનાં કામમાં એટલી મશગુલ

હતી કે ધીમે ધીમે પવન અને પાણીનું જોર કેમ વધતું ગયું, તેનો તેણીને ખ્યાલ હતો નહિ, આખરે તેણીને એક મજબુત આંચકો લાગ્યો, અને જ્યારે તેણીનાં મછવામાં થોડુંક પાણી ધસી આવ્યું, ત્યારે—અરે ઘણુંજ અસુરેથી તેણીને માલમ પડયું કે એક જબરાં તોફાનની શરૂઆત થઇ ચુકી હતી. તેણી હલેસું પકડવા દોડી, અને મછવાને કીનારા તરફ ફેરવવાની કોશેશ કીધી, પણ તેણીની આ ઉતાવળથી તે હલેસું તેણીનાં હાથમાંથી પડી ગયું. તોફાન વધતું ગયું, વીજળીનાં ચમકારા, અને આકાશની ગર્જનાં થવા માંડી, અને દર પળે તેણી તે દરીયાનાં તોફાની મોજા ઉપર રાથ અને તેનાં ટાપુથી દુર અને દુર ધસડાતી ગઇ.

રાથ કીનારા ઉપર તેણીની રાહ જોતો ઉભો હતો, અને તેણીને સલામત જોવાને પોતાની નજર બની શકતી દુર નાંખવાને પ્રયતન કરતો હતો. આખરે તેની ધીરજ ખુટી ગઇ. અને "સ્ટેલા—સ્ટેલા" નાં પોકાર સાથે તે એક બીજા મછવામાં કુદી પડયો. પણ કુદરત તેની સાંમે હતી. એક સપાતામાં તે મછવો ઉંધો વળી ગયો, અને રાથ ઘણુંજ મુશકેલીથી કીનારા તરફ પાછો તરી આવી શકયો.

"સ્ટેલા ! સ્ટેલા ! !" તેને અતયંત નાસીપાસી અને ધાસ્તીથી બુમ પાડી.

પણ ત્યાં કોઇનો જવાબ આવ્યો નહિ.

રાથ તદન એકલો પડયો.

## પ્રકરણ ૧૬ મું.

રાથ એકવાર ફરીથી તદન એકલો પડયો, અને સ્ટેલા તે તોફાની દરીયામાં ધસડાઇ ગઇ.

તે કીનારા ઉપર પોતાનાં મછવાની બાજુમાં, દર પળે તોફાન સેહજ પણ નરમ પડવાની આશામાં દુર દરીયા તરફ જોતો ઉભો, અને જો કે તે વરસાદથી તદન તરબોર થઇ ગયો હતો, છતાં આશરે દશેક મીનીટ પછી તે એકવાર ફરીથી તેણીની શોધમાં જવાને તઇયાર થયો પણ કરમની ગતી આગળ આપણી માણુસાઇ મટી શા ખપની છે? દરીયાનાં તોફાની મોજાંઓ અને ધોધમાર વરસાદની સામે તેની બોટ ટકી શકી નહિ, તે પાછી ઉંધી વળી ગઇ, અને રાથ ઘણીજ મુશકેલીથી પોતાને તે તોફાનનો ભોગ થતાં બચાવી શકયો. ઓહ, જ્યારે તેનાં જેવો એક જોરાવર શખશ આ તોફાન સામે ટક્કર જીલવાને લાઇલાજ હતો, ત્યારે સ્ટેલા જેવી એક નીરબળ છોકરી આ "કુદરતનાં કેહર" સામે કેમ ટકી શકે? અર્ધ દીવનાં જેવી હાલતમાં તે દરીયા તરફ ડોળા ફાડી ફાડીને જોતો ઉભો અને ઓહ, તેની સઘળી આશા, સઘળી ખુશાલી, ગેયા તેની સઘળી જીંદગીજ તેના બદનમાથી નીકળીને તેના આંખ વાટે તે તોફાની દરીયામાં ગરક જતી હતી.

આખરે દીવસ રાતમાં ફેરવાઇ ગયો. તોબી રાથ ત્યાંજ ઉભો. તોફાન હવે નરમ પડયું હતુ, પણ તે સાથે હવે તેની નીરાશી અને નાસીપાસી તદન વધી ગઇ હતી, કારણ સ્ટેલાની ત્યાં કાંઇપણ હસ્તી હતી નહિ.

અફસોસ, આખરે વરસાદથી ભીંગાયલાં બદન સાથે, ધાસ્તી અને નાસીપાસીની કંપારી સાથે, થાક અને તાવથી બળતાં શરીર સાથે, રાથ બીહતો, ધ્રુજતો, ઉંઘતો પોતાનાં ઝુંપડા તરફ ઘસડાયો. એક હૃદયભેદક નીસાસા સાથે તે પોતાનાં બીછાણા ઉપર અફળાઇ પડયો, અને અર્ધ બેભાન જેવી હાલતમાં તેને સ્ટેલાને દરીયામાં ઘસડાતી દીઠી, તેણીના નાજુક

ગોરા હાથ કીનારા તરફ લંબાયલા જોયા, અને મદદ માટે તેણીના પોકાર સાંભળ્યા. ખુશાલીની એક ચીસ સાથે તે પોતાનાં બીછાણા ઉપરથી કુદી પડયો, અને આંખ વીંચીને ઉંધે મસ્તક કીનારા તરફ દોડયો, ફક્ત એવુંજ જાણવા કે આ તેનો એક સ્વપનો હતો, જ્યારે સ્ટેલા ખરેખર તો ત્યાંથી સદાની ગાયબ થઇ હતી.

તોફાન પછી તડકાંની રળીયામણી સહવાર પડી, અને રાથ એકવાર ફરીથી સ્ટેલાની શોધમાં દોડયો તે કીનારાથી બે ત્રણ માઇલ દુર નીકળી ગયો, અને સ્ટેલાને જીવતી નહિ તો તેણીની મુવેલી લાશ વટીક પણ મેળવવાને તે નીશફળ નીવડયો. વળી પાછી બીહામણી રાત પડી, અને રાથને ઉંધે મસ્તક પોતાનાં બંને હાથો તેનાં માથાં ઉપર ઉંચકીને જમીન ઉપર પડેલો, રોશન માહઓખતાર અને અસંખ્ય તારાઓ, ગઇ કાલનાં તુફાનથી તેનાં ઝુપડાંનાં અર્ધ ઉડી ગયલાં છાપરાંમાંથો ચોમાઇને જોતાં હતાં.

પ્રીય વાંચનાર, રાથની આ સઘળી અકળામણ શા માટે હતી? સ્ટેલાનાં ગયા પછી કુલ દુનીયાં તેને અકારી ઝેર શા માટે લાગતી હતી? આહ, જેમ ધીમેથી તોફાનનાં વાદળાંઓ પછી પ્રકાશીત રવીરાજ નજરે પડે છે, જેમ ધીમેથી એક લાંબા વખતનાં ભૂલાઇ ગયલા ચેહરાની યાદ આપણાં મગજમાં તાજી થાય છે, જેમ ધીમેથી એક ઇનશાન બદીની ખાઇમાં ફસ્તો જાય છે, જેમ ધીમેથી જીંદગી મોહતમાં ખતમ થાય છે, તેમજ ધીમેથી રાથને માલમ પડ્યું કે સ્ટેલા તેનાં બાપનાં કેહવા પ્રમાણે આખરે "ભય ભરેલી" નીવડી હતી, યાને તે તેણીને ચાહતો હતો.

કલાકો સુધી તે પોતાનાં ઝુપડાંમાં અંધારામાં બેસી રેહતો

હતો, દીવશો સુધી તે કાંઇ પણ ખોરાક લેવાને પોતાનાં જીવને નાં પાડતો હતો, અઠવાડયાં સુધી તે કીનારા ઉપર એક પથ્થર ઉપર બેસીને દુર દરીયામાં નજર કરતો હતો, અને જયારે તેનો માનીતો કુતરો કાર્લ પોતાનાં શેઠની આવી દુખી હાલત કોઇ ગેબી રીતે પીછાણીને, મુંગા દીલાસાથી તેનો હાથ ચાતવાની કોશેશ કરતો હતો, ત્યારે રાથ તે નીમકહલાલ જાનવરને ગુસ્સાથી એક હડસેલો મારીને પોતાની આગળથી દુર કરતો હતો. દરેક ચીજ તેને સ્ટેલાની યાદ આપતી હતી. જે ફુલો તેણીએ પોતાનાં ઝુપડાંની આસપાસ ઉગાડયાં હતાં, તેની સંભાળ માટે રાથ પોતાનો સઘળો વખત અને મેહનત બરબાદ કરતો હતો. જે જગ્યા ઉપર તેઓએ સાથે બેસીને વાત કીધી હતી, તે સઘળી જગ્યાને તે પવીત્ર ગણવા લાગ્યો, અને જે ઝુપડાંમાં સ્ટેલા રહી હતી તે ઝુપડું તો તેની નજરમાં એક પવીત્ર મંદીર હતું ! તે દર દીવશે નખાતો ગયો, તેનું એક વારતું રાથોડી બદન હવે એક હાડપીંજર માફક દેખાતું હતું, અને એક કમાનની માફક અધુ વલી ગયું હતું. આખરે તે ભેજાંની તાવની બીમારીથી પટકાઇ પડયો, અને આ દુખમાં તેને કેવું સુખ હતું ? તે હવે સ્ટેલાને પેલી દુનીયાંમાં મલવાની આશા રાખતો હતો. પણ ખુદા જયારે એક ઇનશાનની કસોટી કરવા ધારે છે ત્યારે તે પુરીજ કરે છે. તેમ રાથ આખરે કોઇની પણ મદદ વગર પાછો તતાર થયો. વળી પાછો તે પોતાનાં જીવતરને કદુવા દેવા લાગયો, અને એક વેળા તો તે એટલો કંટાળી ગયો, કે એક ઉંચી ટેકડી ઉપર ચઢીને તેને આપઘાત કરવાનો વીચાર કરીયો. પણ સબર, આ હીચકારા શેતાન્યત ખ્યાલથી તે બીજીજ પળે બાઝ આવ્યો. સ્ટેલાનું કાગળ તેને અંતની ઘડીએ યાદ આવી ગયું અને તેણીનાં "મારા ગયા પછી તમે કોઇ તેકડી ઉપરથી

ગબડી જવા, અથવા તો દરીયામાં નખાવી દેવા જેવું કાંઇપણ ઉછાછળું પગળું ભરશે નહિ" એ શબ્દો તેનાં મગજમાં ધાઇ આવ્યા. એહ તે ગુજરેલાંઓ તરફનો એક સંદેસો હતો!

તુરતજ તે પોતાનાં ઝુપડાં તરફ દોડીયો, અને તે કાગળને પોતાનાં બીછાણા તળેથી ખેંચી કહાડયું. તેની કીસીઓથી તે કાગળ ભીણાઇ ગયું, અને તે બાહરનાં ભીણાસ સાથે તેની આંખમાં નવધાર આસુઓ આવી લાગ્યા. ને મોટે સાદે રડી પડયો.

હા વાંચનાર રાથ રડયો, અને જેમ એક સ્ત્રીની આંખમાંથી તો એક આંસું જુડકી યા સાચ્ચી રીતે વારંવાર ટપ કરતું કે નીકળીને તપ કરતુ કે તપકાઇ જાય છે, તેથી ઉલટીજ રીતે રાથનાં આ આંસુઓ ખુદ તેનાં અંતકરણનાં ઉંડાણમાંથીજ નીકલનાં હતાં. તે રડયો પણ તેનાંથી તે દીવાનો થતો બચી ગયો. તેને સેહજ રાહત મલી. અને રખેને તે સ્ટેલાએ શીખવેલું વાંચવા લખવાનું ભુલી જાય, એવી ધાસ્તીથી તે પોતાની ચોપડી સાથે માથાઝીક કરતો કલાકો સુધી બેસી રેહતો. આવી રીતે રોકાવાથી તે સ્ટેલાની પાછલ હાયસો સારો કરતો જરા નરમ પડયો અને જે દીવશે તે તેણીનું આખુ કાગલ પોતાની મેળે ઉકલાવી શકયો, તે દીવશ તેની જીંદગીમાં એક સૌથી યાદગાર દીવશ હતો.

એક દીવશે કીનારા તરફ જતાં તેની નજર સ્ટેલાનાં ઝુંપડા ઉપર પડી. તોફાનથી તેનો અધોં દરવાજો અને છાપડું ઉડી ગયું હતું, અને આ જોઇ રાથની છાતીમાં તેની બેદરકારીનો એક ચમનો તુટો. તુરતજ તે પોતાનાં ઝુંપડા તરફ ફ્રીયો અને ત્યાંથી થોડાંક હથીયારો લાવીને તે ઝુપડાંને દરૂસ્ત કરવા લાગ્યો. આ ઝુપડું તેને મનસે એક પવીત્ર ચીજ

હતી, અને જેમ એક ધર્મી સાધુ પોતાના ગુરૂના પવીત્ર મંદીરના દરવાજા આગલ આસ્થા અને ધાસ્તીથી ધ્રુજે છે, તેમ તેમ ધ્રુજતો તે આ ઝુંપડામાં દાખલ થયો. સ્ટેલાનાં ગયા પછી તે પેહેલ્લીજ વાર ત્યાં દાખલ થયો હતો. ટેબલ ઉપર તેણીની ટોપી, એક અર્ધો સીવેલો ફ્રોક અને શર્ટ સોય દોરો વગેરે સઘળું એમનું એમ પડેલું હતું, અને તે સઘલી ચીજોને હાથ લગાડતો રાથ તેણીનાં બીછાણા આગલ આવી ઉભો, અને તે સરખો કરવા લાગ્યો. પણ ત્યાં તકીયા નીચેથી તેને પેલો પતરાંનો દાબડો મલીયો. તે દાબડો જોતાંજ તેને મીસીસ મોરડાન્ટનાં છેલ્લા શબ્દો ધ્યાણ આવ્યા. હા, તેમાં કાંઇ ભરમ સમાયો હતો. પણ તે ભરમ સ્ટેલાનો હોવાથી તેને ભોંયમાં એક ખાડો ખણીયો, અને તેમાં પેલા દાબડાને ગુંગળાતી છાતીએ દાટી દીધો.

તેનાં એકાંત વાસમાં એકાએક કાંઇ ખલલ પડી. તેને દુર બંદુકનો એક ધડાકો સાંભળાયો, અને તે અજાયબ થયો. પણ બીજીજ પળે કદાચ ઇંનડયન્સો ત્યાં આવતા હશે એવું વીચારીને તેને આ અવાજની કાંઇ ઝાઝી દરકાર કીધી નહિ. પણ તે ધડાકો પાછો થયો, અને હવે રાથ ચુપ બેસી શકયો નહિ. પોતાની બંદુક ઉપાડીને તેને તે અવાજની દીશા ગમી ચાલવા માંડયું, અને જયારે તે ઘણે લાંબે છેટે દુર નીકળી ગયો, ત્યારે તેને માલમ પડયું કે રીંછનું એક ટોળું એક ઘોડા તરફ ધસ્યું જતું હતું. તે ઘોડા ઉપર કોઇ પણ સવાર હતો નહિ, અને રાથ હજુણુ તો કાંઇ કરી શકે તે અગાઉ આ ઘોડો તે ઝનુની રીંછોનો ભોગ થઇ પડયો. ત્યાર પછી તે રીંછો કોઇ બીજી તરફ ધસ્યાં, અને રાથને તે તરફ જોતાં માલમ પડયું કે એક જવાન આ જંગલી હેવાનોથી પોતાની જીંદગી

બચાવાની જીવતોડ કોશેશ કરતો હતો. તેના હાથની બાજુ-માંથી લોહી વેહતું હતું, તેનાં કપડાં લગભગ ફાટી ગયાં હતાં, અને જયારે તે ટોળાંમાંનાં એક સઉથી મોટાં રીંછે તેની ઉપર હુમલો કરીયો, ત્યારે આ જવાનના હાથમાંથી પોતાની બંદુક પડી ગઇ, અને તે લાઇલાજ જમીન ઉપર તુટી પડયો. પણ રાથે આવા કાંઇ બનાવની આશા રાખી હતી. એક પળ વારમાં તેને પોતાની બંદુક ખભાં ઉપર ઉંચકી, અને બરાબર નેમ લઇને, તે હેવાનનું મસ્તક ઉરાડી નાંખ્યું. આ બનાવથી બાકીનાં બીજાં રીંછો બીહને નાશી ગયાં, અને રાથ થોડાજ વખતમાં પેલા જવાનને અજાયબીથી જોતો તેની બાજુમાં ઉભો. તે એક ખુબસુરત જવાન હતો, અને જો કે થાક અને બીહીકથી તેનો ચેહરો ભળી ખાધેલો દીસતો હતો, છતાં રાથને જોતાં તે જવાનના ચેહરા ઉપર સેહજ હસવું ફેલાઇ નીકળયું કે જેવું હસવું એક બાહદુર માણસના ચેહરા ઉપર ગમે એવા ભયંકાર સંજોગો વચ્ચે પણ પ્રગટી નીકળે છે.

"તમે મારી જીંદગી બચાવીછ સાહેબ" તે અજાણ્યો હાંફતાં બોલ્યો, "કારણ બીજી વધુ એકજ પલ, અને હું આ રીંછોનો મારા ઘોડાની માફક ભોગ થઇ પડતે."

રાથ પોતાની બંદુકનો ટેકો લઇને આ જવાનને તેની રાબેતાની ગંભીરતાથી જોતો ઉભો.

"તમુને કાંઇ ઇજા થઇછ?" તેને આખરે પુછીયું.

"નહિ સાહેબ પણ હું લગભગ મરણતોલ હાલતે આવી પુગયો છું, અને તમાંથી મને બચાવા માટે હું એકવાર ફરીથી તમારો આભાર માનું છું."

"તમે હમણા કયાંથી આવ્યા, અને હમણા કયાં જાઓ છો?" રાથે પુછાયુ.

"હું "વીકટોરીયાથી" આવ્યો છું, અને વેલ હું કયાં જાઉં છું તે તો મને પોતાનેબી ખબર નથી." તે જવાન બોલીયો "હું કાંઇ શાહસકર્મની શોધમાં નીકળયો છું, અને ઇનશાલ્લા, મને તે કેવું ભારી પડી જતે તે હું વીચારી શકતો નથી, હું ધારૂંછ કે તમે હયાંજ કેઠે રહો છો."

"હા. અને હું તમુને મારી સાથે લઇ જવા માંગુંછ." રાથ ધીમેથી બોલીયો.

"પણ તમારૂં ઘર ઘણે દુર છે કે? કારણ હું તદન થાકી ગયો છું, અને આજે છેલ્લાં ત્રણ દીવસ થયાં મેં અનાજનો એક પણ દાણો મારા મોઢાંપર મુકયો નથી." તે અજાણ્યો બોલીયો.

"નહિ. હું હયાં નઝદીકમાંજ રહું છું, અને હમણા તમારાં ભોજન માટે પુરતો બંદોબસ્ત કરવામાં આવશે."

ત્યારપછી તેઓ એક બીજાની જોડેજોડ ચાલવા લાગ્યા, અને આ જવાનને જોઇને રાથને કાંઇ અજબ રીતનો સબ્બારો મળીયો, કારણ ખુદાએ ગોયા સ્ટેલાની ગેરહાજરીનો ખાડો પુરવા આ જવાનને તેવનાં તરફ મોકલી આપ્યો હતો.

"હયાં નઝદીકમાં કોઇ ગામડું છે કે?" તે જવાને પુછીયું.

"નહિ"

"ત્યારે આપણે કયાં જઇયે છીએ?"

"મારા ઝુંપડામાં"

"હા, હું બરાબર તમારી ફેમીલી આગળ.

"નહિ, હું હયાં તદન એકલો રહું છું."

"એકલા?" તે જવાને અજાયબીથી પુછ્યું.

"હા, મારી સાથે હમણા કોઇ પણ આદમી નથી."

"ઓહ, ત્યારે અજબ છે કે તમે હજીુણ સુધી જીવતા કેમ રહયા."

પણ રાથે કાંઇ જવાબ આપ્યો નહિ. તેઓ હવે ઝુંપડાં નઝદીક આવી પુગ્યા હતા, અને અલબત, જે ઝુંપડાંમાં સ્ટેલા રહી હતી તેજ ઝુંપડાંમાં હવે રાથે પોતાના આ નવા સાથીને આશરો આપ્યો.

તેઓ તે ઝુંપડામાં દાખલ થયા, અને રાથ પોતાનાં આ પરોણા માટે એક ચીકન પકાવાની તઇયારી કરવા લાગયો.

"હું તમુને ઘણી તસદી આપુછું, પણ તમે શું દરેક ચીજ તમારે હાથેજ કરોછ."

"હા, મને મદદ કરનાર હયાં બીજું કોઇ નથી." રાથ સેહજ ધ્રુજતા અવાજે બોલીયો.

"કેવું અજાયબ જેવું" તે જવાન બ્બડબડયો.

આખરે પેલું ચીકન તઇયાર થયું, અને આ બંને જણા સામસામી જમવા બેઠા.

"આ ખાણું લેવા અગાઉ આપણે એક બીજા સાથે ઓળખાણ કરીશું." તે અજાણીયો બોલીયો "તમારૂં નામ શું?"

"રાથ રૈન" રાથે જવાબ આપ્યો.

"અને મારૂં નામ **એડવર્ડ બ્રાયન** છે."

---

## પ્રકરણ ૧૭ મું.

બંને એક બીજાને **આતુરતાથી** જોતા બેઠા. રાથને આ જવાનનો ચેહરો, તેનું ભોળું નીરદોશ બોલવું, અને તેનો સાદો દેખાવ બહુજ પસંદ પડયો, જયારે એડવર્ડ પણ રાથનાં એક જાતનાં ગંભીર અને શોકાતુર દેખાવથી તેની તરફ વખાણુ

અને દયાંની લાગણીથી ખેંચાઇ ગયો હતો. આ જવાન તદન એકલો રેહતો હતો, એ જોકે માનવું ઘણું મુશકેળ હતું, છતાં રાથનો તોર અને દમામ જોઇને એડવર્ડની ખાત્રી થઇ કે તે કાંઇ જંગલી હતો નહિ, પણ કોઇ ઉંચ ખાનદાનનો નબીરો દીસ્તો હતો.

"આ ઝુંપડું ઘણું સુંદર છે" એડવર્ડ આખરે તે ચુપકીદી તોડતાં બોલ્યો "અને હું ધારૂંછ કે તમે હયાં ઘણાં વખતનાં રેહતા હોવા જોઇયે, રેન.

"મને યાદ છે ત્યાં સુધી હું હયાંજ રહુંછું" રાથ બોલીયો "પણ તમે મને રાથ કરીને બોલાવો તે વધારે સારૂં"

"ઠીક ઠીક રાથ અને તમે પણ મને ફકત એડવર્ડનાં નામથીજ બોલાવશો. મારી ખાત્રી છે કે તમે હયાં તદન એકળા તો નહિ આવ્યા હશો."

"નહિ હું મારા પીતા સાથે રેહતો હતો તેવણ આજે થોડા મહીનાં થયા ગુજરી ગયાછ."

"અને ત્યાર પછી તમે કોઇપણ ઇનશાનને દીઠું નથી? માફ કરજો, રાથ પણ તમારો કીસ્સો મને એટલો તો અજાયબ જેવો લાગેછ કે તમુને સવાલ પુછવા હું મારી જીગ્નાશા થોભાવી શકતો નથી."

"નહિ–અ–હા" રાથ વીચાર કરતાં બોલીયો "મારા પીતાનાં મરણ પછી હયાં કોઇ બે જણા આવ્યાં હતાં."

અને તે મનમાંજ ખુશી થયો કે સ્ટેલાની સઘળી ચીજો છુપાવી દેવા માટે તેણે ઘણુંજ નેક કામ કરીયું હતું. તે વ્હાલી ચીજો ઉપર તો કોઇની પણ અપવીત્ર નજર પડવી જોઇયે નહિ!

"તેઓ કયાં ગયા?"

"તેઓમાંનું એક જણ મરી ગયું, જયારે બી–ઇ–જું"

રાથનો અવાજ ધ્રુજવા લાગ્યો હયાંથી ચાલી ગયું."

"તમુને એકલા મુકીને તેવણ ચાલી ગયા. ઘણુંજ શરમ ભરેલું. એ રાથ જો તમે મને હવે તમારી સાથે રાખવા ખુશી હો, તો હું તમુને દરેક રીતની મદદ કરશ, અને તમારાં દુખ અને મુશકેલીનાં વખતમાં તમુને કદીમી છોડી જવશ નહિ."

"હું એ સમજી ખુશી છેઉં" રાથ બડબડયો.

તેઓ જમી રહયા, અને એક સગડી આગળ બેસીને એડવર્ડ હવે પોતાનો હેવાલ કેહવા લાગ્યો. તેને જણાવ્યું કે તે સર ગીલબરટ બ્રાયનનો બીજો દીકરો હતો, અને તેનાં બાપની પઇસા ટકા બાબદની હાલત કાંઇ ઘણી સારી ન હોવાથી, તેને પોતાનું ભોગવી લેવું પડતું હતું, કારણ તેનાં પીતાની સઘળી પુંજી તો તેના વડા ભાઇને મળનાર હતી.

"દોલતની શોધમાં આ મારો બીજો ફેરો છે" તે બોલતો સંભળાયો "અને પેહેલ્લી વેળા મને જે અનુભવ મળીઓ હતો તે ઉપરથી હું મારૂં વતન કદીમી છોડી આવને નહિ, પણ ફક્ત એકજ સંજોગે મને તેમ કરવાની ફરજ પાડીજી." એડવર્ડ નીસાસો નાંખતાં બોલીયો "રાથ, હું ધરૂંછ કે હું તમુને ઉપયોગી થઇ પડશ, કારણ મારી પેહેલ્લી મુસાફરી દરમ્યાન મને લગભગ દરેક કામનો અનુભવ મળી ચુકયો છે. ટુકમાં આય મારી સઘળી હકીકત છે."

અને આટલું બોલતાં તેને શેકહેંડ માટે પોતાનો હાથ રાથ તરફ લંબાવ્યો. એક વાર ફરીથી તેઓ સામસામાં ઉભા, અને એડવર્ડ પોતાનાં દોસ્તનો કદાવર આકાર વખાણથી જોતો ઉભો.

"તમારી ઉંચાઇ કેટલી છે રાથ?" તેને પુછીયું.

"કોણ જાણે."

"હું ધારૂંછ કે ખાસ્સી ૭ ફીટ ત્રણ ઇંચ હોવી જોઇયે, અને તમારો ચેહરો પણ કેવો સોહામણો છે, છતાં મને તે જરા ફીકકો દેખાયછ."

"હશે."

"અને તમારી ઉંચાઇ જોતાં મને તમારૂં બદન ઘણું પાટલુ લાગેછ"

"હા. છેલ્લાં કેટલાંક અઠવાડયાં થયાં હું જરા કમજોર બનીયો છું."

અને એડવર્ડ આ જવાનને કાંઇ ગુચવાડાથી જોતો ઉભો.

"તમારૂં નામ શું કહ્યું" તેને પુછીયું.

"રાથ રેન."

"રાથ રેન" એડવર્ડ તે નામ બે ત્રણ વખત પાછું બોલીયો "તમે કોઇ રેતન કરીને નામ સાંભળયું છ? મને તમારો ચેહરો મારા એક દોસ્તની આબદ યાદ આપે છે. તેવણ લોર્ડ રેતનને નામે હમણા ઇંગલેંડમાં જાણીતા છે. તમારી ખાત્રી છે, રાથ કે તમે આ માણસને નથી ઓળખતા?"

"નહિ હું મારા પીતા સીવાય બીજા કોઇને પણ ઓળખતો નથી."

અને ત્યાર પછી વાત હયાંજ અટકી. રાથ પોતાની ખુરસીમાં ઉંઘનાં ઝોકા ખાવા લાગયો. અને થોડો વખત પછી આ બંને જણા પોતાને બીછાણે ગયા.

બીજી સહવારે એડવર્ડ પોતાનાં દોસ્ત કરતાં વેહેલ્લો જાગ્યો, અને નાસ્તાની તઇયારી કરવા માંડી. રાથ તેને આવી રીતે કામે લાગેલો જોઇ ઘણો ખુશી થઇ ગયો.

"તમે ગઇ રાતે બરાબર ઉંઘાયા હતા નહિ. રાથ. મેં તમુને ઉંઘમાં કાંઇ બોલતા સાંભળ્યા હતા." એડવર્ડે કહયું.

"હું શું બોલતો હતો" રાથે આતુરતાથી પુછીયું.

"કોણ જાણે, મેં તે કાંઇ સાંભળયું નહિ. કારણ જે ચીજ મારા કાનને માટે ન હોય તો તેવી ચીજ જાણવાને હું કદીથી ઉલટ રાખતો નથી."

"ઘણી સારી ટેવ" રાથ ધીમેથી બોલીયો.

પણ એડવર્ડને માલમ પડયું કે ત્યાર પછી રાથ ઘણો ગંભીર બની ગયો. નાસ્તા ઉપર પણ તેને થોડીજ વાત કીધી, અને જ્યારે તેઓ બંને પોતાનાં કામે ગયા, ત્યારે પણ તે ઘણાજ થોડા અને ધીમા અવાજે, એડવર્ડને તેનું સઘળું કામ સમજાવતો હતો.

અને એડવર્ડ તે દરેક કામને લાયક જણાયો. તે ઘણાજ થોડા વખતમાં રાથને દરેક રીતે મદદગાર થઇ પડયો, અને રાથ પોતાનાં આ નવા સોબતીથી ઘડીભર પોતાનું દુખ ભુલી શકયો. આ પ્રમાણે દહાડાઓ વેહતા ગયા. તેઓનાં કામ દરમ્યાન તેઓ કાંઇ તાહેલું ચલાવીને પોતાનું કામ ઘણુંજ આશાન કરી નાંખતા હતા, અને ખસુસ કરીને એડવર્ડની જબાં તો હંમેશા ચાલતીજ રેહતી. પણ વારંવાર આ જવાના પોતાનું કામ કરતાં અટકી જતા હતા. રાથ સ્ટેલાનાં વીચારમાં પોતાની સામે નજર કરતો ઉભો રેહતો હતો, જ્યારે એડવર્ડ પણ દીવસના અને રાત જાગૃત હાલતમાં મેરીનો સ્વપનો જોતો હતો. તેણી હમણા શું કરતી હશે, તેણી તેને યાદ કરતી હશે કે ? એ વીચારો તેનાં મગજમાં ભમ્યા કરતા હતા, પણ તેની ખાત્રી હતી કે લેડી મેરી એક એવી છોકરી હતી, કે જે એક વેળા પોતાનું અંતકરણ કોઇને આપી દેવા પછી કદી પણ તેને બેવફા થઇ શકેજ નહિ.

એક દીવસે એડવર્ડ કાંઇ શેકારની શોધમાં નીકળ્યો,

અને રાથ પોતાનાં ઝુંપડાંમાં લેશન કરતો બેઠો હતો. પણ થોડાજ વખતમાં એડવર્ડ પાછો ફરીયો, અને રાથનો સવાલ તેનાં હોઠ ઉપરજ અટકી ગયો, કારણ એડવર્ડનો ચેહરો તદન ફીકકો હતો, તેનાં હોઠો ધ્રુજતા હતા, અને હમણા જાણે સેંકડો માઇલ દુરથી દોડી આવ્યો હોય એવી રીતે તે હાંફતો હતો.

"રાથ, રાથ" એડવર્ડ ધસારાબંધ તેની આગળ આવતાં બોલીયો "મને આજે તમુને એક ઘણીજ ખુશખબર આપવીછ. હમણાં હું જયારે કોઇ શેકારની શોધમાં જતો હતો, ત્યારે ફુલોથી ભરાયલી એક ગીચ ઝાડી આગળ આવતાં મને કાંઇ ઠોકડ લાગી. ત્યાં શું પડેલું હતું તે જોવા હું વાંકો વળીયો, અને મને એક પીળો ચળકતો પથ્થરનો ટુકડો મળીયો. જોવ આ રહયો તે."

એડવર્ડે તે તુકડો રાથની સામે ટેબલ ઉપર મુકયો, અને તે તરફ આતુરતાથી જોવા લાગયો.

"એ રાથ આંય સોનાનો ટુકડો છે" તેને આગળ ચલાવ્યું "આજથી હવે આપણે બંને લખોપતી થઇ ચુકયા છીએ. અરે પણ તમે કાંઇ બોલતા કેમ નથી? હું જયારે આ શોધથી લગભગ દીવાનો બની ગયો છું, ત્યારે તમે તો તદન શાંત છો. એ બોલો તમે એ વીશે કાંઇ જાણોછ કે?"

"હું જાણુંછ" રાથ ધીમાં અવાજે બોલીયો.

"તે-તમે જાણોછ?" એડવર્ડ ગભરાઇ જતાં બોલીયો.

"હા, છેલ્લા કેટલાક મહીનાં થયા હમુને-અ-મને આ સોનું મળીયું હતુ."

"અને તો પણ તમે ચુપ બેસી રહયા. રાથ તમે તો એક ચીચીત્ર આદમી છો." એડવર્ડ મોટે સાદે હસી પડતાં

બોલ્યો "ઓહ આ સોનાની શોધ મારે માટે કેટલી કીંમતી છે, તેનો તમુને તો જરાપણ ખ્યાલ નથી. મારે મનસે આ પૈસો દોલત અને સુખ છે, મારી આશાનું મધુર મુળ છે. અરે એજ ચળકતી ચીજ મેળવવા હું મારા માતપીતા અને દેશને છોડી હયાં જંગળમાં આવી વસ્યોછું, કારણ મારી સઘળી આશા મારી તવંગર હાલતમાં સમાઇ જાય છે. હું જો ચાહતે તો ઇંગલેંડમાંજ કાંઇ નોકરી કરીને મારૂં ગુજરાન આશાનીથી ચલાવી શકતે. પણ નહિ મને તો એક મોટી દોલત જોઇતી હતી. કારણ જે છોકરીને હું ચાહુંછ, તે દોલત વગર મને મળી શકનાર નથી. ઓ રાથ પ્યાર શું ચીજ છે તે તમે સમજો છો. નહિ નહિ તમે તો તમારી આખી જીંદગી કોઇપણ સ્ત્રીની સંગત વગર પસાર કીધી છે."

રાથ એડવર્ડને અજાયબીથી જોતો બેઠો. તેને યાદ આવ્યું કે સ્ટેલા પણ આ શોધથી ઘણી ખુશી થઇ ગઇ હતી.

"ઓ રાથ, મોહબતની મજાહ હજુણ તમારાં નશીબમાં નથી" એડવર્ડે ચલાવ્યું "ધારો કે તમે એક છોકરીને દીઠી. તમે તેણી તરફ ખેંચાઇ ગયા, અને તેણી તમારી નજરમાં એટલી વ્હાલી અને ખુબસુરત દેખાય કે જેનાં વગર તમુને ચાલે નહિ, તેણીની એકજ નજર તમારે મનસે જીંદગી ભર સુખ મીસાલ હોય, તેણીના વખાણનો એકજ શબ્દ તમારા અંતકરણમાં ખુશાળી બરપા કરતી હોય, અને ફકત તેણીને શેકહેંડ કરતાં તમે રગેરગ ધ્રુજતા હોવ તો તેની લાગણીને પ્યાર કહે છે, પણ અલબત એ સઘળુ તમે જાણુતાં નથી. પણ શું છે, રાથ?"

રાથ એકાએક ફીકકો પડી ગયો હતો, અને તે ધ્રુજવા લાગયો.

"હું તે જાણુંછ" તે મુશકેલીથી બોલીયો "હા મને પણ એમજ લાગયું હતું."

"શું ઉં ઉં. એ તમે શું બોલોછો. હું નહિ ધારતો કે તમે કદી પ્યારમાં પડયા હેવ." એડવર્ડે અજાયબીથી પછીયું.

રાથ એકાએક ખડો થયો, અને એડવર્ડને તેનાં ખભાંમાંથી પકડીને ખુબ હલાવી નાંખ્યો.

"યુ-ઉ-પ" તે બોલીયો "હું એ બધું સમજું છ, હું જાણું છ. લેવ, તમે આ સોનું લઇ લો, પેલી છોકરી આગળ જાઓ, તેણીને પરણીને સુખી થાઓ, જ્યારે હું તો—" તે વધુ બોલી શકયો નહિ, અને એક ઝટકે પોતાની બાજુની ખુરસીમાં બેસી ગયો.

"લઇ લેવો, એડવરડ લઇ જાવ. આ સોનું મને તદન નકામું છે."

---

# પ્રકરણ ૧૮ મું.

એડવરડે તેની ગમ ધ્યાણથી જોયું. તે તુરત સમજી ગયો કે રાથનાં આ શબ્દોમાં કાંઇ ભેદ સમાયલો હતો.

"જોવ, રાથ" તે આખરે બોલ્યો "એક આદમી કે જે એમ કહે કે આ દુનીયામાં તેને સોનું કાંઇ પણ ખપતું નથી, તો તે એક મોટો ઠગારો હોવો જોઇએ, યા તો એક મોટો ફીલસુફ હોવો જોઇએ."

"પણ આ કાંઇ દુનીયા નથી, આ તો દુનીયાની બહાર એક એકાંત ટાપુ છે" રાથ ધીમેથી બોલ્યો.

"પણ તેથી કાંઇ એમ ઠરતું નથી કે તમે હંમેશ સુધી હયાંજ રેહનાર છો. હા, હમણા જો તમે એક જંગલી આદમી હતે તો એક જુદીજ વાત હતી, પણ-પણ દોસ્ત રાથ, તમે તો એક ગ્રહસ્થ છો, અને તે ઉપ્રાંત તમે જવાન અને જોરાવર

છે. બેશક તમારા જેવા આદમી ઈંગલેંડમાં જડવા ઘણા મુશ્કેલ છે. રાથ, હવે જ્યારે આપણે દોસ્ત બનીયાછ, બંને સાથેજ તવંગર થયાછ, તો ચાલ દોસ્ત હવે આપણે સાથેજ ઇંગલેંડ જઈયે આહ, પૈસા, પૈસા તો ત્યાં જે ચાહે તે ચીજ કરી શકેછ."

રાથે વીચારમાં ભવાંનો ચીલ્લો ચઢાવ્યો.

"પણ તમે તો કેહતા હતા કે આ સોનુ તમે જે છોકરીને ચાહો છો તેની સાથે પરણવાને માટે જોઈયે છે" તે બોલીયો.

"હા" એડવર્ડે કહ્યું "અને ખુદા સાહેદ છે કે મારી જીંદગીની આ એકજ ઉમેદ છે; દોલત મેળવવાની મારી એજ નીશતા છે. પણ રાથ તમે હજુણ નાદાન છો. મારી સાથે ઇંગલંડ આવ્યા પછી કદાચ કોઇ છોકરી તમુને પસંદ પડશે અને જેમ હું મારી પ્રીયાને મેળવવા હાડમારી અને મુશકેલી ખમીને હયાં તલક આવ્યો છું, તેમ તમે પણ તેણીને મેળવવા મારી માફક યત્ન કરશો."

"મુંગા રહો" રાથ પોતાનાં જુસ્સા સાથે ગોયા લડાઇ કરતાં બોલીયો "હું તમારી એવી વાત સાંભળવા માંગતો નથી. હું—હું——"

તે બોલતો અટકયો, અને બંને હાથે પોતાનું મોહુ ઢાંકીને અત્યંત નાસીપાસીથી બેઠો.

"માફ કરજો રાથ, પણ મેં તમુને એવું તે શું કહયું કે જેથી તમુને આટલું બધું દુખ ઉતપન થયું છે. મારી નીશતા તમુને જરા પણ દુખી કરવાની હતી નહિ. પણ હવે જ્યારે તમે મારી સાથે આવવા ના કહો છો, ત્યારે હું તમુને એકલાને હયાં કદીબી છોડી જવશ નહિ. દોસ્તી એક ખુદાઇ બક્ષેશ છે, અને પોતાની મતલબ પાર પાડવા ફકત ગરજયા

દોસ્તોને હું ધીક્કારૂં છું. એ રાથ હવે હું આ સોનાની શોધ બનતાં સુધી ભુલી જવાની કોશેશ કરશ. આપણે સાથેજ હયાં રહીશું અને એકબીજાને મદદ કરીને આપણે વખત પસાર કરશું."

એડવર્ડનાં શબ્દોએ રાથ ઉપર ઘડી ઉંડી અસર કીધી. તે તેની તરફ ફરીયો, અને બીજી વેળા આ બંને દોસ્તોએ મુંગે મોહડે શેકહેંડ કરી.

"નહિ" રાથ કાંઇ પકો વિચાર કરીને બોલીયો "નહિ. આ સોનું તમારૂંજ છે. અને તે લઇને તમારે ઇંગલંડ જવુંજ જોઇયે. હું તો હયાંજ રેહનાર છું, અને કાંય, તે હું તમુને જણાવીશ" તે એક ઉંડો નીસાસો નાંખતાં બોલીયો. "તમારા હયાં આવવાની અગાઉ મને એક બીજો સોબતી મળયો હતો. તેણી એક જવાન બાનુ હતી. એક દીવસે રાતે તેણી પોતાની મા સાથે એક મછવામાં આ ટાપુ ઉપર ઘસડાઇ આવી. પેહેલાં તો હું તેઓને બચાવા નારાજ હતો, કારણ મારા પીતાએ મને સ્ત્રીઓથી દુર રેહવા ચેતાવ્યો હતો."

એડવરડ અજાયબીથી કાંઇ બડબડતો સંભળાયો.

"પણ આખરે મારૂં કાંઇ વળ્યું નહી. અને તેઓને હયાં રેહવાની ફરજ પડી. હમે—એટલે પેલી છોકરી અને મેં એક બીજા સાથે એવી ગોઠવણ કરી કે જાણે તેણી એક છોકરો હોય, તેમ હમારે બેઉ જણે એકેકની સાથે વરતવું. આ ગોઠવણ ઘણી ફતેહમંદ નીવડી, અને તેણી મને ઘણી મદદ કરતી હતી."

તે એક પળ થોભ્યો. સ્ટેલાની યાદ તેનાં મગજમાં પાછી તાજી થઇ હતી, અને તે યાદ કરતાં તેની આંખમાં લગભગ આંસુઓ આવ્યાં હતાં.

"હમે આખો દીવશ સાથેજ ફરતાં હતાં" એક ખંખાર સાથે રાથે આગળ ચલાવ્યું "અને તેણીનાં આવવાની અગાઉ હું જે જીંદગી ગુજારતો હતો, તેનાં કરતાં કાંઇ જુદીજ રીતે હું તેણીની સાથે રેહવા લાગયો. હું તે વેળા સુખી હતો. પણ તે સુખનું મને ભાણ હતું નહિ. હમે એકલાંજ ફરતાં હતાં, કારણ તેણીની માતા ઘણી બીમાર હતી. આખરે તેણી હયાં મરણ પામી, અને હમો બંને તદન એકલાં પડયાં."

એડવરડે પોતાની ખુરસી રાથની વધુ આગળ ખેંચી. અત્યાર સુધી તો તેણે આ એકમાર્ગી જવાનની જીંદગીને તદન લુખ્ખી અને કાંઇ પણ અસાધારણ બનાવ વગરની લેખી હતી, પણ હમણાં તે પોતાને વીશે એવી વાત કેહતો હતો કે જે નોવેલમાંજ બની શકે!

"તદન એકલાં" એરવર્ડે અજાયબીથી પુછીયું.

"હા, હમારા સીવાય હયાં બીજું કોઇ પણ ઇનશાન હતું નહિ, અને હમે તે વેળા તદન સુખી હતાં. પણ—પણ એક દહાડો——"

રાથ એકાએક બારણા તરફ ફરીયો, અને તેની વાત જાણે કોઇ સાંભળતું હોય એવી રીતે બારણાની બાહર નજર કરીયા પછી, તે પાછો પોતાને જગે આવીને બેઠો.

"એક દહાડો તેણી માછલી પકડવા એકલી ગઇ. એકાએક તોફાન થઇ આવ્યું, તેણી દરીયામાં ધસડાઇ ગઇ, અને હું તેણીને ખોઇ બેઠો."

"અફસોસ, તેણી ડુબી ગઇ હશે" એડવરડ ધીમેથી બોલીયો.

"કોણ જાણે. મેં તેણીને શોધવાની ઘણીભી કોશેશ કીધી, પણ ફોકત, ફોકત."

આ છેલ્લા શબ્દો રાથ એવી તો દલગીરીની અચુક લાગણીથી બોલીયો, કે એડવરડની આંખમાં પણ પાણી આવી ગયાં. તે તુરતજ ખડો થયો, અને દીલાસા માટે તેને પોતાના દોસ્તનાં ખભાં ઉપર હાથ મેળીયો.

"મારા ગરીબ રાથ તમે કેવું ખમ્યું છે. હા, હવેજ મને માલુમ પડે છ કે તમારો આ ફીકકો ચેહરો અને પાટલું બદન શાને આભારી છે. હું જો તમારી જગયાએ હતે તો જરૂર દીવાનો થઇ ગયો હતે."

"હું પણ તેણીનાં ગયા પછી લગભગ દીવાનાની માફકજ રેહતો હતો. મારી સઘળા લાગણી મંદ થઇ ગઇ. બસ હું ફકત એટલુજ જાણતો હતો કે હું તે વેળા મોહતની આતુરતાથી રાહ જોતો હતો."

એક પળ ત્યાં ચુપકીદી ફેલાઇ.

"અને તમે તેણીને કદી પણ કહ્યું નહિ કે તમે તેણીને ચાહતા હતા?"

"ન-નહિ. એ વીશે તેણીનાં ગયા પછીજ મને ખબર પડી."

"હું મારાં ખરા અંતકરણથી તમારે માટે દલગીર છું, રાથ, પણ શું તેણીએ તમો ઉપર કાંઇ એશારો નહિ કીધો?"

"નહિ હું નહિ ધારતો કે તેણી પણ એ બાબદમાં મારાં કરતાં વધારે ચાલાક હોય."

"તેણીનું નામ શું છે?"

"સ્ટેલા, સ્ટેલા મોરડાન્ટ" રાથે ઘણા ધીમાં અવાજે જવાબ આપ્યો.

"તેણી કયાંથી આવી હતી?"

"હું ધારું છ કે લંડન-ઇંગલેંડથી."

"તમે તેણી વીશે કાંઇ વધુ જાણોછ?"

"નહિ."

રાથને તે વેલા પેલો પતરાંનો દાબડો ધ્યાણ આવી ગયો. પણ તે કાંઇપણ બોલ્યો નહિ. એ તો સ્ટેલાનો ભેદ હતો તેનો નહિ.

"જોવ, રાથ" એડવરડ કાંઇ વીચાર કરતાં બોલીયો "હું તમુને કાંઇપણ ખોટી આશા આપવા માંગતો નથી. પણ મને લાગેછ કે તેણી ડુબી ગઇ નથી કદાચને હયાંથી જતી કોઇ સ્ટીમરે તેણીને ઉપાડી લીધી હશે અને તેણી હજુણ જીવતી હશે."

"રાથ કાંઇ અજબ લાગણીથી ધ્રુજવા લાગયો સ્ટેલ્લાને જીવતી વીચારતાં તેની રગેરગમાં લોહી અસાધારણ ઝડપથી ફરવા માંડયું.

"નહિ એ બની શકેજ નહિ, દરીયો ઘણો તોફાની હતો. અને હયાંથી કોઇપણ સ્ટીમર પસાર થતી નથી." રાથ બોલ્યો.

"પણ ધીરજ ધર એરાદર ખુદાનો હાથ લાંબો હશે તો તેણી હજુણ જીવતી હશે"

"હું નહિ ધારતો" રાથ ધીમેથી બોલ્યો.

"વ્હાલા દોસ્ત હું જોઉંછ કે તમે તદન નાસીપાસ થઇ ગયા છો. અને તે એક ધીમાં ઝેરની માફક તમુને કોત્રી ખાય છે" એડવરડે સમઝાવ્યું "હા, એજ હું તમારા ચેહરાપરની દુખની નીશાણી સમજુંછું. હુ હયાં આવ્યો તે દીવશે જો પેલાં રીંછોએ મારે બદલે તમારી ઉપર ગલ્લો કરીયો હતે તો હું નહિ ધારતો કે તમે મારા જેટલી હિમતથી તેઓ સાથે લડયા હતે અને મારા જેટલી તમારી જીંદગીને કીમતી ગણી હતે."

"નહિ. મેં તેમ કીધું હતે નહિ. પણ હવે——"

"હા, હવે તમુને સેહજ આશા મળી છે, રાથ, કારણ આવા સંજોગો વચ્ચેથી પણ ઘણા જણા બચવા પામ્યાં છે એવું મને ધ્યાણ છે."

"ત્યારે હું તેણીને શોધી કહાડવા ધારૂં છ" રાથ બોલીયો.

અને સ્ટેલા જાણે હમણાજ તેને મળનાર હોય એવી રીતે તે બારણા તરફ ફરીયો.

"ધીરે. ભાઇ ધીરે, એમ ઉતાવળે કાંઇ આંબા પાકતા નથી. આપણે તેણીનાં શોધમાં જઇયે તે અગાઉ આપણુંને પુરતી જોગવાઇ કરવાની છે, અને તે જોગવાઇ આ સોનું ખણી કહાડવામાં સમાઇ જાય છે. આપણે તે સઘળું એકઠું કરીશું, તે લઇને ઇંગ્લંડ જઇશું, અને પઇસો કે જે દરેક ચીજ કરી શકે છે—"

"સીવાય કે તે મુવેલાંને જીવતાં બનાવી શકતો નથી" રાથ તુરતજ બોલ્યો.

"તે પૈસાની બરકતથી આપણે સ્ટેલાને શોધી કહાડશું."

તે રાતે આ બંને જવાનો ઘણી ઉશકેરાયલી હાલતમાં હતા. રાથ ઘડીકમાં આશાથી ઉછળાઇ જતો હતો, જયારે બીજીજ પળે નીરાશીથી તેનો ચેહરો નખાઇ જતો હતો. એડવરડ તેને ધીરજ આપતો ગયો, જો કે તે પોતે પણ કાંઇ ઘણુ સારા "મુંડ" માં હતો નહિ, અને બીજી સહવારે જયારે તે પાછો જાગ્યો ત્યારે રાથ ઝુંપડાંની બાહર કુહાડી, પાવરા વીગેરે સઘળા અસબાબ સાથે ઉભો હતો. તે હમેશ માફક ઘણો ગંભીર હતો, છતાં કોઇ વેળા તેની આંખમાં એવી ખુશાલીના ચમકારા થતા હતા, કે તે જોઇ એડવર્ડ ગભરાઇ ગયો.

"ચાલો, આપણે હમણાજ શરૂ કરીયે" એડવર્ડને જોતાં તે બોલીયો.

"નહિ નાસ્તો લીધા પછી."

"મને નાસ્તાની જરૂર નથી."

"મારા વ્હાલા દોસ્ત આપણા કામમાં ઉતાવળ કરવાની કાંઇ જરૂર નથી સોનું ખણવું એ કાંઇ સેહેલ કામ નથી. એમાં તાકાતની જરૂર છે, કારણ એક વખત આવું કામ શરૂ કરીયા પછી આપણુને તેમાંથી ફારેગ થવા કદીબી ગમતું નથી,"

આખરે રાથ નાસ્તો લેવા કબુલ થયો, અને ત્યાર પછી આ બને જવાનો તેજ પીળી ધાતુની શોધમાં ચાલ્યા કે જે મેળવવા દરરોજ સેંકડો ઇનશાનો પોતાની આબરૂ સુખ અને જીંદગી પણ વેચી નાખવા તૈયાર થાય છે.

તેઓ તે જગયા આગળ આવી લાગ્યા અને જે થોડાક તુકડા સ્ટેલાએ દાટ્યા હતા, તે તુકડાઓ રાથે ઉપરથી પેહેલ્ને ખેંચી કહાડયા.

"આહ, ફકત આટલાજ તુકડામાં એક મોટી દોલત સમાઇ છે." એડવર્ડ તે જોતાં બોલીયો.

ત્યાર પછી તેઓએ ખોદવા માંડયું. કલાકો સુધી તેઓની કોદાળીનો અવાજ ચાલુ સંભળાવા કીધો. થાક અને પરસેવાથી તેઓનું બદન તદન અડી ગયું, જમવાનો વખત પણ કોણ જાણે કેઇ વેળા પસાર થઇ ગયો, અને તોબી બસ ખોદ-ખોદ-ખોદ. આખરે સાંજ પડી, અને પોતાની વળી ગયલી પીઠને સરખી કરતાં, તેઓ સારા દીવશની પોતાની મેહનતનું ફળ આતુરતાથી જોતા ઉભા. આહ, ત્યાં નક્કર સોનાનો એક ઢગ પડયો હતો, અને તે જોતાં તેઓનાં પાપણુ ઉડવા લાગયા. કારણુ ગમે એવા પણુ દાહયા અને નાદાન, અભણુ

અને ફીલસુફ, તવંગર યા ગરીબ, આ પીલી ધાતુ તરફ લોહચુંબકની માફક ખેંચાઇ જતાં પોતાને અટકાવી શકતા નથી, અને તોપણ આ બંને જવાનો ખુદ પોતાનાં સ્વાર્થને ખાતર ત્યાં કામ કરતા હતા નહિ. જે સુખ અને શાંતી આ દોલતની બરકતથી તેઓ મેળવી શકે, તેને માટે તેઓ પોતાની કોડાળી ઉંચકતા હતા નહિ, પણ ફકત એકજ ચીજ કે જેની આગળ દુનીયાની તમામ દોલત રદબાતલ છે, તેને માટે તેઓ પોતાની સઘળી તાકાત રેડી રહયા હતા, અને તે "પ્યાર" હતો. જે છોકરીને તેઓ ચાહતા હતા તેણીને માટે તેઓએ આ મુશકેલ કામ પોતાને માથે ઉપાડી લીધું હતું, કારણ પોતાની કોડાળીનાં દરેક ઠોકા સાથે રાથ, સ્ટેલાને હજુણ પણ જીવતી જોવાનો વીચાર કરતો હતો, જયારે એડવરડની બાજુ મેરીને મેળવવાનાં ખ્યાલથી મજબુત બની હતી.

આખરે આ સઘળું સોનું એકઠું કરીને તેઓ પોતાનાં ઝુપડાં તરફ ઘસડાયા, પણ ઉંઘવાને તેઓને અવકાશ હતો નહિ. બંને જણાનું મગજ કાંઇ સેંકડો વીચારોથી રોકાઇ ગયું હતું, અને જયારે એડવરડ મોડી રાતનાં પોતાની અર્ધ જાગૃત હાલતમાંથી બેદાર થયો ત્યારે તેને મોટી અજાયબી વચ્ચે રાથનું બીછાણું ખાલી પડેલું દીઠું. તુરતજ તે બાહર દોડયો, અને કીનારા તરફ આવી લાગતાં તેને રાથને પોતાંનાં બંને હાથો દરીયા તરફ લંબાવીને ઉભેલો દીઠો.

"હું આઉંછ, હું આઉંછ. સ્ટેલા" તે રાતના ભયંકાર એકાંતવાસ વચ્ચે બોલતો સંભળાયો.

ઘણી મુંશકેલીથી એડવર્ડ તેને ઝુંપડાંમા પાછો ફરવાને સમજાવી શકયો, અને ત્યાર પછી આ બંને જવાનો પોતાની પ્રીયાનો સ્વપનો જોતાં ભર ઉંઘમાં પડયા.

# પ્રકરણ ૧૯ મું.

સ્ટેલાએ પોતાનો મછવો કીનારા તરફ પાછો ફેરવવા ઘણીબી કોશેશ કીધી, પણ તે સઘળી વ્યરથ ગઇ. પવન ઘણો જોરમાં ફુંકતો હતો, દરીયો ઘણોજ તોફાની હતો, અને દર પળે તેણી આ ભયંકાર મોજાઓની દયા ઉપર રાથ અને તેના ટાપુથી દુર અને દુર ઘસડાતી ગઇ.

અને જો કે તેણી મોહતને કીનારે હતી, છતાં તેણી હીંમત હારી ગઈ નહિ. પવનના દરેક સુસવાતા સાથે તેની વધારે મજબુત બેસ્તી, પાણીના દરેક આંચકા સાથે તેણી બચવાનો યત્ન કરતી, અને તેણીની જગ્યાએ જો કોઇ બીજી છોકરી હતે તો તેણી અત્યાર અગાઉની ફક્ત ધાસ્તીથીજ બેભાન થઇ પડી હતે. પણ નહિ ધન્ય છે તેણીની હિંમતને કે આવી કતોકત ઘડી છતાં પણ તેણી રાથનો વીચાર કરતી હજુણ ટકી રહી હતી. શરૂઆતમાં તેણીએ વીચારયું, કે તોફાન સેહજ નરમ પડ્યા પછી રાથ તેણીને બચાવા આવવા માટે ચુકશે નહિ; પણ જેમ જેમ તોફાન વધતું ગયું, અને રાથનાં આવવાનાં કાંઇપણ ચીન્હ જણાયા નહિ, ત્યારે તેણી હિંમત હારતી ગઇ, અને ખુદાપર ભરોશો રાખીને તે દામાદોળ મછવામાં સ્થીર બેઠી.

આહ! હમણાં જો રાથ તેણીની બાજુમાં હતે, તો તેણી આવા તોફાનની સેહજ પણ દરકાર કરતે નહિ. પણ ખરેખર તો હમણા તેણી એકલાં હતી, આ તોફાની માહશાગરમાં ફક્ત એક ટીપાં મીસાલ હતી, કે જેનાં ભયંકર મોજાઓ તેણીને દરપળે દરીયાની તળેતીમાં મોકલી આપવાની ધમકી આપતા હતા.

ઉપર અને નીચે, આગળ અને પાછળ તે મછવો ધસડાતો ગયો અને ઘડીકમાં આશા તો બીજીજ પળે મોહતની ધાસ્તીથી સ્ટેલ્લા તેમાં ધ્રુજતી બેઠી. તેણીની જીંદગીનાં દરેક બનાવો હમણા તેણીની નજર સાંમેથી પસાર થઇ ગયા, અને તે બનાવોમાં, રાથ સઉથી મોટી જગ્યા રોકતો હતો. ઓ તેની સાથે આ ટાપુ ઉપરની તેણીની જીંદગી કેવી સુખવાસી હતી? તેણે તેણીની કેવી સંભાળ રાખી હતી, અને આ સઘળા માટે ઓહ, ફક્ત તેનો ઉપકાર માનવા, તેણી કોઇ છેલ્લી ટકની આતુરતાથી રાહ જોતી હતી. બસ, ફક્ત ઉપકારનાં એક શબ્દ પછી તેણીને પાછી આ દયાહીણ દરીયાની દયા ઉપર છોડી મેલવામાં આવે તો તેણી મરવા તૈયાર હતી, કારણ હમણા તેણીની બંદગી, ખુદા તેણીને મોહતમાંથી બચાવે એવી નહિ, પણ ફક્ત એકપળ રાથને છેલ્લી સલામ કરી આવવાની હતી!

"સાહેબજી રાથ. તને છેલ્લી સલામ વ્હાલા" સ્ટેલ્લા બડબડી.

તેણીની આંખ્યો બધ થઇ, અને બેભાણ તુટી પડી. તેણી આવી હાલતમાં કયાં સુધી પડી રહી તેનો તેણીને જરા પણ ખ્યાલ હતો નહિ, પણ જ્યારે તેણી પાછી સાવધ થઇ ત્યારે તોફાન નરમ પડયું હતું, પણ તેને બદલે ત્યાં ચોતરફ ધુમ્મસ ફેલાઇ રહ્યું હતું. દુખની એક હાય સાથે તેણીએ પોતાની હાલતનો વીચાર કીધો. હા, રાથ તેણીને બચાવા આવાં તોફાનની પણ દરકાર ન કરતાં જરૂર નીકળ્યો હશે રખેને તે ડુબી ગયો હોય? અને એકબાર્ગી જો તે આવા ફેજથી બચી ગયો હોય તો પણ તેણીની ખાત્રી હતી કે હવે તે તેણીનાં વગર જીવી શકશે નહિ. ઓ નહિ, નહિ. તેણીને લીધે રાથને એક ઘડી પણ કાંઇ દુખ ઉતપન થાય તેનાં કરતાં તો અરેરે, તેનાં

આંસુનું દરેક ટીપું પી જવા તેણી તૈયાર હતી, તેની વીપતીનું સઘળું ઝેર ગળી જવા તતપર હતી, અને ત્યાર પછી જરા પણ વીલંબ વગર પોતાને ગળે ફાંસો દઇને તેનાં સઘળાં સંકટને પોતાની સાથે દરીયામાં ડુબાડવા ખુશી હતી ! રાથ વગર જીવેલું શા ખપનું ? એક વાર ફરીથી તેણીએ પોતાની આંખ્યો બંધ કીધી અને ખરે મને મોહતને તેડું કરવા લાગી.

પણ મોહત કાંઇ આપણા બોલાવાથી આવતું નથી, તે તો પોતાનોજ વખત શોધે છે. એક નીશાશા સાથે તેણીની આંખ્યો પાછી ઉંઘડી, અને તે જાડાં ધુમ્મસનાં પડ આસપાસ નજર કરતાં સ્ટેલાએ પોતાની ઘણી નજદીકમાં એક સ્ટીમરનો અવાજ સાંભળયો. ખુશાળીનું એક લખલખું તેણીનાં બદનમાં વ્યાપી રહ્યું. આહ, જો તેણી બચવા પામે તો અ યજ સ્ટીમર મારફતે તેણી રાથને પાછી મળી શકશે. તેણીએ બુમ પાડવાની કોશેશ કરી, પણ ગળાંમાંથી અવાજ નીકળી શકયો નહિ. છેવટે પોતાની સઘળી તાકાત એકઠી કરીને તેણીએ પોતાનાં બંને હાથો ઉંચા કરીયા, અને એ બચાવ—બચાવ, બીજીજ પળે તેણી ખુશાળીથી પાછી બેભાણ થઇ પડી.

તે સ્ટીમર ઉપરથી કોઇએ તેણીને દીઠી હતી. ત્યાં દોડા-દોડ થઇ રહી. સ્ટીમરને તે મછવાની બાજુમાં લાવવામાં આવી, દોરડાંઓ નખાયાં, લંગર પડયું, અને સ્ટેલાને બચાવાની સઘળી તૈયારી થઇ રહી.

“ આ તો એક છોકરી છે ” સ્ટીમર ઉપરથી પોકાર થયા.

બીજીજ પળે એક જવાન દોરડાની સીડીની મદદ વડે સ્ટેલાની બોટમાં કુદી પડયો, તેણીનો બેભાણ આકાર પોતાનાં હાથમાં ઉપાડી લઇને સ્ટીમર ઉપર પાછો ફરીયો, અને તેણી જીવતી હતી એવી ખાત્રી થતાં તે સ્ટીમરપર ખુશાળીના પોકારો થઇ રહ્યા.

આવી રીતે સ્ટેલા બચી ગઇ હતી !

આ બનાવની બે દીવશ પછી જયારે સ્ટેલાએ પોતાની આંખ્યો પાછી ઉંઘાડી, ત્યારે તેણીને માલમ પડયું કે તેણી એક સ્ટીમરની સુંદર કેબીનમાં પડેલી હતી, જયારે તેણીની બાજુમાં એક જવાન બાનુ ઘણીજ આતુરતાથી તેણી તરફ જોતી બેઠી હતી.

"હું કયાં છું. તમે કોણ છો. રાથ કયાં છે?" સ્ટેલાના પેહેલ્લા શબ્દો હતા.

"તમે દોસ્તો વચ્ચે મારા ભાઇની બોત "કીંગફીશર" ઉપર છો." તે જવાન બાનુ બોલી "બહેન ફીકર નાં કરો, તમે તદન સલામત છો."

સ્ટેલાએ ફગળાયલે ચેહરે પોતાની આસપાસ જોયું. તેજ પળે તેણીની સામેનું બારણું ઉઘડયું. અને જે જવાને તેણીને બચાવી હતી, તે ત્યાં આવી લાગયો.

"કેમ સીસ, તેણી કેમ છે?" તેને ધીમાં અવાજે પુછીયું.

"છે, આસ્તે આસ્તે જરા સુધ્ધીમાં આવતી જાયછ. ગરીબ બીચારી."

એક પળ આ જવાને સ્ટેલાનાં બીછાણા તરફ નજર કીધી અને ત્યાર પછી તે નજર બીછાણાની બાજુમાં બેઠેલી બાનુ તરફ ફરીને આતુરતાથી પુછીયું.

"મારૂં કાંઇ કામ છે, સીસીલયા!"

તેની બેહન સેહજ હસી. તે આ સવાલ ગયા બે દીવશ દરમ્યાન કાંઇ સેકડો વખત પુછી ગયો હતો.

"નહિ. કાંઇ નહિ, સેસીલ" તેણીએ હંમેશ મુજબ જવાબ આપ્યો.

"મારૂં કાંઈ કામ પડે તો મને જરૂર બોલાવજે બેહન." આટલું બોલતાં તે એકવાર ફરીથી સ્ટેલા તરફ વીચીત્ર નજર કરીને ત્યાંથી ચાલી ગયો.

સ્ટેલાએ આ સઘળું એક જાતની મંદ લાગણીથી સાંભળ્યું હતું, અને તેના ગયા પછી તેણીએ પોતાની પાસે બેઠેલી સ્ત્રીને પુછીયું.

"હું કેટલો વખત થયો બીમાર હતી?"

"બે દીવશ થયા" સીસીલયાએ જવાબ આપ્યો "હું અને મારો ભાઇ તમુને જરા તતાર થયલાં જોવા ઘણાં આતુર છીએ. કારણ તમે પેલા મછવામાં કેવી રીતે આવી——" સ્ટેલાને ધ્રુજતાં જોઇને તેણી વધુ બોલતાં અટકી ગઇ "અંહ લેવ આ ગરમ દુધનું પ્યાલું તમુને ફાયદો કરશે."

સ્ટેલાએ તે પ્યાલું પોતાનાં હોથ આગળ લીધું.

"શાબાશ જોવ બધું પી જજો" સીસીલયા ખુશાલીથી બોલી.

"તમે મારી તરફ કેવાં માયાળું છો." સ્ટેલા બોલી "આય સ્ટીમરનું નામ શું, હું ભુલી ગઇ."

"ફીગરીશર" તેણીએ જવાબ આપ્યો "આ સ્ટીમર મારા ભાઇ સેસીલ ઉર્ફે લોર્ડ લેસલીની છે. હમણા તેવણજ તમારી આગળ આવ્યા હતા. મારૂં નામ સીસીલયા છે. પણ તમારૂં નામ શું?"

"સ્ટેલા મોરડાન્ટ" તેણીએ કહ્યું અને ત્યારપછી જાણે એકાએક તેણીને કાંઇ યાદ આવ્યું હોય તેમ પુછીયું "હમણા આપણે કયાં જઇયે છીએ?"

"ઈંગલંડ" સીસીલયાએ જવાબ આપ્યો.

"ઈંગલંડ!" સ્ટેલા એક મોટી ચીસ પાડતાં બોલી "ઓ

નહિ, નહિ, મને ઇંગ્લંડ નથી જવું મને પેલા ટાપુ ઉપર લઇ જાઓ, આ સ્ટીમર તે તરફ પાછી ફેરવો."

## પ્રકરણ ૨૦ મું.

"ઉતાવળા સો બાવરા." રાલ્ફે લેડી મેરીનાં હાથની એકાએક માંગણી કરી હતી, પણ તે નાકબુલ થતાં તેને સેહજ ધીરજ આવી.

"હું મારો જવાબ કોઇ બીજી વખતે લેવશ" તે બડબડયો, અને મેરીને લઇને, પોતાનાં બોલ-રૂમમાં દાખલ થયો.

મેરીએ ગુપચુપ તેની સાથે ચાલવા માંડયું. લોર્ડ રેતને આવી અચાનક રીતે તેણીનાં હાથની માંગણી કરી હતી, એ જાણી તેણી ગભરાઇ ગઇ. એડવર્ડનું કાગળ હજુણુ તેણીનાં હાથમાં ડુચો થઇને પડેલું હતું અને તે કાગલનો ખ્યાલ થતાંજ મેરી રાલ્ફ માટે કમકમી.

રાલ્ફ એક પળ તે સુંદર દીવાનખાનામાં ચોતરફ જોતો ઉભો. અને આખરે મેરીનાં કાનમાં કાંઇ કહીને તે ઉપર પોતાનાં ઓરડા તરફ ફરીગયો. તુરતજ રાલ્ફે અંદરથી બારણું ધાંકયુ. એક ખુણામાં પડેલી ટેબલ ઉપર વીસ્કી સોડાનું એક કડક ગ્લાસ તઇયાર કરીને તે એક ટાંસે ગતાવી ગયો. તેને સેહજ હિંમત આવી કારણ ઘડીભર તે પોતાની પાર્ટીની ફ્તેહથી અંજાઇ ગયો હતો, બદેખાંઓની વખાણથી તેનું મગજ ચક્ભમ થઇ ગયું હતું, અને ફુલોના મીઠઠા સોદમ, અને બેંડનાં મધુર સરોદાથી તે એટલો તો ખુશાલ બની ગયો હતો કે તેને ઘણી અચોકકસ હાલતમાં લેડી મેરીનાં હાથની માંગણી કરી દીધી હતી, અને એ ખ્યાલથી તે હવે ધ્રુજવા લાગ્યો. હા, તે અરલ

ઓફ રેતન હતો, અખુટ દોલતનો માલેક હતો, અને સેંકડો છોકરીઓ તેની પસંદગી મેળવવા ફાંફાં મારતી હતી, એ સઘળુ તે જાણતો હતો; પણ તે નીતા, એક મુફલેસ નાચનારીનો હકદાર ખાવીંદ હતો, તેણીને તે તજી આવ્યો હતો, એ સઘળું લેડી મેરીનાં મધુર મુખડાએ તેને ભૂલાવ્યું હતું !

પણ હમણા જયારે તે દારૂનાં ગ્લાસ સાથે પોતાનાં ઓરડામાં એકલો બેઠો હતો, ત્યારે તેને એ વીશે પાછું ભાણ આવ્યું. અરેરે, તેને આ શું કરીયુ હતુ ? જીવતી બૈરીપર બીજી બૈરી કરવાનો સોદો તેને ઘડીભરનાં ઉછાછળાપણામાં કરી દીધો હતો. પણ ફીકર નહિ. મામલો હજી કાંઇ ઘણો બેહેકયો હતો નહિ. લેડી મેરીએ તેને નાં પાડી હતી, તેણીએ એ વીશે કોઇને પણ નહિ કેહવાનુ વચન આપ્યું હતુ, અને તેણીની આવી રીતની ખાત્રીમાં, રાલફ પોતાની સલામતી જોવા લાગ્યો.

પણ તેનાં વીચારો પાછા બદલાયા. નીતાને માટે, મેરીને છોડી દેવાનો ખ્યાલ તેનાં મગજમાં સેહેલ્લાઇથી ઉતરયો નહિ. આહ, જો તે આવી રીતે પોતાની આખ્ખી જીંદગી સુધી એકલો અટુલો પડી રહે તો તેનો ખેતાબ અને દોલત એ સઘળું શા ખપનું ? એ ઉપ્રાંત હવે દરેક જણ તેને કેઠે ગોઠવાયલો જોવાની આશા રાખતું હતું, અને તેમ જો ન બને તો તેઓમાં કાંઇ શક ઉતપન થાય એવો દરેક સંભવ હતો. ખયર, હવે તો જે થાય તે ખરૂં. પાસા પડી ચુકયા હતા, તે હવે મેરીને જીતવાને પોતાની બાજી આગળ ચલાવશે.

તેણે એક બીજું વીસ્કી સોડાનું ગ્લાસ લીધું, અને તે કેફી પીણાની ઝેણુ તેનાં મગજે ચઢવા પછી તેની તાકાત પણ વધતી જણાઇ.

"નીતા વીશે કોણુ જાણેછ" તે બડબડયો. "અને હવે

પછીથી કોણ જાણી શકશે. તેણી આટલો વખત થયો મને શોધી શકી નથી, એજ બતાવી આપેછ કે હવે તેણી મારા રસ્તામાંથી સબરદબર નાબુદ થઇ છે. કદાચ તેણી મરી ગઇ હશે, યા તો કોઇ બીજા સાથે ગોઠવાઇ ગઇ હશે. હા, એમ બનેબી. ગમે તે હોય, પણ મેરીને મેળવવા મને કાંઇ જોખમ ખેડવો જોઇયે. આજે તેણીએ મને ના પાડીછ ખરી, પણ ફીકર નહિ. તેણીનો પેલો બુઢ્ઢો બુબખ બાપ મારી તરફેણમાં છે. એજ દોકરાથી મારૂં કામ પાર પડશે. આહ, મેરી મેરી, તારા જેવી છોકરીએ તો મારા પૈસા ઉપર એક બોલે કુદી પડવું જોઇયે ! હું નહિ ધારતો કે તેણી અને પેલા ચંડાળ એડવર્ડ બાયન વચ્ચે કાંઇ લયલા–મજનુનની લાગણી હોય !"

એડવર્ડની યાદ થતાંજ તેનાં ચેહરા ઉપર એબીવલ ધીક્કારની કરચળી ચઢી, અને પોતાની સામેની આરસીમાં તેનો બદસુરત ચેહરો જોઇને બીજીજ પળે સેહજ હસવાની કોશેશ કરતો તે નીચે બોલ–રૂમમાં પાછો દાખલ થયો.

પરોણાઓ હવે વીદાય થવાની તઇયારી કરતા હતા, અને તેઓ આજના ફતેહમંદ મેળાવડા માટે તેને મુબારકબાદી આપતાં હતાં પણ રાલફ બારે દોળે લેડી મેરીની રાહ જોતો હતો.

આખરે તેણી પોતાનાં બાપ સાથે તેની આગળ આવી પોંહચી.

"હમે રજા લઇશું, રેતન" લોર્ડ હેથરલી બોલીયો. "હવે ઘણું મોડું થયુંછ અને મેરી પણ થાકી ગયલી છે"

"હું ધારૂંછ કે લેડી મેરીને આજનો મેળાવડો પસંદ પડયો હશે" રાલફે પુછીયું.

મેરી, જે અત્યાર સુધી નીચી નજરે ઉભી હતી, તેણીએ

એક પળ પોતાની આંખ્યો ઉંચકી, રાલફનો આભાર માનીયો, અને ત્યારપછી આ બાપ-બેટી, ત્યાંથી વીદય થયાં.

તેઓ ચાલતાંજ પોતાનાં બંગલામાં જતાં હતાં, અને રસ્તામાં વારંવાર મેરીનો હાથ, તેણીની છાતી તરફ ફરતો હતો, કે જ્યાં એડવર્ડનું પ્યારૂં કાગળ તેણીએ છુપાવ્યું હતું. રાલફનાં મોહબ્બતનાં સુખન હજુણુ તેણીનાં મગજમાં રમ્યા કરતા હતા, કારણ તેની આજની વરતણુક ખરેખર તેણીને અપમાન કરવા બરાબર હતી. પણ પાછળથી આ બનાવને તેણી જરા નાંખતીની નજરથી જોવા લાગી. તેણીએ પોતાનું અંતકરણ એડવર્ડને સોંપી દીધું હતું, એ રાલફ જાણતો હતો નહિ, અને તેથી તેણીનાં હાથની માંગણી કરવાને તે કેટલેક દરજ્જે વાજબી હતો. શું તેને તેણીની જીંદગી નહિ બચાવી હતી?

પોતાની દીકરીની આવી લાગણીથી બીલકુલ બેખબર લોર્ડ હેથરલીએ વળી પાછો પોતાના કીલ્લામાંથી રાલફની વખાણનો ધુજારો શરૂ કર્યો.

"કેવો ભલો, કેવો અસીલ અને રાંક" તે બોલીયો "ભલા માણસે પોતાનો સઘળો પૈસો આ મેળાવડા પાછળજ રેડી દીધો, મોલ્લી. રેતન–હોલનો આજે શું દમામ! શું ફુલોનો બહાર, વીજળીનો ગુલઝાર, શું ઉમરાવ હઝારો હઝાર, પણ લોર્ડ રેતન જેવો બીજો કોઇ નહિ, ખબરદાર. જો કે તે એક ઘણીજ મુફલેસ હાલતમાંથી આપણી વચ્ચે આવી વસ્યોછ. મોળી, છતાં આજની તેની રીતભાત ઉપરથી મને માલમ પડેછે કે કુદરતે ઉંચ ખાનદાનનાં નબીરાઓમાં કાંઇ એવી ગુપ્ત શક્તી મુકેલી છે, કે જેથી તેઓ પોતાની અસલ ગમે એવી પણ હાલત છતાં, યોગ્ય વખતે પોતાની લાયક જગ્યા ઉપર બરાબર બંધ બેસતા થઇ પડે છે."

મેરીએ કાંઇપણ જવાબ આપ્યો નહિ. ઘરે જઇને એડવર્ડનું કાગળ વાંચવાની ઉલટમાં તેણીએ પોતાનાં બાપનો આ બકારો જરાપણ ધ્યાનથી સાંભળ્યો હતો નહિ.

"અને હું ધારૂંછ મેરી કે આખ્ખાં દેવનશાયરને આ મેળાવડો ભુલી જતાં ઘણો વખત જોઇશે" લોર્ડ હેથરલીએ આગળ ચલાવ્યું "અને વધુ તો લોર્ડ રેતનનો સોહામણો ચેહરો પણ તેઓ જલદીથી વીસરશે નહિ. એ વીશે તું શું ધારેછ. મેરી?"

"હું—હું નહિ જાણીતી પપા. મેં તે કાંઇ "મારક" કીધું નથી" ગરીબ બીચારી મેરી બડબડી. રાલફની ખુબસુરતીની આ વખાણ તેણીનાં મગજ ઉપર એક ગરમ પાણીનાં રેળા માફક અસર કરતી હતી.

લોર્ડ હેથરલીએ એક નીસાસો નાખ્યો. કુદરતી રીતે તેને તે વેળા પોતાની દીકરીનાં ભવીષ્યનો ખ્યાલ આવ્યો. રાલફે તેણીની જીંદગી બચાવી હતી. ને તેણી ઉપર ઘણું ધ્યાણ આપતો હતો, તે રોજ તેઓને મળવા આવતો હતો. અને મેરી જો તેની તરફ કાંઇ વધુ ધ્યાણથી જોતાં શીખે તે વેલ, તેને માથેથી એક મોટી ચીંતા અને ફરજ દુર થઇ જાય. પણ એ વીશે તે પોતાની દીકરી આગળ કાંઇપણ બોલ્યો નહિ. આહ, હમણા જો તે જાણતો હતે. કે લોર્ડ રેતને તેની બેટીનાં હાથની માંગણી કીધી હતી અને તેણીએ તેને ના પાડી હતી, તો લોર્ડ હેથરલી પોતાની આ ઇચ્છા તુરતજ પોતાનાં મગજમાંથી ખંખેરી કાઢતે. પોતાની વ્હાલી દીકરીને ફકત પૈસાને ખાતર વેચનાર તે કાંઇ અણસમજ બાપ હતો નહિ. તે જાણતો હતો કે મોહબત એક પવીત્ર ચીજ હતી, અને લગન એ

કાંઇ મેંઢા બકરાંનું સાટું નહિ પણ ખુદ ખુદાને બારણે બે લાયક જીવોનું જોડાણ હતું.

લોર્ડ હેથરલીએ આજે રાબેટા કરતાં વધુ વ્હાલથી પોતાની દીકરીને "ગુડ–નાઇટ" કીધી અને ગરીબ નીરદોશ મેરી પોતાનાં બાપને એક મુંગી અરજની બગલગીરી કરતી વળગી પડી. તેણી પોતાનાં ઓરડા તરફ દોડી અને એક સોફા ઉપર એક ધબકારા સાથે બેસી ગઇ. તુરતજ પોતાની છાતીમાંથી તેણીએ એડવર્ડનું કાગળ ખેંચી કહાડયું, તેને સેંકડો કીસીઓથી વધાવી લીધું. અને ત્યારપછી ઘણુજ ધીમેથી તે કાગળ વાંચવા માંડયું—ધીમેથી, કારણ ઉતાવળે વાંચવા માટે તે કાગળ ઘણું કીંમતી હતુ.

"...... વ્હાલાં મમાંજી" એડવર્ડે લખ્યું હતું "હયાં મારૂં કાંઇ વળે એવું લાગતું નથી. કારણ "વીકટોરીયા" એક એવું શેહર છે કે જયાં દોલત કાંઇ દગળેને પગળે ઉભાઇ જતી નથી. તેથી મમાંજી હું કોઇ બીજે ઠેકાણે મારૂં નશીબ અજમાવા જનાર છું. મેં એક સારો ઘોડો ખરીડયો છે. અને તે સાથે હું વાંકુવરનાં ટાપુ ઉપર જવાનો એરાદો રાખુ-છું. પણ ત્યાં કાંઇ પોસ્ટ ઓફીસ નથી. અને તેથી મમાંજી તમુને હવે થોડો વખત મારૂં કાગળ નહિ મળે, તો તે માટે કાંઇપણ ફીકર કરશો નહિ. હું સારી પખે છું. અને ખુદા ખબર કે આટલી હેજગારી છતાં હું હજુણ જીવતો અને તંદરોસ્ત કેમ રહયોછ? કદાચને વ્હાલી મેરીની યાદથી મને કાંઇ દુખ ન લાગતું હશે. વ્હાલાં મમાજી, આ કાગળ તેણીને જરૂર વંચાવજો, તેણીને મારી સલામ કેહજો, અને જયારે તમે મારી ઉપર આ કાગળનો જવાબ લખો, ત્યારે તેણી વીશે દરેક નજીવી ચીજથી મને જરૂર વાકેફ કરજો. તેણી કેવી લાગે છે, શું કરે છે, કયાં

ફરે છે, એ સઘળું હું જાણવા ઘણો આતુર છું. આહ, હમણા આ કાગલ ઉપર હું તેણીનો મધુર ચેહરો જોઇ શકું છું. પણ વ્હાલાં મમાં, હું તેણીને કયાં અને કયારે જોઇ નથી શકતો ?"

આ સાદા પણ અતી અસરકારક શબ્દ વાંચતાં મેરીનો ચેહરો રાતો બની ગયો. રાલફ અરલ ઓફ રેતનને તેણી પરણે ? એ વીચારજ તદન હસવા સરખો હતો. આહ, દુનીયામાં તેણીને માટે ફકત એકજ જવાન હતો, અને તેની સાથે તેણી નહિ પરણી શકે તો ભલે, તેણી એક ઘરડી કુમારીકા તરીકે મરવા તૈયાર હતી.

અને વાંચનાર, જો એડવર્ડે હમણા તેણીનાં આવા વીચાર જાણીયા હતે, અને તેણીની લીલી આંખ્યોમાં પેલી ખુદાઇ રોશની દીઠી હતે તો જ્યારે તે વાંકુવરની સેહેલગાહે નીકળયો— એક કુચ કે જેમાં તે રાથને મળવા સરજાયલો હતો, ત્યારે તે કેવો ખુશી થયો હતે. અરેરે તે બેદી આનંદથી તેની છાતી કેવી ખીલી નીકલી હતે ?

ખાસ્સા બે દીવશ સુધી રાલફે હેથરલી હોલમાં જવાનું માંડી વાળીયું, પણ આખરે ત્રીજે દીવશે લોર્ડ હેથરલીએ તેની ગેરહાજરીથી અધીરો બનીને તેની ઉપર ઇજનની એક ચીઠ્ઠી મોકલી. તે વાંચવા પછી ઘણો દામોડોળ હાલતમાં રાલફ તૈયાર થયો, અને પોતાનાં ઘોડાને હેથરલી હોલ તરફ હંકારવા લાગો.

લોર્ડ હેથરલીએ તેને રાબેતા માફક આવકાર આપ્યો, પણ મેરીને પોતાની તરફ આવતાં જોઇને તેનાં તાંત્યા સેહજ ઢીલા થયા. પણ નહિ, તેણીનો હંમેશનો શાંત ચેહરો તેઓ વચ્ચે કાંઇ પણ નાખુશ બનાવ બનવા પામ્યો હોય એવી ગવાહી આપતો ન હતો.

કેટલીક પરચુટન બાબદની વાત કીધા પછી લોર્ડ હેથર-

લીએ પોતાની દીકરીને તે ઓરડામાંથી ચાલી જવાની ઇશારત કીધી. વાહ, આ તો માંદાને જોઇયે એવું વૈદે ફરમાવ્યું. મેરી તે ઇશારત તુરતજ સમજી ગઇ, અને એક ફ્રેંસો અને બીજો સેતાન તે ઓરડામાં કાંઇ ખાનગી વાત કરતા બેઠા.

"રેતન, હું આજે એક અગત્યની બાબદ ઉપર તમારી સલ્લાહ લેવા માંગુંછ" મેરી ગયા પછી હેથરલી બોલ્યો.

"મારી સલ્લાહ!" રાલફ અજાયબીનાં ઢોંગ કરતાં બોલ્યો" હું ધારૂંછ કે તમે મારી રમુજ કરોછ, હેથરલી. મારા જેવો એક બેમાહીતગાર "બેચેલર" તમારા જેવા એક વૃદ્ધ ઉમરાવને સલ્લાહ આપે એ કેમ બની શકે? પણ બોલો સાહેબ, હું તમુને સાંભળવા તૈયાર છું"

"જોવની રેતન" ભલો લોર્ડ હેથરલી પોતાનો ભરમ આપતાં બોલ્યો "મને મારી દીકરીનાં ભવીષ માટે કાંઇ ચીંતા લાગેછ. તેણીને ખાતર હું મારી નાની આવકનો ચોકકસ ભાગ કોઇ શેરમાં રોકું છું. થોડા દીવસના વાત ઉપર આપણા વચ્ચે ગોલકોન્ડા માઇનઝનાં શેર વીશે વાતચીત થયલી તમુને ધ્યાણ છે?"

રાલફે દોકું ધુણાવ્યું.

"તે દીવસે મેં તમુને કહ્યું હતું કે મારી પાસે આ માઇનઝનાં થોડાક શેરો છે, અને તમારા બોલવા પરથી મને લાગેછ કે તેનાં ભાવ આગળ જતાં ઘણા વધી જશે. કેમ ખરૂં કે ના?"

"હા, આ શેરો ઉપર મારો પુરતો વીશ્વાસ છે અને થોડા વખતમાં એ શેરનાં ભાવ એકનાં દબલ થઇ જનાર હોવાથી મેં પણ ઘણી મોટી કીંમતનાં આ શેરો ખરીડયા છે. અલબત હેથરલી, હું તમુને પણ એ ખરીડવાની ઘણી મજબુત ભલામણ કરૂં છું."

"બસ, હું એટલુંજ માંગતો હતો. રેતન, મારી પાસે થોડાક રેલવેનાં શેર પણ છે, અને તે સઘળા વેચીને હું આ ગોલકોન્ડા માઇનઝનાં શેર લેવા ધારૂંછ. એ ઉપ્રાંત મારી પાસે બીજા બે ત્રણ હજાર પાઉંડઝ ફાલતુ છે, અને તે સઘળા આ માઇનઝમાં રોકવાથી હું ધારૂંછ કે મારી બેટીને માટે ઘણી સદ્ધર ગોઠવણ થયલી કહી શકાશે."

"ઘણો નેક વીચાર. હેથરલી" રાલફ બડબડયો.

ખલાસ લોર્ડ હેથરલીના પાયમાલીનો ખાડો ખણાઇ ચુકયો હતો. તેજ દીવસે રાતે તેને લંડનમાં પોતાનાં દલાલ ઉપર ગોલકોન્દા માઇનઝનાં બીજા પાંચ હજાર પાંઉન્ડઝનાં વધુ શેરો ખરીદવાનો તાર કીધોં. અફસોસ, લુચ્ચો રાલ્ફ, મેરીને જીતવાની પોતાની કુનેહભરી બાજીની જમીન તઇયાર કરી ચુકયો હતો, તેમાં તેને ફરેબનું બી વાવ્યું હતું, અને છેવટે ભવીષ્યનો પાક તો તેનાં જેવા એક સેતાનને હવાલે પડનાર હતો!

લોરડ રેતન એક મધુર ટયુન લલકારતો, પોતાનાં ઘોડા ઉપર પાછો સવાર થયો. તેને આ બુઢ્ઢા ગુબખને બરાબર ખાડામાં ઉતારયો હતો, અને હવે જે વખત જાયછ, તેમાં આ હથીલી મેરી, તેની આગળ પગે પડતી આવી લાગશે. અને ઘડીકમાં પોતાની ચાલાકી વીશે ખુશ થતો, પણ બીજીજ પળે નીતાની યાદ થતાં દાત્યાં પીસ્તો તે પોતાનાં મેહલનાં દરવાજા આગલ આવી પોંહચ્યો. સબર આંય કોણુ લોર્ડ રેતન જેવાં એક મોટા ઉમરાવનાં બંગળાની બરાબર અધ્ધવચ્ચે લાંબા તાંત્યા કરીને બેસીને ખુશાલ જીવે બીડી ફુંકવાની નફતાઇ કરી રહયો હતો?

"તું કોણુ છે રે" રાલફે પોતાનો ઘોડો થોભાવતાં દમમાં પુછીયું.

પેલાએ ઉંચુ જોયું. અને ઉભા થવાની પણ તસદી લીધા વગર, થંડે કલેજે બોલ્યો.

"કેમ છેઓ, લોર્ડ રેતન?"

યેંહ! આ વળી કોણ અદલાતુન એમીયલ હતો, કે જે તેનાં બંગળામાં જવાનો રસ્તો રોકી રહયો હતો. અને વળી તેનાં જેવા એક મોટા અમીરને ઓળખવાનું માન પણ ધરાવાની સરકશી કરી રહયો હતો?

"તું કોણ છે. અને હયાં શું કરેછ?" રાલફે બુમ પાડી.

"મને નહિ ઓળખાતા મારા લોર્ડ" પેલો ઢીંગણો ધીમેથી ખડો થતાં આગળનીજ માફક થંડા સાદે બોલ્યો.

અલબત રાલફ તેને ઓળખતો હતો નહિ આ બંને જણા છેલ્લી વેળા એકમેકને મળીયા પછી રાલફની જીંદગીમા કયકાંઇ ઉઠળપાડળ થઇ ગઇ હતી.

"નહિ હું તને ઓલખતો નથી, અને ઓલખવા માંગતો પણ નથી. ચાલ નીકલ હયાંથી નહિ તો હમણા મારા માણુસ પાસે તુંને લાત મારીને બાહર કઢાવી ઉપરથી તારા ઉપર ઘર પ્રવેશનો આરોપ મુકશ."

"ધીરે મારા લોર્ડ ધીરે" પેલો સેહજ હસ્તાં બોલીયો "તમારી મગજ શકતી તો કેંડી ઘણી નબળી દેખું યાદ છે. મારા લોરડ કે આજે આશરે છ મહીનાં અગાઉ લંડનમાં કોલમબાઇન ભઠીયારખાણામાં મને તમારી સાથે ઓલખ કરવાનું માન મળીયું હતું. હું આપણો બંદો મી૦ વરકલી છું" તે પોતાની ટોપી ઉતારતા બોલ્યો.

રાલફનો ચેહરો ગંભીર બની ગયો. કોલંબાઇન ભઠીયારખાણું અને વરકલીનું નામ સાંભળતાં તેની સઘળી અસલી યાદ પાછી તાજી થઇ, તેને પોતાને ચીડડેહાલ હાલતમાં એક ગ્લાસ જીનને માટે તવળતો દીઠો, અને પોતાનાં જેવા દુનીયાથી રદબાતલ થયલા બદમાસોની સાથે વાત કરતાં સાંભળ્યો. ત્યાર

પછી એક કંગાળ અંધારા ઓરડામાં, તેણે એક સ્ત્રીને ચુલા ઉપર કાંઇ પકાવતાં દીઠી. આહ, આય તેજ અશરાફ નીતા હતી, કે જેણીને તેજ દીવસે, તે કોણ હતો એવું જાણવા પછી તે તજી આવ્યો હતો.

"હું તમુને ઓળખું છ" તે પોતાની ધાસ્તી છુપાવાની કોશેશ કરતાં બોલ્યો. "પણ તેથી, હું નહિ ધારતો મી૦ વરકલી, કે તમુને મારા દરવાજા આગળ આવી રીતે ધામો નાખવાનો કાંઇ હક મળીયોછ"

"બરાબર છે, મારા લોર્ડ" વરકલી બોલ્યો "પણ હું તમુને ઓળખું છ એટલુંજ નહિ મી૦ બેનીસ્તર, પણ તમારા બેહેસ્તી બાવાનેબી ઓળખું છું. હમે ઓસ્ટ્રેલીયામાં મળ્યા હતા. બીચારા તદન ચોખ્ખા બીઝોર જેવા આદમી હતા."

આ માણસની આવી અસાધારણ નફ્ફટાઇ માટે, રાલફે તેને ત્યાંજ થંડો કરી નાખવાનો વીચાર કીધો. પણ નહિ તે જાણતો હતો કે આ વેહેંત્યું એક બરો ઉઠાવગીર હતો, તે તેનાં વીશે ચોકકસ ચીજો જાણતો હતો, કે જે સઘળી બાહર આવવાથી તેનાં જેવા એક મોટા અમીરની આબરૂમાં કેવું મોટું ગાબરૂ પડી જાય? જાણે વરકલીએ તેનાં વીચાર વાંચ્યા હોય તેમ તે બોલ્યો.

"તમારે કાંઇપણ ફીકર કરવી નહિ. મારા લોર્ડ મેં તમારાં કાળાં ભુતકાળ વીશે કોઇ આગળ સેહજ પણ એશારો કીધો નથી. અલબત તમારા જેવા એક જવાન ઉમરાવ માટે, તમે એક વેળા કીસમતનાં સઉથી નીચળાં ચકકર તળે દબાયા હતા, એ વીચાર કાંઇ ઘણો પસંદ કરવા જોગ નથી. તદન વાજબી છે. અથવા તો તમારા પીતા કે જેવણ પણ જયારે નસીબનાં સઉથી નીચળાં ચકકર તળે દબાયા હતા. ત્યારે તેવણ

તેબી ઓળખવાનું મને માન હતું, એ વીશે એક પણ જીવતું ઇનશાન જાણતું નથી."

"બહુજ દુરઅંદેશ વીચાર, મી૰ વરકલી" રાલફ બોલ્યો અલબત મારા જેવા ઉમરાવને પોતાની ગઇગુજરી યાદ કરવા જરા નહિજ ગમે."

મી૰ વરકલીએ પોતાનું દોકું ધુણાવ્યું. તે રાલફનું બોલવું સમજી ગયો હતો

"અને તમુને તેમજ તમારા પીતાને ઓળખતો હોવાથી, મેં વીચાર કીધો મારા લોર્ડ" વરકલીએ આગળ ચલાવ્યું "કે જે મીલકતનાં તમે માલેક બન્યા છો, તે હું મારી નજરો નજર જોઇ આવું. આખરે મારી આશા ફળી છે, અને હું હમણા તમારી સાંમે ઉભો છું. હવે તમુને મારી સાંમે કાંઇ પણ વાંધો હશે નહિ, મારા લોર્ડ."

"નહિ, એમાં શું છે. મી૰ વરકલી" રાલફ પોતાનો હોથ કરડતાં બોલ્યો 'પણ તમે હયાં કેઠે નજદીકમાંજ રહોછ કે?"

"હા, હું મારાં સગાં સાથે હયાં નજદીકમાંજ રહું છું, પણ ફીકર નહિ મારા લોર્ડ મેં તેવણુને કાંઇ પણ કહ્યું નથી."

"તમારી આ દુરઅંદેશી મને ઘણીજ પસંદ પડેછ, મી૰ વરકલી. જો કોઇ વેળા તમુંને મારી મદદની કાંઇ જરૂર પડે તો——"

"ઘણો ઉપકાર થયો, મારા લોર્ડ. જો તમે પોતેજ આ તમારી ઉદાર માંગણું મારી આગળ નહિ જણાવી હતે, તો મારો વીચાર ચુપ રેહવાનોજ હતો. સાહેબને કહું જે મને હમણા પુટીઆંની ઘણીજ મારામાર છે."

રાલફે પોતાનો હાથ ખીસામાં નાંખ્યો, અને તેમાંથી કેટલીક નોટ ખેંચી કહાડી.

"લેવ, હું ધારૂંછ કે એ તમુને ઘણી કામ લાગશે."

ધીમેથી મી૦ વરકલીએ પોતાનો હાથ લંબાવ્યો, અને તે નામદારનો ઉપકાર માનયો.

"ત-તમે હયાં ઘણો વખત રેહવા ધારોછ, મી૦ વરકલી" રાલફે સીફતથી પુછીયું.

"હું તે કહી શકતો નથી, મારા લોર્ડ. પણ તમારે ખાત્રી રાખવી કે મી૦ વરકલી એક એવી કીસમનો આદમી છે કે જે પોતાની જબાનને તાળું કેવી રીતે મારવું એ સારી પેહે જાણે છે. સાહેબજી, મારા લોર્ડ."

અને એક ભલા ઉમરાવને શરમાવે એવી રીતે રાલફને એક "બાઉ" કરીને, મી૦ વરકલી ત્યાંથી ચાલતો થયો. રાલફે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો, પણ વરકલી તેની પાછળ જોતો ઉભો.

"હું જાણુંછ-હું જાણુંછ" તે બડબડયો "બેરાદર વરકલી તુંને એક ઘણો સધ્ધર આસાગી મળીયોછ, એક ઘણોજ અશરાફનો ફરજંદ જડીયોછ."

---

# પ્રકરણ ૨૧ મું.

"મને ઇંગલેંડ નથી જવું. મને પેલા ટાપુ ઉપર લઇ જાઓ" સ્ટેલાનો આ પોકાર લેડી સીસીલ્યાનાં નરમ અને દયાળુ અંતઃકરણમાં એક તીરની માફક પેઠો, અને તેણીએ અતયંત માયાથી સ્ટેલાને ધીરજ આપી.

"બેહેન સ્ટેલા, જરા ધીરજ ધરો" તેણી બોલી "મારો ભાઇ તમે જ્યાં કેહશો ત્યાં તમુને લઇ જશે પણ હાલ તુરત તમે જરા શાંત રહો. આ ટાપુ કયાં આવ્યો છે તે હમુને ખબર

નથી, કારણ હમે તમુને ભરદરીયે ઉપાડી લીધાં હતાં અને—અં હં કાંઇ નહિ" સ્ટેલાને ધ્રુજતાં જોઇને તેણી બોલી "તમે જરા પોઢી ઉઠો, અને ત્યારપછી મારો ભાઇ એ બાબદ તમારી સાથે વાત કરશે."

સ્ટેલાએ ઉંઘવા કોસ મરડી, પણ તે માત્ર એક ફોકત કોશેશ હતી. રાથનો ટાપુ કયાં આવ્યો હતો તે તો તેણી પોતે પણ બરાબર જાણતી હતી નહિ. અલબત તે ટાપુ વાંકુવરનો એક ભાગ હતો એટલું ચોકકસ હતું. પણ તે ટાપુનાં કીયા ભાગ ઉપર તેણીએ રાથ સાથે સુખી દીવસો ગુજારયા હતા, તેનું ચોકકસ વર્ણન તેણી આપવાને અશક્ત હતી ઓહ, કદાચ તેણીનાં ગયા પછી રાથને કાંઇ કસું થયું હોય તો ? નહિ, ત્યારે તો ત્યાં પાછું જઇને તેનાં વીશે કોઇ નાખુશ બાબદથી વાકેફ થવું તેનાં કરતાં તો, ભવીષ્યમાં તેને પાછા મળવાની ગમે એવી પણ ખોટી આશા તેણીને વધુ સધ્યારો આપશે.

અને તેથી આશરે અરધા કલાક પછી જ્યારે લેડી સીસીલયા તેણીની કેબીનમાં પાછી ફરી, ત્યારે સ્ટેલા ઘણી શાંત હતી.

"હું હમણા મારા ભાઇ સેસીલ સાથે તમારે વીશે વાત કરતી હતી" તેણી બોલી "અને તેત્રણ આ ટાપુ કયાં આવ્યો છે તે બરાબર જાણવા માંગેછ."

"ઓ નહિ. તમે મને તમારી સાથે ઇંગલેંડ લઇ જશો ?" સ્ટેલાએ પુછીયું.

"એમાં પુછવાનું શું છે, બ્હેન" સીસીલયા હસ્તાં બોલી "મારા ભાઈ તમારે ખાતર ગમે ત્યાં જવા અને ગમે તે કરવા તયાર છે, અને અલબત હું પણ તૈયાર છું. કારણ હમો બંને એક વીચાર અને એકદીલીથી હંમેશાં વર્તયે છીએ. હમો જોરીયાં ભાઇ બ્હેન છીએ, અને તેથીજ મારૂં નામ સેસી-

લયા અને તેનું નામ સેસીલ છે. મારા પીતાનાં ગુજરવા પછી એવણુને હમણાજ લોર્ડ લેસલીનો ખેતાબ મળીયો છે, પણ તેટલાં મારી તબીયત નાદરૂસ્ત ચાલવાથી મારા ભાઇએ મોટી કીંમતે આ સ્ટીમર ખરીદી લીધી, અને હમો બંને દરીયાની મુસાફરીએ નીકળ્યાં. પણ સ્ટેલા આ મુસાફરી હમુને હંમેશ એક યાદગાર બનાવ તરીકે યાદ રહી જશે, કારણ હમે તમારાં જેવાં એક ભલાં મીત્રને મેળવી શકયાં છીએ."

બીજા બે દીવશ પછી સ્ટેલા, લેડી સીસીલયા સાથે "ફોગફીશગની" ડેક ઉપર દાખલ થઇ. લોર્ડ લેસલીને એ વીશે આગળથી ખબર પડી હતી, અને તેથી તેને તુટક ઉપર એક ડેક–ચેર ગોઠવીને તઇયાર રાખી હતી. ઘણીજ કાળજીથી તેને સ્ટેલાને તે ખુરસી ઉપર બેસાડી, પણ તેણીને વીચારમાં પડેલી જોઇને તે પાછો પોતાની બ્હેન તરફ ફરીયો.

સ્ટીમર ધમધોકાર આગળ વધતી હતી, અને એકવાર ફરીથી સ્ટેલાની આંખ્યો આંસુઓથી ભરાઇ ગઇ. આહ, આ નાતરસ માહસાગરનાં મોજાઓ તેણીને દર પળે રાથથી દુર ધસડી જતા હતા.

"સીસ, તેણી કેવી ખુબસુરત દેખાયછે" લોર્ડ લેસલી પોતાની બ્હેન આગળ બોલ્યો "અરે પણ તેની રડેછે. એને પોતાની આગળી પાછળી તારી આગળ કહી કે સીસ?"

"નહિ હું તેણીની જીંદગી વીશે કાંઇ પણ જાણુતી નથી. ગરીબ બીચારી. તેણીને આવી રીતે રડવાનું શું કારણ મળ્યું હશે."

"ખુદા તે જાણુવાને મને બુદ્ધી બક્ષે" લોર્ડ લેસલી બોલ્યો "પણ મને ખ્યાલ છે, સીસ, કે જે મછવામાંથી આપણે તેણીને ઉપાડી લીધી હતી, તે ઉપર સ્ટીમર "એન્ડરોમીડા"

નામ કોતરેલું હતું, અને એ સ્ટીમર ભર દરીયે ડુબી ગઇ હતી એવું મેં પેપરોમાં વાંચ્યું છે. આ છોકરી કોઇ ટાપુ ઉપર ધસડાઇ ગઇ હશે, ત્યાં તેણીનાં કોઇ ઓળખીતાં હશે, અને તેથીજ તેણી હમણા ત્યાં જવા ઘણી આતુર છે. હું ઇચ્છું છ કે તેણી મને આ ટાપુની ઇંધાણી બરાબર આપી શકે."

અને વાંચનાર, લોર્ડ લેસલાનું અંતકરણ પણ તેની બ્હેન જેવુંજ દયાળુ હતું. આ ખુબસુરત, શોકતુર છોકરીને મોહત-માંથી બચાવ્યા પછી, તેનામાં કાંઇ અજબ તરેહનો ફેરફાર થઇ ગયો હતો. વારંવાર તે સ્ટેલાની ખબર પુછતો હતો, અને સીસોલયા સાથે જાણે તેને બીજી કાંઇ વાત કરવાને સુજજ નહિ પડતું હોય, તેમ તે હંમેશ સ્ટેલાનીજ વખાણ ગાતો હતો.

દહાડાઓ વેહતા ગયા, સ્ટેલાનાં ચેહરા ઉપર જરા રતાશ આવવા લાગ્યો, અને લોર્ડ લેસલી હવે તેણીની સાથે જરા વાતચીત પણ કરતો હતો સ્ટેલા તેનાં સવાલોનો ફકત એક કે બે શબ્દમાંજ જવાબ આપતી હતી. પણ તે ટુંકા લફઝો લોર્ડ લેસલીને કેવા કીંમતી હતા? સ્ટેલાને જરા તંદરોસ્ત જોઇને તેનું હઇયું હરખાઇ જતું હતું, પણ તેનાં ગમે એવી કોશેશ છતાં તે સ્ટેલાની ઉદાસીનું કારણ સમજી શકયો નહિ.

"મીસ મોરડાન્ટ આપણે પરમ દીવશે ઇંગલેંડનાં કોસ્તા ઉપર આવી લાગશું. હું ધારૂં છ કે તમારાં ત્યાં કોઇ સગાં હશે?"

' નહિ, મારાં કોઇ પણ સગાં નથી, અને મારૂં એવું એક પણ ઓળખીતું નથી, કે જેને ઘર હું આશરો લઇ શકું" તેણી દલગીર અવાજે બોલી.

"ત્યારે તમે હમારે ત્યાં આવશો?" લેસલીએ ધીમેથી પુછ્યું.

"એ નહિ, આ સ્ટીમર ઉપર હું તમારી સાથે છું એ એક જુદો સવાલ છે, પણ એક વાર આપણે કીનારા ઉપર ઉતરીયા પછી હું મારી મેહમાનદારીનો બોજ, તમારે માંથે નાંખવા માંગતી નથી, લોર્ડ લેસલી."

લેસલીએ મોંહ કુમળાવ્યું.

"હું દલગીર છું કે તમે હમુને પારકાં મીસાલ ગણો છો. મીસ મોરડાન્ટ" તે બોલ્યો "હમે તમુને હમારે ત્યાં જોઇને ઘણા ખુશી થઇશું. કારણ સીસીલયાને પણ હવે તમારા વગર જરા ચાલતું નથી. જોવ, વીચાર કરો."

"હું તમારી ભલી લાગણી માટે ઘણી આભારી છું" સ્ટેલા બોલી.

"ત્યારે તમે હમારે ત્યાં આવવા કબુલ થાઓછ, મીસ મોરડાન્ટ ?" લેસલી ખુશાળીની એક ધ્રુજરી સાથે બોલ્યો.

"હા, તમારી મરજી હશે તો હું કબુલ છું."

લોર્ડ લેસલી કાંઇ વધુ બોલવા જતો હતો, પણ સ્ટેલાને તુરતજ પોતાની આંખ બંધ કરતાં જોઇને તે સીધ્ધો પોતાની બ્હેનની કેબીન તરફ ફરયો.

"સીસ, તેણી આપણે ત્યાં આવવા કબુલ થઇછ" તે તુરતજ બોલ્યો.

"ખરેખર ? તમે તેણીને પુછીયું શું ?"

"હા."

"વેલ, ત્યારે તો હું ઘણી ખુશી છું."

"અને હું પણ ખુશી છું, કારણ તું જાણેછ સીસ, કે હું તેણીને ચાહુંછ."

# પ્રકરણ ૨૨ મું.

એક કમનશીબ, નાવારેસ, નીદોશ, નાતવાન, નાદાન છોકરીને, આ દગલબાજ દુનીયાની દયા ઉપર એકલી છોડી મેળવી, એના જેવું ઘાટકી અને કમઅકકલ પગળું બીજું શું હોઇ શકે? જરા પણ શક હતો નહિ, કે લોર્ડ લેસલી અને લેડી સીસીલયા, સ્ટેલાની આવી કમનશીબ સ્થિતી જાણવા પછી તેણીને પોતાને ઘરે લઇ જવા ઘણા આતુર થયાં; અને સ્ટેલાએ પોતે પણ પોતાની એકળવાઇ હાલતનો ખ્યાલ કરીને તેણીનાં આ ભલાં દોરતોની ભલમનસાઇનો હાલતુરત પુરતો લાભ લેવાનો વીચાર કીધો.

જેમ જેમ તે સ્ટીમર આગળ વધતી ગઇ તેમ સ્ટેલા પોતાની જીંદગી પાછલા બનાવો યાદ કરવા લાગી. તેણીને ખ્યાન હતું ત્યાંસુધી તે પોતાની માતાની સાથેજ નાહનપણથી રહી હતી, અને તેણીનો બાપ કોણ હતો, તે કયાં હતો, એ વીશે મીસીસ મોરડાનટે તેણીને કાંઇપણ જણાવ્યું હતું નહિ. પણ હવે જયારે તેણી આ દુનીયામાં તદન એકલી પડી, ત્યારેજ તેણીને ખ્યાલ આવ્યો કે આ ભવસાગરનો તોફાની દરીયો તરવા યા દુબવા માટે, તેણી એક ઘણીજ ભયંકાર હાલતમાં ફસી પડી હતી. એ વીચારથી તેણી પોતાનાં ચેહરા ઉપર બંને હાથો ઘાંકીને તેણી રડવા પડી.

"શું છે. સ્ટેલા" સીસીલયા ત્યાં એકાએક આવી લાગતાં તેણીએ પુછીયું "તમે એમ ઘડીઘડી આંખપાણી કરોછ, એ જોઇને મારો તેમજ સેસીલનો જીવ બળી જાયછ. તમુને શું મદદ જોઇયેછ સ્ટેલા?"

"મદદ!" તેણી બોલી "જાણે હમણા તમે મને કાંઇ-

પણ મદદ કરતાં નથી! ઓ લેડી સીસીલયા હું ઘરબાર અને પૈસા ટકા વગરની છું, અને તેથીજ તમે મને તમારે ત્યાં લઇ જાઓછ. અફસોસ. મારાં દીલપર આંય કપડાં છે તે પણ તમારાં છે. કારણ મારી ગીરોથી હું મારો પોશાક ખરીદવા અશકત છું."

"પણ સ્ટેલા, તમારે યાદ રાખવું જોઇયે કે ભર દરીયામાંથી બચવા પામેલાં માણસો કાંઇ પોતાની સાથે કપડાંની ત્રંક રાખતાં નથી. અને તેથી મેં મારાં કપડાં તમુને આપ્યાં, એમાં દલગીર થવા યા શરમાવા જેવું કાંઇ નથી. ધારો કે તમારે બદલે હું આવી રીતે બચી જવા પામી હતે તો તમે શું એમ ધારોછ કે હું તમારા કપડાં લેવા નાં પાડતે?"

"પણ તે એક જુદો સવાલ છે" સ્ટેલા બોલી "તમે તો તવંગર છો, તમારાં દોસ્ત અને સગાંવ્હાલાં છે, તમારૂં ઘરબાર છે, જયારે હું——અરે હું કોણ છું. તે પણ તમે જાણતાં નથી"

"નહિ, હું જાણુંછ કે તમે મીસ સ્ટેલા મોરડાન્ટ છો. એક ઘણાં ભલાં અને રાંક લેડી છો, કે જેવણને મેળવવા માટે હું ઘણી મગરૂર છું. બ્હેન સ્ટેલા, તમે હમારી ઉપર વીશ્વાસ રાખો, અને લેવ તમારા અંગત ખરચ માટે જોઇતા પૈસા હું હમણા તમારે માટે લાવી છું."

"ઓ હું એ પાછા કયારે વાળીશ?"

"વાહ. તમે તો જાણે નાટકની એકટીંગ કરોછ" સીસીલયા હસતાં બોલી "ગમે તે પણ દુનીયાં એક નાની જગ્યા છે, અને તેથી એક ખુણામાંથી કોઇ દીવશે તમારો કોઇ બેસી નીકળી આવીને હમારૂં સઘળું કરજ ફીટાડીને તમુને હમારા પાસેથી લઇ જાય, તો એ જોઇ હું ઘણી અજબ થવશ નહિ,

અને તેમ જો કદાચ નહિબી બને, તોપણ ધીરજ ધરો બ્હેન કે નવાલીનો વાલી ખુદા છે. ભોંયે પડીયા કાંઇ હંમેશ સુધી ભોંયે પડી રેહતા નથી. વખત આવતાં તે કીરતાર તેઓને પણ મદદનો દસ્ત આપીને તેઓની નીચી હાલતમાંથી ઉંચે ઉઠાડે છે. પણ સબર મને એક વીચાર સુજે છે. સ્ટેલા, તમે જો એમ ધારતાં હોવ, કે તમે હમારી સખાવત ઉપર જીવોછો, તો ભલે તમે મેહનત કરી તમારૂં ગુજરાન કરી શકશો. તમે મને એક કંમપેનીયન તરીકે ઘણા કામ આવશો સ્ટેલા."

"કંપેનીયન!" સ્ટેલા અજાયબીથી બોલી "એ મને તો કાંઇપણ કામ આવડતું નથી."

"કાંઇ નહિ, તમે ધીરે ધીરે શીખશો. મારા જેવી એક એકલી સ્ત્રીને તમારાં જેવા એક લેડી કંપેનીયનની ઘણી જરૂર છે. કારણ જોકે મારો ભાઇ હંમેશ મારી સાથે છે, પણ બે નાજુક પંઠણીઓનાં સાથે વસવાત અને વાતચીતમાં કાંઇ ઔરજ મજાહ છે."

"પણ હું તમુને કેવી રીતે કામ લાગશ. મને તો માછલી પકડતાં, શેકાર કરતાં. અને ખુલ્લી હવામાં ફરવા સીવાય બાજું કાંઇપણ આવડતું નથી.

લેડી સીસીલયાએ સ્ટેલા તરફ અજાયબીથી જોયું.

"આવો વીચીત્ર હુંનનર તમે કયાં શીખ્યાં, સ્ટેલા?"

"પેલા ટપુ ઉપર" સ્ટેલા ગગળતા સાદે બોલી અને સીસીલયાએ તેણીની આંખમાં આંસુ આવતાં જોઇને વાત ફેરવી નાખી.

"ત્યારે તમે મારી આ માગણી કબુલ કરોછ. સ્ટેલા?"

"હા, હું તમારે માટે મારેથી બનતું કરીશ." સ્ટેલાએ ધીમેથી જવાબ આપ્યો.

ત્યાર પછી તેણી કાંઇ ઉંડા વીચારમાં બેઠી. હા, તેણી સીસીલયાની ઘણી ઉપકારી હતી, પણ તેણીનો સઘળો બદલો વાળી નાંખવા પેલા ટાપુ ઉપર મોટો ખજાનો પડયો હતો. સ્ટેલા જાણતી હતી, કે તેણી અને રાથ એક રીતે લખોપતી હતાં, છતાં હમણા લોકોને આશરે રેહવા માટે કુદરત તેણીની કેવી ઠેકડી કરતી હતી. છતી દોલત છતાં ભીખારી હાલત એ કલજુગ નહિ તો બીજું શું ?

લેડી સીસીલયા પોતાનાં ભાઇ આગળ દોડી, અને આ કમપેનીયન વીશેની ગોઠવણ જણાવતાં, લોર્ડ લેસલી ઘણોજ ખુશ થઇ ગયો.

"પણ સેસીલ, તે દીવશે તમે મારી આગળ એક ગંભીર એકરાર કીધો હતો" તેણી બોલી.

"હું તે જાણુંછ" તેણીનો ભાઇ બોલ્યો "અને અલબત હું તે એકરાર પાછો ખેચી લઇ શકતો નથી."

"આપણે તેણી વીશે કાંઇ જાણતાં નથી, ફકત થોડાંજ અઠવાડયાં થયાં આપણે તેણીને ઓળખ્યે છીએ, અને તેટલા વારમાં તમે તેણીને પરણવા માંગોછો. સેસીલ."

"મેં તારી તરફથી આવા કાંઇ વાંધાની આશા રાખી હતી, પણ પ્યાર અને ડાહપણ એ એકબીજાથી ઉલટી ચીજો છે, અને પ્યાર વારંવાર ડાહપણનું સાંભળતો નથી. તેણી આપણે ત્યાં આવે છે, એ જાણી હું ખુશી છું. આય કંપેનીયન વીશે તારો વીચાર મને બહુજ પસંદ છે અને જો તેણી "લેસલી એબી"માં નહિ આવતે તો હું બીજીજ પળે તેણીની પુઠે જવાને ચુકતે નહિ"

"સેસીલ !"

"તારે ગમે તો એને ઘેલાપણું કહે, પણ તે એવી જાતનું

ઘેલાપણું છે કે જેમાંથી હું કદીબી સાહજે થવશ નહિ.”

તે તુતક ઉપર ફરીયો, કે જ્યાં સ્ટેલા હજુણ સુધી વીચારમાં બેઠી હતી. લોર્ડ લેસલી તેણી સાથે દુનીયાદારીની પરચુટણ વાત કરતો બેઠો. પણ તેણે કદીબી તેણીને કાંઈ અંગત સવાલ પુછ્યો નહિ. આહ, આ દરીયાનાં મોજાની માફક હમણા તેનું જીગર ઉછળતું હતું. વારંવાર તે “તમુને સરદી લાગશે” એવાં બાહણાં હેઠળ સ્ટેલાનાં ગળાં આસપાસ ધ્રુજતે હાથે શાલ લપેતતો હતો; વારંવાર, “તમુને કાંઇ એકસરસાઇઝ લેવી જોઇયે” એવું કહીને તે તુટક ઉપર તેણીની સાથે ફરતો હતો, અને આવી રીતે તેણીની નજદીક રેહવામાં લોર્ડ લેસલી હાલ તુરત સંતોષ માની લેતો હતો.

આખરે ઇંગલેંડનો કીનારો દુરથી નજરે પડ્યો અને તે જોતાં સ્ટેલાનાં અંતઃકરણમાં આશાનું એક કીરણ સજીવણ થયું કારણ કોઇ ભેદી લાગણીથી તેણી ખાત્રીથી માનતી હતી કે રાથ પાછો તેણીને હયાંજ મળનાર હતો.

સ્ટીમર બારામાં દાખલ થઇ, અને સ્ટેલા લેડી સીસીલયાને મદદ કરવા દોડી. આ બંને ભાઇ બેહન તેણીને પોતાને ઘરે લઇ જવા એટલાં આતુર હતા, કે તુરતજ તેઓ એક ત્રેન ઉપર ચઢી બેઠા, અને સાંજ પડતાં તો તેઓ દેવનશાયરનાં સ્ટેશન ઉપર આવી પુગ્યાં. ત્યાં એક સુંદર ગાંડી તેઓને માટે તઇયાર હતી. જ્યારે તેઓ “લેસલી એબી” તરફ હંકારતા હતા, ત્યારે સેસીલ દેવનશાયરની સઘળી જોવા લાયક ચીજો ઉપર સ્ટેલાને લેકચર આપતો હતો.

“આ રહ્યું હમારૂં ગરીબડું ઝુપડું” લોર્ડ લેસલી આખરે પોતાની સાંમે આંગળી કરતાં બોલ્યો.

સ્ટેલાએ તે તરફ નજર કીધી એક ઉંચા તેકરા ઉપર સરો-

વરનાં ઝાડથી ઘંકાયલું તે એક ખુબસુરત મકાન હતું.

"તમારૂં ઝુંપડું કેવું સુંદર છે" સ્ટેલા વખાણ કરતાં બોલી "હું ધારૂં છ લોર્ડ લેસલી કે તમે એ માટે ઘણા મગરૂર હશો."

"મગરૂર" સીસીલયા બોલી "અરે મારો ભાઇ તો એમજ જાણેછ, કે "લેસલી એબી" જેવી બીજી કોઇ ઇમારતજ નથી."

તેઓની ગાડી બંગલાનાં કંપાઉંડમાં દાખલ થઇ, અને તે દરવાજાની આસપાસ સફ સમારી ઉભેલા સઘળા નોકરોનાં "ભલે પધાર્યા, મારા લોર્ડ" નાં આવકારને સેહજ ડોકું કરતા તેઓ હોલમાં દાખલ થયા. અલબત લોર્ડ લેસલી પોતાનાં મેહલ માટે મગરૂર રહે એમાં કાંઇ નવાઇ હતી નહિ. દેવાલો ઉપર લેસલી ફેમીલીનાં વડવાઓ મોટી ઓઇલ પેન્ટ છબીઓમાં જાણે જીવતાજ બેઠા હતા. તેઓનાં લોખંડનાં બખતર અને તલવારો બાજુમાં લટકતાં હતાં, અને અસલી કીંમતી ફરનીચર અને વીજળીની લાઇટથી તે દીવાનખાનું પરેસ્તાન જેવુ લાગતું હતું.

"લેસલી એબીમાં ભલે પધાર્યાં, મીસ મોરડાન્ટ" સેસીલ ખુશાળીથી બોલ્યો.

એક મોટો શેકારી કુતરો સ્ટેલાનાં પગ આગળ ગેલ કરતો આવ્યો, અને તે ઉપર વાંકી વળવાને મસે, સ્ટેલાએ પોતાનાં દોસ્તાની ભલાઇ માટે, તેણીની આંખમાં આવેલાં આંસુઓ છુપાવ્યાં.

"હું તમુને મારો બંગલો હમણાજ દેખાડવા આતુર છું, મીસ મોરડાન્ટ," લોર્ડ લેસલી બોલ્યો "પણ નહિ, તમુને બેઉ જણુને હમણા આશાયશની જરૂર છે. આવતી કાલે સહવારે હું તમુને દેખાડશ."

"કે જ્યારે તમુને દરેક ચીજ વખાણવીજ જોઇશે" સીસીલયા બોલી "કારણ જે માણસ મારા આ ભાઇનાં મેહલને વખાણનો નથી, તેની સાથે તે હંમેશ બીયાબારૂંજ રાખેછ."

"મારી બ્હેનનું કેહવું તમે જરા પણ માનતાં નાં, મીસ મોરડાન્ટ" લોર્ડ લેશલી જરા ચીરડાતાં બોલ્યો "પણ એટલું તો ખરૂં કે જ્યાં સુધી તમે રેતન–હોલ જોશો નહિ, ત્યાં સુધી મારા બંગળાની તમુને એકકે જોડી મળશે નહિ."

"તે માટે હમે થોભશું" સીસીલયા બોલી "ચાલો સ્ટેલા હવે હું તમુને તમારો ઓરડો બતાઉં"

"આ ઓરડો ઘણોજ સુંદર છે" સ્ટેલા ત્યાં જવા પછી બોલી "ઓ લેડી સીસીલયા તમે તો મને એક પરોણા તરીકે ગણોછ."

"ત્યારે શું તમે હમારા પરોણા નથી. અરે હા ખરા, તમે તો મારાં કંપેનીયન છો. પણ કાંઇ નહિ, મારાં કંપેનીયનને પણ મારા જેટલાજ સગવડ આપવાનો મને ધખારો છે. સ્ટેલા, હમણા તમે આ બીછાણા ઉપર જરા આસાયશ લેવ, અને જમવાનાં બેલની થોડો વખત અગાઉ, મારી દાસી તમુને ડ્રેસ કરાવા આવશે."

વાંચનાર, મેહમાનદારીની પણ હદ હોય છે, પણ લેડી સીસીલયા તો સ્ટેલાની મેહમાનદારી માટે સઘળી હદ ઓળંગી ગઇ હતી.

"ઓ નહિ નહિ, મને દાસીની કાંઇ પણ જરૂર નથી. ખચીત તેણીને શું કામ સોંપવું તેબી મને આવડતું નથી" સ્ટેલાએ વાંધો ઉઠાવ્યો.

"પણ સુસીને પોતાનું કામ ખબર છે" તુરતજ જવાબ મળ્યો.

સ્ટેલા તે સુંદર ઓરડામાં એકલી પડી. તેણીનું નાજુક હઇયું આ ભલાં ભાઇ બેહેનની ભલમનસાઈ માટે ઉભાઇ જતું હતું, પણ રફતે રફ્તે તેણીનાં વીચારો પેલા ટાપુ તરફ ફરવા લાગ્યા, અને ત્યાંની જીંદગીની સાદાઇ, અને અહિંની સુંદરતા માટે તેણી સરખામણી કરવા લાગી.

અને જ્યારે સ્ટેલા પોતાનાં ઓરડામાં આવો વીચાર કરતી બેઠી હતી, ત્યારે બીજી બાજુ તેણીનાં મેહમાન કાંઇ જુદીજ વાતચીતમાં રોકાયાં હતાં.

"તમારે હવે ઘણું સાવચેત રેહવું જોઇયે, સેસીલ" સીસીલયા બોલતી હતી. "લેસલી એબીમાં ભલે પધાર્યાં" એ શબ્દો તમે એવી રીતે બોલ્યા, કે હવે શું બનશે તેનાં વિચારથી હું ગભરાઇ ગઇ."

"હા. સીસ. હું તારી ચેતવણી જરા ભુલી ગયો. પણ હું નહિ ધારતો કે તેણી મારા અવાજ ઉપરથી કંઇ સમજી ગઇ હોય," લોર્ડ લેસલી બોલ્યો.

"નહિ હાલતુરત તો તેણી દેખતી આંખે અપંગ છે. હું અજબ થાઉંછ કે તેણીનું મગજ હંમેશાં રોકી રાખવા, તેણી એવો તો શું અને કોણનો વીચાર કરતી હશે?"

"બધું જણાશે. વેલ, હું તુને વચન આપુછ, સીસ, કે હવેથી હું જરા વધુ સંભાળ રાખશ."

"હા, તમે જો તેણીને જીતવા માંગતા હોવ, તો હાલ તુરત તમારે ચુપ રેહવું. સેસીલ, કારણ મને ભય છે કે જ્યારે તેણી જાણશે કે તમે તેણીને ચાહો છો—"

"તો શું?"

"ત્યારે તેણી આપણને છોડી જશે" સીસીલયા ગંભીર અવાજે બોલી "અને હું તેણીને ખોહવા માંગતી નથી."

"અને હું પણ તેણીને ખોહવા માંગતો નથી" તેણીનાં ભાઇએ પડઘા કીધા.

## પ્રકરણ ૨૩ મું.

લેડી સીસીલયાએ જે દરેસો સ્ટેલ્લાને આપ્યા હતા તેમાં એક કાળી અને સફેદ રીબનનાં સુંદર "ગવન" હતો. આ પોશાક તદન સાદો હતો, પણ જમવાનો બેલ થતાં જ્યારે એક દાસી સીસીલયાનાં કેહવા પ્રમાણે તેણીને દરેસ કરાવા આવી, ત્યારે તેણીની પસંદગી આ "ગવન" ઉપર પડી, અને સ્ટેલા આખરે તે પેહડીને નીચે ગઇ.

લોર્ડ લેસલી તેણીને દાદર આગળજ મળીઓ અને સ્ટેલાને આવા પોશાકમાં સજ થઇલી જોઇને તે ઘડીભર લેડી સીસીલયાને આપેલું પોતાનું વચન ભૂલી ગયો.

"તમે જરા પણ ઠાકેલા જણાતાં નથી, મીસ મોરડાન્ટ" સ્ટેલ્લાનાં સુંદર ચેહરા તરફ જોતાં તે બોલ્યો" ચાલો આવો આપણે દાઇનીંગ રૂમમાં પેટની પુંજા કરવા જઇયે."

તેઓ બંને તે ઓરડા તરફ ફરીયાં. સીસીલયા તેઓની રાહ જોતી ત્યાં બેઠી હતી.

"કેમ સ્ટેલા, વળી પાછો મારો ભાઇ પોતાનાં મકાન-નીજ તારીફ કરેછ કે?" તેઓને જોનાં સીસીલયા બોલી.

"નહિ, હમણાં તો પેટમાં જરા કકડી પડેલી હોવાથી, હું લેસલી-એબીની તારીફ ગાવા પુરતો દમ ફાજળ પાડી શકતો નથી" લોર્ડ લેસલી હસીને બોલ્યો.

તેઓ સઘળા જમવા બેઠા ટેબલ ઉપર સ્ટેલા સેહજ પણ "નરવસ" જણાઇ નહિ, અને જાણે તેણીને હંમેશા

બતલર ફુટમેન હમાલ મસાલ વગેરે નોકરો વાપડવાની ટેવ પડી હોય, તેમ ઘણીજ ધીરજથી તેણીએ તે ખાણુને ઇનશાફ આપ્યો. સાસીલયા તેણીને બારે દોલે જોતી હતી. પણ જેમ જેમ તેણી સ્ટેલાને વધુ જોતી ગઇ, અને તેણી સાથે વધુ સમાગમમાં આવતી ગઇ, તેમ તેણીને માલમ પડયું, કે ભર દરીયેથી તેઓએ બચાવેલી આ નવારસ છોકરી ભવીષ્યમાં લેડી લેસલીનાં એલકાબને કાંઇ જેબ આપી શકે ખરી.

"તમુને કાંઇ મ્યુઝીક આવડેછ, મીસ મોરડાનટ" જમી રહયા પછી લોર્ડ લેસલીએ દરોઇંગ રૂમમાં જતાં તેણીને પુછયું.

સ્ટેલા સેહજ અચકી, અલબત તેણીનો અવાજ મધુર હતો, કે જે ખુલ્લી હવામાં રાથ આગળ ગાવા પછી જરા વધુ ઘાડો બનીયો હતો, પણ પ્યાનાં ઉપર તેણીને એટલો બધો કાબુ હતો નહિ, લેડી સીસીલયા તેણીની ધીલ સમજી ગઇ અને મુગે મોહડે સ્ટેલાને પ્યાનાં આગળ લઇ જઇને, તેણીની બાજુમાં બેઠી.

"હું—હું ધારૂંછ કે તમુને મારૂ ગાવાનું નહિ પસંદ પડશે." સ્ટેલા બોલી.

"તે કદી બનેજ નહિ. તમારા જેવા એક ખુબસુરત લેડીનો અવાજ પણ ઉતમ સીવાય બીજો કાંઇ પણ હોઇ શકે નહિ. મીસ મોરડાનટ."

પોતાનાં ભાઇ તરફ સીસીલયાએ ભવાં ફેરવ્યાં, અને લોર્ડ લેસલીએ પોતાની જીભ કરડી.

આખરે સ્ટેલાએ ગાવા માંડયું. શરૂઆતમાં તેણીનો સાદ જરા ધ્રુજતો હતો, પણ ગીત જરા આગળ જતાં તે અવાજ એટલો તો મધુર, સ્થિર અને ખુલ્લો નીકળતો ગયો, કે લેસલી એબીનાં દરેક ખુણાંમાથી તેણીનાં "હોમ, સ્વીટ હોમ" નાં ગીતનાં પડઘા સંભળાતા હતા.

આહ તેણીનું "હોમ" કયાં હતું? જેમ તેણી આગળ ગાતી ગઇ, તેમ રાથ સાથની ઘડીભરની સુખી જીંદગીની યાદ તેણીનાં મગજમાં ધાઇ આવી. અરે તે ટાપુજ તેણીનું ઘર હતું. તેણીની દુન્યા હતી, કે જયાંથી છુટી પડીને તેણી હયાં પરાયા મુલકમાં આવી વસી હતી, અને જયારે છેવટે "ધેર ઇઝ નો પ્લેસ લાઇક હોમ" ની લીટી આગળ તેણી આવી પોંહચી, ત્યારે આ શબ્દો તેણીએ એવી તો ગંભીર-મધુરતાથી ગાયા, કે જાણે તેણીનો સઘળો જીવજ તેણીનાં બદનમાંથી નીકળીને, રાથ આગળ પેલા ટાપુ ઉપર જઇ પુગ્યો હતો.

લોર્ડ લેસલી તેણીની બાજુમાં ઉભો હતો, તેનાં ચેહરા ઉપર સેહજ હસવું પંદરાયલું હતું. પણ તેનાં અંતઃકરણમાં તો દુખનાં ચમટા તુટતા હતા. ઓહ, તેણી લેસલી–એબીનેજ પોતાનું હંમેશનું "હોમ" બનાવી શકે! અને આ વીચારથી તે એટલો તો ઉશકેરાઇ ગયો, કે સ્ટેલાને ફકત "થેંકયુ" કહીને, ત્યાંથી ચાલી જવાનું તેને દરૂસ્ત વીચારયું.

સ્ટેલાને તે રાત્રે બરાબર ઉંઘ આવી વહિ. લેસલી–એબીમાં તેણીની હાલની જીંદગી, પેલા ટાપુ ઉપરની તેણીની જીંદગી સાથે, કાંઇ એવી રીતે ભેલાઈ ગઇ, કે કોઇ વેળા તેણી હજુ રૂ રાથ આગળ છે એ વીચારથી સ્વપણામાં હસ્તી હતી, તો બીજીજ પળે તેણી હાલની યાદ થતાં ચોંકી ઉઠતી હતી; અને જયારે બીજી સહવારે તેણી જાગી ઉઠી, ત્યારે સુસી બારણા આગળ તેણી તરફ આતુરતાથી જોતી ઉભી હતી.

"મારાં બાઇએ તમુને ઉઠાડવા નાં કહ્યું હતું" તેણી ધીમેથી બોલી "પણ હમણા મેં તમુને એક નીસાસો નાંખતાં સાંભળ્યાં અને તમે જાગ્યા હશો એવું ધારીને હું અંદર આવી."

સ્ટેલા ચોંકી.

"તમારા કાન ઘણા તીક્ષણ હોવા જોઇયે, સુસી" તેણી બોલી.

"માફ કરજો બાઇ. પણ ગઇ રાતે હું તમારી પાસેનાંજ ઓરડામાં સુતી હતી, અને મેં તમુને રડતાં પણ સાંભળ્યાં હતાં."

સ્ટેલા ગભરાઇ ગઇ, પણ હિંમત ધરીને તેણીએ સુસીને પોતાની આગળ બોલાવી.

"તારૂં આખું નામ શું?"

"સુસી—મીસ સુસી સ્મીથ" તેણીએ ધ્રુજતે સાદે જવાબ આપ્યો.

"ઠીક, અને જો ગઇ રાતે તેં મને ખરેખર રડતાંજ સાંભળી હોય, તો તે ઉપરથી એમ જણાયછ કે તું પણ રાતે બરાબર ઉંઘાઇ હતી નહિ."

"હા બાઇ મને બરાબર ઉંઘ આવતી નથી."

"તેનું કારણ?"

હવે સુસીની ગભરાઇ જવાની વારણ આવી. તેણીની આંખમાંથી એક મોતી જેવું આંસુ તપકાઇ પડયું.

"ઓ બાઇ, મ—મારો રોબીન લડાઇ ઉપર ગયોછ, અને—અને તે પાછો ફરવાની—"

સ્ટેલાએ પોતાની દાસીનો હાથ તેણીનાં હાથમાં લીધો, અને એક પળ તેને ત્યાંજ પકડી રાખીને તે ઉપર પોતાનો બીજો હાથ થોકયો.

ગરીબ બીચારી સુસી. પોતાની શેઠાણી તરફથી આવી ન ધારેલી દયાની લાગણી જોઇને, તેણી ગુડણમંડીયે પડી, અને બંને હાથે પોતાનો ચેહરો છુપાવીને બોલી.

"ઓ માફ કરજો બાઇ. હું તમારી આગળ મારો દરજ્જો ભુલી ગઇ છું ખુદા ખબર કે શા સબબથી મેં તમારી આગળ મારો ભેદ ખોલ્યો છે. પણ હું તમારી પાસે માંગી લઉંછ બાઇ, કે લેડી સીસીલયા આગળ તમે એ વીશે કાંઇ પણ કેહશો નહિ."

"નહિ" સ્ટેલાએ ખાત્રી આપી.

"થેંકયુ મીસ" તેણી ગુંગળાતા સાદે બોલી "હું મારા રોબીનને ગમે તે કરવા છતાં ભુલી શકતી નથી. હું ઇચ્છુંછ, બાઇ, કે એક વફાદાર અને સદગુણી આશકની જુદાઇ કેવી હોય છે, તે તમે સમજી શકો."

"હું–હુ ધારૂંછ, કે હું તે સમજુંછ, સુસી" સ્ટેલા ધીમેથી બોલી "પણ તારે તેની આશા છોડી દેવી નહિ. ખુદાનું ચાહવું હશે તો તે પાછો આવશે, અને થોડાજ વખતમાં તમે બંને એક થશો."

"નહિ, નહિ, લડાઇપર ગયલાં માણસો કાંઇ પાછાં આવતાં નથી."

"તારી ભુલ છે, સુસી, તારો રોબીન જરૂર પાછો આવશે, અને તે ગયો તેનાં કરતાં વધારે સારી હાલતમાં પાછો ફરશે, કારણ પેહેલ્લું તો તે પોતાના દેશને માટે લડીને કીર્તી મેળવી આવશે, અને ભવીસ્યમાં તારી સાથે સુખી સંસારની લડત ચલાવા તે વધારે બાહદુર બનશે."

"તમે કેવાં ભલાં છો, બાઇ."

"પણ ખબરદાર, સુસી, હું આજે રડી હતી એ વીશે તું કોઇને પણ કેહતી નાં.

"ઓ નહિ નહિ, કદાચ-કદાચ તમે પણ મારીજ માફક દુખી હશો. માફ કરજો. બાઇ."

"માફ માંગવાની કાંઇ જરૂર નથી" સ્ટેલા ધીમેથી બોલી "આય દુનીયાંજ દુખ અને હાડમારીથી ભરેલી છે, અને મારે હીસ્સે પણ થોડુંક દુખ આવેલું છે."

આ વાતચીત દરમ્યાન, સ્ટેલા નાસ્તાને માટે નીચે જવા તઇયાર થઇ રહી હતી. સીસીલયા અને લોર્ડ લેસલી તેણીની રાહ જોતાં બેઠાં હતાં, અને નાસ્તો લીધા પછી તેઓ સઘળાં બગીચામાં લતાર મારવા ગયાં. એકાએક દરવાજા આગળ કોઇનો ઘોડો થોભવાનો અવાજ આવ્યો, અને તે તરફ જોતાં સીસી લયાએ ખુશાળીથી બુમ પાડી.

"ઓ, એ તો મારી સહી મેરી હેથરલી છે."

## પ્રકરણ ૨૪ મું.



સીસીલયા અને લોર્ડ લેસલી મેરીને આવકાર આપવા માટે ફરીયાં.

"મેરી મેરી, મેં કદાચજ આશા રાખી હતી કે આપણે આટલાં જલદી પાછાં મળશું" સીસીલયા ખુશાળીથી બોલી; અને બીજીજ પળે મેરી પોતાનાં ઘોડા ઉપરથી ઉતરીને પોતાની આ સઇને હરખભર ભેટી પડી.

"મને ખબર પડી કે તમે પાછાં આવ્યાં છો, અને તેથી તુરતજ હું તમુને મળવા આવી" મેરી લોર્ડ લેસલીને શેંકહેંડ કરતાં બોલી 'તમે બેઉ જણા કેવાં તંદરોસ્ત દેખાવછો. હું તમારી મુસાફરીનો સઘળો હેવાલ જાણવા ઘણી આતુર છું."

"ઓ, હમુને તો એક મોટો પોઠો ભરીને તુંને ખબર આપવાની છે" સીસીલયા સ્ટેલાને પોતાની આગળ આવવાની ઇશારત કરતાં બોલી "મેરી, આ હમારા નવા મીત્ર મીસ મોર-

ડાન્ટ છે; સ્ટેલા, આંય લેડી મેરી હેથરલી મારાં એક જુના સ્કુલ ફ્રેન્ડ છે."

એકપળ આ બંને જણીઓએ એકમેકની સામે જોયું. અને જેમ એક લોહચુંબક તરફ લોખંડનો તુકડો ખેંચાઇ જાય, તેમ આ બંને જણીઓનાં અંતકરણમાં એક બીજાં તરફ ખુશાળી અને દયાની લાગણી પ્રસરી નીકળી. તેઓ સઘળાં ઘર તરફ ફરીયાં પણ સ્ટેલા તેઓના પાછળ બગીચાનાં એક ખુણામાં જઇને બેઠી.

"કેવો સુંદર ચેહરો?" મેરી તુરતજ બોલી.

"હા," તેણીની સઇએ જવાબ આપ્યો "અને ખુબસુરતીની સાથે તેણીમાં સઘળા સદગુણ પણ ભેલાયલા છે. હમો તેણીને હમારી મુસાફરી દરમ્યાન મળીયા અને હું તેણીને મારા કંપેનીયન તરીકે હયાં લઇ આવી. ચાલ મેરી, મારા ઓરડામાં આવીને જરા ફરાગત થા, કારણ હવે હું તુંને પાછી જવા દેવશ નહિ. આજે આખ્ખો દહાડો આપણે સાથેજ ગુજારીશું."

મેરી, સીસીલયાનાં ઓરડામાં દાખલ થઇ પોતાની જુની સઇને મળતાં તેણીના ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો હતો, પણ હમણાં તેણી પાછી ફીકકી પડી ગઇ હતી, અને સીસીલયાને પણ માલમ પડયું, કે હમણા તેણીની આંખમાં એવી શોકાતુર લાગણી જણાતી હતી, કે જે તેઓ છુટટાં પડયાં, ત્યારે ત્યાં હતી નહિ.

"અને હવે મને તારી સઘળી ખબર કેહ, મેરી" સીસીલયા બોલી "તું તદન સારીકાની છે, ડીયર?"

"તદન" મેરીએ જવાબ આપ્યો.

"મને ખરૂં કહેછ કે? કારણ તું મને જરા ફીક્કી અને પટલી માલમ પડેછ. પણ આગળનાં કરતાં તું ઘણીજ ખુબસુરત દેખાયછ."

મેરીએ કાંઇ પણ જવાબ આપ્યો નહિ

"અને લોર્ડ હેથરલી કેમ છે. હું ધારૂંછ કે તેવણ પોતાની "બીજી દીકરીને" ભુલી ગયા નહિ હશે."

"નહિ તેવણ તુંને વારંવાર યાદ કરે છે, અને તુંને મલવા હમણા મારી સાથેજ આવતે, પણ એવણની તબીયેત જરા બરાબર નથી."

"એટલે? લોર્ડ હેથરલી તો હંમેશ તંદરોસ્ત અને ખુશાળ રેહતા હતા."

"હા, પણ હમણા થોડોક વખત થયો એવણને કાંઇ છુપો ગમ છે, અને તે મારેથી તેવણ છુપાવે છે. હું ધારૂંછ કે એ માટે લોર્ડ રેતન જોખમદાર છે."

"લોર્ડ રેતન! પેલો નવો ઉમરાવ? કાંય મેરી એ ઉમરાવ કેવો છે? હમે ગયાં ત્યાં સુધી તો એ પોતાની મીલકત ઉપર આવ્યો હતો નહિ, પણ થોડાજ વખતમાં હમે એનાં વીશે ન્યુસપેપરમાં ખબર વાંચી. મોલી, તું એવણને મળેછ કે?"

"હા, તેવણ પપાને મળવા ઘણુંખરૂં રોજ આવેછ."

"અને મેરી તે કેવો છે, હં" લેડી સીસીલયાએ સ્ત્રી જાતીની આતુરતાથી પુછ્યું "અલબત તે જવાન અને ખુબસુરત હોવો જોઇયે."

"હા, લોકોનો મોટો ભાગ તેને જવાન, ખુબસુરત અને ભલો કહે છે." મેરી કાંઇ વીચીત્ર રીતે હસતાં બોલી "અને તેવણ પોતાની સાથનાં સઘળા ઉમરાવોમાં ઘણાજ માણીતા થઇ ગયા છે."

"પણ તારા બોલવા ઉપરથી તો એમ જણાયછ કે તારી એવણ તરફ કાંઇ ઘણી સારી લાગણી નથી," સીસીલયા એક સ્ત્રીની ચાલાકીથી સમજી જતાં બોલી.

"બીજાં બધાં કરતાં હું તેવણની ઘણી આભારી છું, કારણ એવણે તો મારી જીંદગી પણ બચાવી છે," મેરી ધીમેથી બોલી.

"ક્યારે કેવી રીતે?"

મેરીએ તે દીવસનાં પોતાનાં અકસ્માતથી સીસીલયાને વાકેફ કરી, જો કે તેણીએ લોર્ડ રેતનની બાહદુરી વીશે ઘણીજ તારીફ કીધી, છતાં સીસીલયાને માલમ પડયું કે તેણીની સઇ જેવા જોઇયે તેવા ઉમંગથી તે અકસમાત વીશે બોલતી હતી નહિ.

"ત્યારે તારા પપા તો તેની ઉપર ફીદા હશે" સીસીલયા બોલી "કારણ હું લોર્ડ હેથરલીને ઘણી સારી રીતે પીછાણું છું. ઓ મોલી, હમે સઘળાંજ તેનાં ઘણા આભારી છીએ અને તું કહેછ તેમ તેવણ જો ઘણા માણીતા હોય, અને આટલા બધા બાહદુર હોય, તો હું ધારૂંછ કે સેસીલ સાથે રેતન-હોલમાં મારો એક ફેરો ફોકટ જશે નહિ. ત્યારપછી હમે તેને હયાં "દીનર" પર બોલાવશું, અને તે દીવસે તું પણ લોર્ડ હેથરલી સાથે હયાં આવશે, મેરી."

"મારા પપાં, હવે કેહે જતા નથી, સીસ" મેરી દલગીર અવાજે બોલી અને સીસીલયાએ પણ વાત ફેરવી નાંખી.

"મેર', હવે મને આપણાં બીજા દોસ્તો વીશે કાંઇ ખબર આપ દાખલા તરીકે બ્રાયન કુટુંબ કેમ છે?"

"તેઓ સઘળાં સારીકાની છે" મેરીએ જવાબ આપ્યો "હું તેઓને ત્યાં ગઇ કાલેજ ગઇ હતી, અને તેઓએજ મને તમે લોકો પાછા આવવાની ખબર આપી હતી."

"અને એડવર્ડ કયાં છે? તેનું કાંઇ કાગળ આવેછ કે?" સીસીલયાએ આતુરતાથી પુછ્યું.

"તે હમણા થોડો વખત થયો ત્યાં આવ્યો હતો, પણ–પણ થોડાજ દીવશમાં પાછો ચાલી ગયો. તે હમણા એવે ઠેકાણે ગયો છે કે જ્યાં પોસ્ટ ઓફીસ નહિ હોવાથી તેની તરફથી કાંઇ કાગળ આવતું નથી."

"પુઅર ડીયર એડવર્ડ. હું ઇચ્છું છું કે તે સારી પખે હોય મોલી, જયારે આપણે ચાર જણા સાથે રમતાં હતાં, તું અને એડવર્ડ, હું અને સેસીલ, ત્યારે તે કેવો ચોત્તેખુશાળ તોફાની બારકસ હતો! તું તો તેની ઘણી માણીતી સઇ હતી, અને યાદ છે મેરી, કે હમો તારે માટે તેને કેવો છેરતાં હતાં તે?"

"મને યાદ છે" મેરી ધીમેથી બોલી "ચાલ સીસ હવે મને તારી મુસાફરીનો હેવાલ આપ."

સીસીલયા એક પળ ચુપ બેઠી આ એકવારની નાચતી, કુદતી, હસમુખી છોકરીની જીંદગીમાં હમણાં એવો તે શું ફેરફાર થઇ ગયો હતો કે જેથી તેણી આગળનાં જેટલી છુટથી તેણી સાથ વાત કરતી હતી નહિ. તેણીનો દલગીર અવાજ અને શોકાતુર દેખાવ જાણે તેણી ઉપર કાંઇ આફતનું વાદળ ઘેરાયું હોય, એવી ગવાહી આપતો હતો. જો આ બંને છોકરીઓ ગરીબ કામદાર વર્ગની હતે, તો સીસીલયાએ તુરતજ તેણીને ગળે વળગીને, પોતાની સઇની મુશકેલી જાણવા માંગી હતે. પણ નહિ. તેઓ બંને ઉંચ ખાનદાનની છોકરીઓ હતી, અને તેઓનાં વર્ગમાં કોઇ પણ પ્રકારની અસાધારણ લાગણી બતાવવી, એ લગાર બેમલાહજા ભર્યું અને એટીકેટની બાહર ગણવામાં આવતું હતું. હા, આય મોટે ઘરનો મોટો સુધારો આપણુને એકબીજાનાં વીશ્વાસમાં જતાં અટકાવે છે, આપણે અરસપરસ ખુલ્લાં ખાલેસ દીલથી વર્તી શકતાં નથી; અને જાણે હંમેશાં આપણે આ સુધારાના ચાબુકની ચીમકીથી

બીહતાં હોઇયે તેમ બસ બોલવા-ચાલવા, ફરવા-હરવા, ખાવા-પીવાની દરેક બાબદમાં આપણુને આપણી ઉપર કાંઇ અકુદરતી અંકોશ મુકવો પડે છે. અને એજ કારણથી લેડી સીસીલયાએ ધીમે ધીમે પોતાની મુસાફરીનો લંબાણ હેવાલ કેહવા માંડયો.

"ઓહ, કેવું અજાયબ જેવું" સ્ટેલા વીશે વાત સાંભળતાં મેરી બોલી "પણ——"

તેણી એકાએક અટકી પડી, તેણી હમણા બારી આગળ ઉભી હતી, અને બગીચામાં કોઇ ચીજ ઉપર તેણીનું ધ્યાણ ખેંચાતાં મેરી એકાએક ચુપ થઇ ગઇ. સીસીલયા પણ હવે બારી આગળ ગઇ. તેઓની સાંમે નીચે બાજઠ ઉપર સ્ટેલા અને સેસીલ વાત કરતાં બેઠાં હતાં, અને જયારે મેરી બોલતી હતી, ત્યારે સેસીલે પોતાની બાજુમાંનાં ઝાડ ઉપરથી એક ગોલાબ તોડીને સ્ટેલાને આપ્યો હતો. સાધારણ રીતે જોતાં સેસીલની આ વર્તણુંક કાંઇ પણ ધ્યાણ ખેચવા જોગ હતી નહિ, પણ મેરીએ સેસીલની આંખનો પલકારો જોયો હતો, અને બીજીજ પળે તેણી બારી આગળથી પાછી ફરી. જાણે તેણીએ કાંઇ એવી ચીજ દીઠી હતી, કે જે જોવાને તેણીને કશો હક હતો નહિ.

"હું જાણુંછ, મેરી" સીસીલયા બોલી "કે મારો ભાઇ તેણીને ચાહે છે. જયારથી તેણી હમારી સ્ટીમર ઉપર આવી, ત્યારથીજ તે પોતાનું અંતકરણ ખોઇ બેઠો છે. ઓ મેરી, હું ઇચ્છુંછ કે તેણીને હયાં લાવવા માટે તું મને દોષ નહિ દેશે. જો કે તેણી મુફલેસ છે, તેણી દુનીયામાં તદન એકલી છે, તેણી આપણી માફક ઉંચ ખાનદાનની નથી, તોપણ હું તેઓની પવીત્ર મોહબતમાં વચ્ચે આવી શકતી નથી, કારણ પેહેલ્લીજ નજરે તેણી મારૂં પણ અંતકરણ ચોરી ગઇ છે. મેરી તું મને એ વીશે બદનામ નહિ કરશે!"

મેરી પોતાનાં ચેહરા ઉપર સેહજ રતાશ સાથે, અને તેણીની આંખમાં કાંઇ નવીજ રોશની સાથે પોતાની સઇ તરફ ફરી.

"નહિ. હું તુંને બદનામ કરતી નથી" મેરી એક ખંખાર સાથે બોલી "અલબત. તેઓનાં સુખની વચમાં તારે શામાટે આવવું જોઇયે ? લોર્ડ લેસલીનાં સુખને ઠોકરે મારવા તુંને યા તો બીજા કોઇને હકજ શો છે ? જો તે તેણીને ચાહતો હોય, તો ખબરદાર સીસ તું તેઓની વચમાં કદીપણ પડતી નાં. જો તેણી ભલી અને સદગુણી હોય તો તેણી આપણા પોતાનાં દરજ્જાની નથી એમાં શું મુજાકો છે ? કબુલ કીધુ કે તેણી મુફલેસ છે, તોપણ પોતાની ખુબસુરતી અને સાલેસાઇ થી તેણી આપણા બંને કરતાં કેઇપણ કારણે ઉતરતી નથી."

મેરીને આવી અસાધારણ છતાથી બોલતાં સાંભળીને સીસીલયા ઘણીજ અજબ થઇ

"ઓ સીસ" તેણીએ આગળ ચલાવ્યું "લોર્ડ લેસલી કેવો સુખી છે. તે કેવો ભાગયશાળી છે. આ બાહરની દેખાદેખીની દુનયાને હું ધીકકારૂં છું. બે જણાં એકમેકને ચાહતાં હોય તો આપણે સુધરેલામાં ખપતા લોકો તેઓને છુટાં પાડવાની કોશેશ કરીએ છીએ. કારણ તેઓમાંનું એક આપણી "સોસાયતી" ને લાયક નથી અથવા તો તે તવંગર નથી. દોલત અને દરજ્જો; બસ આંયજ બે ચીજોને આપણે વળગી રહીયે છીએ, જાણે તેમાંજ દુનીયાનું સઘળું સુખ સમાયલું છે. સુખ, આહ આય બાહરનાં દેખીતા સુખ ઉપર તે કીરતારનો માર પડજો, અને ફકત દોલત અને દરજ્જાથી લલચાઇને સંધાયલાં જોડાં ઉપર પણ તે પરવર શ્રાપ હોજો. ખરેજ ઉંચ ખાનદાન દુનયામાં આપણી અધી મજાહને મારી નાખે છે. દાખલા તરીકે જયારેબી હું મારા પપાનાં ખેડુત

અને તેની હમણાજ પરણેલી મોહરદારનાં ઝુપડાં આગળથી પસાર થાઉં છું, ત્યારે તેઓ બંનેને સાથે બેઠેલાં જોઇને અને તેઓનાં ચેહરા ઉપર પેલી સંતોષની રોશની જોઇને હું એવા અનુમાન ઉપર આવી શકી છું, કે આપણે કે જેઓ સુખી અને સ્વતંત્રમાં ખપ્યે છીએ, તે કાંઇજ નહિ પણ દોલત અને દરજ્જાનાં દેવનાં ગુલામો છીએ, આપણા પોતાનાંજ હાથે આપણા સુખ ઉપર કોડાળી મારનાર છીએ."

મેરી દમ લેવાને માટે હાંફવા લાગી તેણીની આંખમાં આંસુ આવી ગયા. તેણીનાં હોઠો ધ્રુજવા લાગ્યા પણ આખરે એક મજબુત કોશેશ પછી તેણી સેહજ હસતાં બોલી.

"માફ કરજે, સીસ કે મેં તુંને મારાં આવાં લેકચરથી ગભરાવી નાખી. પણ હમણા કેટલો વખત થયો હું 'સોસીયલ રીફોર્મ'" ને અભયાશ કરૂં છું, તેથી લોર્ડ લેસલીનો દાખલો સાંભળતાં મારા ચોકકસ વીચારો એકદમ ઉભરી નીકળ્યા. હું ધારૂં છ કે આંચ જમવાનો બેલ થયો, સીસ."

તેઓ બંને નીચે દાઇનીંગ રૂમમાં ગયાં, કે જ્યાં સ્ટેલા અને લોર્ડ લેસલી તેઓની રાહ જોતાં બેઠાં હતાં.

"જ્યારે બે જીવેજહાની સહીઓ ઘણાં લાંબા વખત પછી એકબીજનને પાછી મળે છે, મીસ મોરડાન્ટ" લોર્ડ લેસલી તેઓને જોતાં બોલ્યો "ત્યારે હું ધારૂં છ કે તેઓ પોતાના અર્ધ ભુખ્યા ગોઠ્યાઓ ઉપર કાંઇપણ દયા બતાવાને ભુલી જાય છે. કેમ સીસ, હજુપણ કાંઇ વાત કરવાની બાકી છે કે? અને મેરી, હું તારે માટે એક છીપનો ઘણો સુંદર દાબડો લાવ્યો છું. યાદ છે મેરી, કે આપણે છીપોની શોધમાં કેવાં રોજ દરીયે કીનારે જતાં હતાં, અને એક દીવશે તેમ કરતાં એડવર્ડ શાયન કેવો દરીયામાં ગોથજાઇ ગયો હતો!"

મેરીએ એક નીસાસો નાંખ્યો, પણ સીસીલયા તેણીની મદદે આવી.

"સેસીલ, હું આવતી કાલે લોર્ડ રેતનને ત્યાં તારી સાથે જવા માગુછું" તેણી તુરતજ બોલી.

"ઠીક બાઇ સાહેબ" તે હસતાં બોલ્યો "જોયું મીસ મોરડાન્ટ, હું તેણીનો કેવો તાબેદાર ભાઇ છું. પણ રેતન ઉમરાવપદ વીશે હું તમુને વાકેફ કરવા માંગુંછું. છેલ્લો લોર્ડ રેતન કોઇપણ વારસ વગર મરી ગયો, પણ તેનાં મરણ પછી તેનો એક ભત્રીજો કોણ જાણે કીયાં ખુણામાંથી ફુટી નીકળ્યો, અને આ ભત્રીજો આપણો હાલનો લોર્ડ રેતન છે. આપણે ગઇ કાલેજ રેતન-હોલ વીશે વાત કીધી હતી. હવે તે જોવાની તમુને ટક મળશે. ગરીબ બીચારો, આ છેલ્લા લોર્ડ રેતનની મને ઘણી દયા લાગેછ."

"કાંય ? હું ધારૂંછ કે તેવણ ગુજરી ગયાછ તેથી" સ્ટેલાએ પુછવાની હિંમત કીધી.

"નહિ, તેવણ જીવતા હતા તેથી" લોર્ડ લેસલીએ જવાબ આપ્યો "ખરી બીના તો એ છે, મીસ મોરડાન્ટ કે છેલ્લા લોર્ડ રેતનને તેનાં વચલા ભાઇ સાથે પરણવાની બાબદમાં કાંઇ ખટપત થઇ હતી, અને તેથી તેનો ભાઇ પોતાનાં બેટાને લઇને કેહે ચાલી ગયો."

"તમુને સમજ પડેછ કે, સ્ટેલા ?" સીસીલયાએ પુછ્યું. પણ સ્ટેલા ચુપ બેઠી.

"જોવ, ત્યારે તો હું તમુને પાછું સમજાઉં. પરસીવલ ખાનદાનનાં ત્રણ ભાઇઓ હતા, અને આ જવાન, એનું નામ શું મેરી ?"

"રાલફ"

"થેંક્સ, આ રાલફને સઘળો વારશો મળીયો તેનું કારણ એ કે તેનો વડો કાકો અને તેનો બેટો કેંઠે ગુમ થઇ ગયા, અને સાંભળવા પ્રમાણે ઓસ્ટ્રેલીયા જતાં દુબી મુવા હતા પણ મેરી પેપરોમાં તો લોર્ડ રેતન વીશે ઘણોજ વાખવાખી થાયછ. શું એ સઘળું ખરૂં છે?"

"હા."

"ત્યારે તો લોર્ડ રેતન એક ઘણો ભલો ઉમરાવ હોવો જોઇયે, અને તેથીજ લોર્ડ હેથરલીને એની સાથે ઘણો દોસ્તી છે એમાં કાંઇ પણ શક નથી."

આખરે સાંજ પડતાં મેરી પોતાને ઘરે જવા તૈયાર થઇ, અને લોર્ડ લેસલી પોતાની આગળથી ગોખો રાખેલી ગોઠવણ મુજબ, સીસ અને સ્ટેલા સાથે, થોડેક છેટે મેરીની સાથે ફરવા જવા તૈયાર થયો.

"મીસ મોરડાન્ટ આપણે ડોગ-કાર્ટમાં ફરવા જઇશું, જ્યારે આ બે સઇઓ પોતપોતાનાં ઘોડા ઉપર સવાર થશે," તે બોલ્યો.

"ઓ નહિ, હું તો હયાં ઘર તપાસવા રેહવસ" સ્ટેલા બોલી.

"નહિ તમુને આવવુંજ પડશે, કારણ આ બે જણીઓ તો પોતપોતાનું હાનીયા કરશે, ત્યારે હું શું એકલો ઝુરીયા કરૂં કે?" સેસીલે હઠ પકડી.

"હા, સ્ટેલા તમારે આવવુ જોઇયે" સીસીલયાએ ટેકો આપ્યો.

સ્ટેલાને હવે "હા" કેહવા સીવાય બીજો ઇલાજ હતો નહિ, અને જયારે તેણી તઇયાર થઇને પાછી નીચે ઉતરી, ત્યારે મેરી દરવાજા આગળ ઉભી હતી.

"સીસીલયાએ તમુને હમારે ઘરે લાવવાનું મને વચન આપ્યું છે" મેરી હસતાં બોલી "મારા પપા પણ તમુને જોઇ ઘણા ખુશી થશે. લેસલી કુટુંબ સાથે આજે વર્ષો થયાં હમુને દોસ્તી છે, અને તેઓનાં જે મીત્રો છે તે હમારા પણ હોવાજ જોઇયે."

"પણ લેડી સીસીલયાએ તમુને કહ્યું છે કે જો કે તેવણ મને પોતાના એક મીત્ર તરીકે ઓળખાવે છે, તોપણ હું તો તેવણની કંપેનીયન છું, તેવણની નોકર છું."

"સીસીલયા તમુને આવું બોલતાં સાંભળીને ખુશી થતે નહિ" મેરી બોલી.

"નહિ, કારણ તેવણ સાલેસાઇ અને ભલમણસાઇનો એક ભંડારજ છે" સ્ટેલા બોલી "તમે કદાચ જાણતાં નહિ હશો લેડી મેરી કે લોર્ડ અને લેડી સીસીલયા સાથની મારી ઓળખાણની અગાઉ હું તદન નાચાર હતી. જો કે તેઓ તો કોઇને એ વીશે કેહતાં નથી, છતાં હું કોઇને પણ છેતરવા માંગતી નથી."

આ પ્રમાણીક એકરાર સાંભળતાં મેરીની આંખમાં આંસુ આવી ગયાં, ઓહ, આ છોકરી દરજ્જામાં ઉતરતી હતી, પણ કેવી ખુબસુરત, કેવી ભલી, કેવી ભોલી અને નેક!

"હું તે સમજુંછ, સ્ટેલા, પણ સીસીલયા તમારા આ શબ્દો સાંભળીને—ઓ લેવ સાંમેથી એજ ભાઇ બ્હેન આવેછ."

"અલ્લો હયાં તો દોસ્તીનો પેહેલ્લો તબકકો શરૂ પણ થઇ ચુકયો" લોર્ડ લેસલી તેઓને વાત કરતાં જોઇને બોલ્યો "ચાલો મીસીબાબા, હવે હું તમુને જરા ફેરવી લઇ આઉં."

# પ્રકરણ ૨૫ મું.

તે એક રળીયામણી સાંજ હતી. આફતાબ યઝદ ધીમે ધીમે નીચે જતા હતા, પણ લોર્ડ લેસલીની લાગણી તો દરપળે વધતી જતી હતી.

સીસીલયા અને મેરી પોતાના ઘોડા ઉપર સવાર થયાં. જ્યારે લોર્ડ લેસલી અને સ્ટેલા ધીમે ધીમે તેઓની પાછળ ડોગ-કાર્ટ હંકારવા લાગ્યાં.

"આ કેવું સુંદર જાણવર છે" સ્ટેલા બોલી.

"એમ છે? ત્યારે તો એ ઘોડો હું તમુને ભેટ આપુછ. મેં હમણાંજ રાઇદીંગ માટે એ ઘોડો ખરીડયો છે, અને આજે આ ગાડીમાં જોડીને હું એની તપાસ લેવા ધારૂંછ. પણ તમુને રાઇડીંગ આવડેછે કે, મીસ મોરાડાનટ."

"નહિ"

"ખરેખર! ત્યારે તો એ સમજી હું ઘણો ખુશી છેઉ. કારણ તમુને નહિ આવડતી ચીજ શીખવવાને મને અસાધારણ ઉલટ છે. હું ધારૂંછ કે તમારા પેલા ભેદી ટાપુ ઉપર ઘોડા નહિ હશે."

આ એક ઘણો કમનશીબ સવાલ હતો. રાથની યાદ તેણીનાં મગજમાં પાછી સજીવણ થઈ, અને ઘડીભરનો તેણીનો ખુશાળ ચેહરો પાછો દલગીર બની ગયો.

"નહિ" સ્ટેલાએ ધીમાં અવાજે જવાબ આપ્યો.

"ત્યારે તો હું તમુને ઘોડેસ્વારી શીખવસ. જોવ આય આપણી સામેની નદી કેવા સુંદર લાગેછ. ઉનાળામાં આપણે હયાં "ફીશીંગે" આવસું, કારણ સીસીલયા કહે છે. કે તમે એ લાઇનમાં ઘણા "એક્ષપરટ" છો. અરે પણ શું છે મીસ, તમે

લોક ઉભા કેમ રહી ગયા લોર્ડ લેસલી પોતાની બ્હેન અને મેરીને તેઓ આગળ આવતાં જોતાં બોલ્યો.

"મેરી હવે મને આગળ જવા ના કહેછ. તેણી હવે પોતાનાં ઘરથી થોડીજ દુર છે, અને કહે છે કે આપણે જો તેણીની સાથે ઘર સુધી જઇશું, તો આપણને પાછાં ફરતાં રાત પડી જશે" સીસ બોલી.

"સીસીલયા કહેછ તે ખરૂં છે. લોર્ડ લેસલી" મેરી તેઓની ગાડી આગળ આવતા સ્ટેલાને શેકહેંડ કરતા બોલી "મીસ મેરડાનટ સીસીલયાએ આવતી કાલે તમુને હમારે ત્યાં લાવવાનું મને વચન આપ્યુંછ."

તેઓ સઘળાંને શેકહેંડ કરવા પછી મેરી પોતાના સઇસ સાથે આગળ વધી. તેણીનો ચેહરો ગંભીર જણાતો હતો. કારણ મોહબતી કીતાબનાં શરૂઆતનાં પ્રકરણો તેણીએ લોર્ડ લેસલી અને સ્ટેલામાં વાંચ્યાં હતાં. કુદરતી રીતે તેણીને એડવર્ડનો ખ્યાળ આવ્યો. અરે તે કયાં હતો? શું કરતો હતો? તેનું કાગળ કેમ નહિ આવતું. આ ત્રણે સવાલોએ મેરીની જીંદગી બેતાબ બનાવી હતી.

ઘરે પુગતાં તેણી આજની સઘળી ખબર પોતાના પીતાને કેહવાને લાઇબ્રેરી રૂમ તરફ ફરી પણ બારણું ઉઘાડતાં રાલફને પણ ત્યાં બેઠેલો જોઇને તેણી સેહજ દગદગી.

રાલફ એક ઇઝીચેર ઉપર ખુશાળ જીવે લાંબા તાંત્યા કરીને પડયો હતો. લોર્ડ હેથરલી લખવાની ટેબલ આગળ એક કાગળ સાથ કાંઇ ફાંફાં મારતો બેઠો હતો, પણ મેરીને જોતાં તેઓ બંને ચોંકયા. રાલફે પોતાનાં હાથમાંની સીગારેત ફેંકી દીધી, જયારે લોર્ડ હેથરલીએ પોતાનો ફીકકો અને ચીંતાતુર ચેહરો કાંઇક ધાસ્તીથી પોતાની બેટી તરફ ફેરવ્યો.

"પપા તમે મને વચન આપ્યું હતું કે તમે આસાયશ લેશો" મેરી પોતાના બાપ આગળ જતાં બોલી "હું જો જાણતે કે તમે મારા ગયા પછી લખવા બેસનાર છો, તો હું તમુને કદીબી એકલા મુકતે નહિ"

લોર્ડ હેથરલીએ એક નીસાસો નાખ્યો.

"હું તે જાણુંછ. દીકરી," તે ધીમેથી બોલ્યો "પણ–પણ લોર્ડ રેતન સાથે મને જરા અગત્યનું કામ છે. દીકરી, એવણ પોતાની હંમેશની મેહેરબાનીથી મને મદદ કરેછ."

"લોર્ડ રેતન" મેરી રાલફફરતાં બોલી "તમે જાણોછ કે મારા પપાની તબીયેત હમણા બરાબર નથી અને તોપણ—"

"મોલી, એ માટે રેતનને ઠપકો ઘટતો નથી" લોર્ડ હેથરલી વચમાં બોલ્યો "અલબત એવણ તો મને ત્યારનાં આશાયશ લેવા બોલયા કરે છે. પણ મેં તુંને હમણાજ કહયું તેમ એવણ મને ઘણી મદદ કરે છે, અને હમારા વચ્ચેની કાંઇ અગત્યની બાબદનો આજેજ નીકાળ થઇ જવો જોઇયે. મેરી હું એવણનો ઘણોજ આભારી છું અને હમારી વાત જાણીયા પછી હું ઇચ્છુંછ કે તું પણ એવણનો આભાર માનશે"

"તે શું છે પપા?" મેરીએ ધરસ્તાંથી પુછ્યું.

લોર્ડ હેથરલી તેણી આગળ સઘળો ખુલાશો કરી દેવાની અણી ઉપર હતો, પણ રાલફ તરફથી ચેતવણીના એક નજર જોતાં તે ચુપ થઇ ગયો.

"અં–હ કાંઇ નહિ મેરી. એમાં જાણુવાજોગ કાંઇ ન ', અને હું જો તુંને કેહવશ તોબી તું તે સમજી શકશે નહિ."

"લેડી મેરી, તમારા પીતા માટે તમે કાંઇ પણ ચીંતા કરશો નહિ" રાલફ બોલ્યો "કારણ જેમ દુખથી શરીર ઘટે છે, પાપથી લક્ષમી ઘટે છે, તેમ ચીંતાથી ચતુરાઇ ઘટે છે, અને

મને કેહવાની રજા આપશો કે તમે એક ઘણુંજ ચાલાક લેડી છો. હું અને તમારા પીતા કાંઇ અગત્યની બાબદ વીશે વાદવીવાદ ચલાવતા હતા; પણ હું ધારૂં છ, હેથરલી કે હવે આપણે એકબીજાને સમજી શકયે છીએ.” લોર્ડ રેતન ભેદભરેલી રીતે હસ્તાં બોલ્યો.

“હા-હા” લોર્ડ હેથરલીએ ટેકો આપ્યો. “મેરી હવે જમવાનો વખત થવા આવ્યોછ. જા, દીકરી જઇને તારાં કપડાં બદલી આવ.”

મેરી એક પળ ત્યાંજ થોભી. તેણી આ બંને જણને વારાફરતી જોવા લાગી, અને રાલફ માટે તેણીનો શક વધારે મજબુત થયો, કારણ તે હમણાં તેણીને કાંઇ અજબ હિંમતથી નીહાળતો હતો.

પ્રીય વાંચનાર, કુદરતનો એવો કાયદો છે કે એક માણસની જીંદગીમાં ચોક્કસ ફેરફાર થવા પછી તે વધારે ભલો બને છે, યા તો વધારે બુરો બને છે. તેમ રાલફની જીંદગીમાં પણ બનવા પામ્યું હતું. અખુટ દોલત અને સત્તા, એશઆરામ અને મોજશોખ, જુગાર અને શરત, પાર્ટી અને પીકનીકથી તે આગળ હતો તેનાં કરતાં વધારે બદતર બની ગયો. તેના ચેહરા ઉપર એકજાતની નફ્તાઇની નીશાણી અચુક દીસ્તી હતી. એ ઉપ્રાંત મેરી વીશે તેનો નાપાક પ્યાર તેને વધુ કંગાળ બનાવતો હતો, અને તેજ પળે નીતાની યાદ થતાં તે પોતાનાં મગજમાં એવા તો ખરાબ જુસ્સાઓ લાવતો હતો, કે જેથી હમણા લેડી મેરી તેને નાપસંદગી અને બેવીશ્વાશથી જોય, એમાં કાંઇ નવાઇ હતી નહિ.

“હા, પપા” મેરી બોલી “પણ તમે હમણા જમો છો કે?”

"હા, હું લૉર્ડ રેતન સાથે આઉંછ."

પણ રાલફે આ ઇજન સ્વીકાર્યું નહિ, અને એક ધીમી "ગુડ-બાઇ" પછી મેરી તે ઓરડો છોડી ગઇ.

લૉર્ડ હેથરલી લગભગ એક દચકાં સાથે પોતાની ખુરસીમાં પાછો બેઠો.

"રેતન, મેરીને આ વાત કેહવામાં હું કાંઇ ગેરફાયદો જોતો નથી. મેં-મેં કાંઇ પણ દીવસે તેણીથી કાંઇ છુપાવ્યું નથી."

"નહિ, લેડી મેરીને હું હાલતુરત કાંઇ પણ જણાવા માંગતો નથી" રાલફ સેહજ સખતાઇથી બોલ્યો "બૈરાંઓ કાંઇપણ કામ સમજતાં નથી."

"પણ આ વાત જાણવાથી તો તેણી સાંમો તમારો ઉપકાર માનશે" હેથરલીએ વાંધો ઉઠાવ્યો.

"મને તેણીનાં ઉપકારની પરવાહ નથી, એટલે હેથરલી તમે મારા ઉપકાર તળે દબાયલા છો એવું હું તેણીને જણાવા માંગતો નથી."

"તેનું કારણ?"

"કારણ ઘણું સેહલ છે" રાલફ એક ખંખાર મારતાં બોલ્યો "જોવની હેથરલી, ખરી બીના તો એ છે કે હું તમારી બેટીને ચાહુ છું અને તેણીને મારી ધણીયાણી બનાવા માંગુછ

લૉર્ડ હેથરલીનાં ફીકકા ચેહરા ઉપર રતાશ ધાઇ આવ્યો. પણ વાંચનાર તે ખુશાળી અને સંતોષનો હતો નહિ અને તોપણ ફક્ત થોડાજ અઠવાડયાં અગાઉ, તેણે આ તવંગર લૉર્ડ રેતનનો આવો એકરાર સમજીને તેને ખુશાળીથી વધાવી લીધો હતે. પણ હમણા-વેલ-તે લૉર્ડ રેતનને વધારે સારી રીતે ઓળખતો થયો હતો તે જાણુતો હતો કે જેમ સોનાની કસોટી આતશ છે, ઓરતની કસોટી સોનું છે, મરદની કસોટી ઓરત છે, તેમ

દોસ્તીની કસોટી સોબત છે; અને એ ખ્યાલથી ઝાઝા ઉમગ વગર લોર્ડ હેથરલીએ પોતાનો હાથ રાલફ તરફ લંબાવ્યો.

"મારા વ્હાલા રાલફ" તે બોલ્યો "તમારો આ પ્રમાણીક એકરાર સાંભળવા પછી મને ઘણી ખુશાળી ઉપજી છે. હું એમ કેહતો નથી કે તમારા આ શબ્દોએ મને એકાએક અજાયબીમાં ગરકાવ કરી નાંખ્યો છે, કારણ મારે કબુલ કરી દેવું જોઇયે કે આવો વીચાર મારા મગજમાં પણ ઉતપન થયો હતો. મને આશા હતી કે આપણી આ ધાડી મીત્રાચારી મોડે વેહલ્લે આપણા વચ્ચે સગાઈમાં ફેરવાઇ જશે. પણ રાલફ જો કે હું તમારા સીવાય બીજા કોઇપણ જવાનને મારા જમાઇ તરીકે વધુ આવકાર આપીશ નહિ, તોબી હું મારી દીકરીના અંગત વીચારો માટે જોખમદાર રેહતો નથી."

રાલફે દોકું ધુણાવ્યું.

"અલબત-અલબત, લેડી મેરીનો ભવીષ્યનો ભરથાર ખુદ તેણીની પસંદગીનોજ હોવો જોઇએ" રાલફ વીચીત્ર રીતે હસતાં બોલ્યો "ઓફ કોર્સ, તેણી ઉપર કાંઇપણ દબાન કરવામાં આવશે નાહ."

"દબાન! નહિ નહિ" લોર્ડ હેથરલી ગગળતા સાદે બોલ્યો "મારી દીકરી તમારી માંગણી કબુલ કરવા યાતો ના પાડવા તદન મુખત્યાર રેહશે. ઓ રાલફ આય દુનીયામાં મારી ફકત એકજ ચીજ છે કે જેને સુખી જોવા. જેને દુખ અને આફતનાં એક પણ કડવાં આંસુથી બચાવવા, જેને તેની હંમેશની હાલત ઉપર નીભાવવા હું સદા તઇયાર છું, અને તે ચીજ તે કોઇજ નહી પણ મારી એકપુરી દીકરી મેરી છે. અરેરે તેણીનાંજ સુખને ખાતર હું આય સન્તાબાજી ખેલીયો, તેણીનાંજ ભવીસ્યનાં બંધારણને ખાતર હું

ગોલકોન્દા માઇનઝનાં મોટાં વ્યાજથી લલચાઇ ગયો, અને જો તમે મારી મદદે નહિ આવ્યા હતે, રાલફ તો હું મારી સાથે તેણીને પણ ભીખારી હાલત ઉપર ઘસડી જતે; તેણીની વાજબી હાલત ઉપરથી હડસેલીને કોઇ એકાંત કંગાળ ઝુપડાંમાં સબડાવવાને કમનશીબ નીવડતે."

લોર્ડ હેથરલીનો અવાજ લઠડી પડયો. તેને પોતાનો પસીનાથી ભરેલો ચેહરો જોરથી લુછયો, અને જ્યારે તેને તે રૂમાલ બાજુએ મેલીયો, ત્યારે તે ચેહરો કાંઇ અજબ રીતે ફેરવાઇ ગયો હતો. ઓહ, લોર્ડ રેતન સાથની તેની દોસ્તીની આગળનાં ચેહરા, અને હમણાનાં ચેહરા વચ્ચે આ કેવો ફેરફાર !

" એ સઘલાથી તમે મને બચાવ્યો." લોર્ડ હેથરલીએ આગળ ચલાવ્યું " ખરેજ લોર્ડ રેતન તમે કેવા ભલા અને ઉદાર છો, જો કે આ સટ્ટાબાજીથી તમુને પણ મોટું નુકશાન ખમવું પડયું છે."

પણ એ વીશે રાલફે હેથરલીને અંધારામાંજ રાખ્યો હતો. ગોલકોન્ડા માઇનઝ પડી ભાંગવાની આગમચ, તેને પોતાનાં શેર વેચી નાંખ્યા હતા, અને તેથી તેને કાંઇ પણ ખોટ ખમવી પડી હતી નહિ

" એટલાં નુકશાનથી હું જરા પણ બીહતો નથી " રાલફ બોલ્યો.

" હા, આપણા વચ્ચે ફરક ત્યાંજ છે, રેતન."

" પણ હજુણબી તમુને કાંઇ ગંભીર નુકશાન થયું નથી. આ શેર ઉપરનો પેહેલ્લો હફતો તમે ભરી ચુકયા છો, અને જ્યારે બીજા હફતાનો વખત આવશે ત્યારે કયાં જવું તે તમે જાણો છો," રાલફ પોતાની સીગાર ઉપરથી રાખ પખેડતાં બોલ્યો "તમારે કાંઇ પણ ફીકર કરવી નહિ, અને જે દીવશે

લેડી મેરી, મારી માંગણી કબુલ કરશે, ત્યારે તેજ દીવશે તેજ ઘડીએ હું આ સઘળાં "આઇ-ઓ-યુ" નાં ઓચરયાં તેણીનાં લગણની ખુશાળીમાં હું તમુને ભેટ આપી દઇશ."

લોર્ડ હેથરલીનો ચેહરો ખુલી ગયો, ધાસ્તી અને ફીકરનાં ચીન્હ તેનાં ચેહરા ઉપરથી એકદમ ઉડી ગયાં, અને શેકહેંડ કરવા તેને રાલફનો હાથ જોરથી દાબ્યો.

"હું તમારો બદલો કેમ વાલીશ" તે બડબડયો "ખરેજ રાલફ તમારી અસાધારણ મેહરબાનીથી મને ઘણું લજવાનું પડે છે. પણ મારી દીકરીએ તમારા આ ઉદાર માંગણી માટે કાંઇ પણ જાણવું જોઇએ નહિ. મારી સલામતી અને તેણીનાં ભવીષ્યનું સુખ તેણી તમારો હાથ કબુલે યા નાકબુલે તેની ઉપર આધાર રાખેછે, એ વીશે તેણીને કાંઇ પણ જણાવવું નહિ."

"અલબત નહિજ" રાલફ ફતેહ સાથે હસતાં બોલ્યો "તમે શું એમ ધારોછ——"

"માફ કરજો રાલફ" હેથરલી દયામણા અવાજે બોલ્યો "પણ મારી દીકરી માટે તમે મારી કાળજી તો જાણો છો"

"હું તે સમજું છ. પણ તમારે ખાત્રી રાખવી કે હું લેડી મેરીને તેણીની મરજી ઉપ્રાંત કદીબી પરણીશ નહિ. હું એક ચાનસ લેવશ. અને જો હમારી વચ્ચે કોઇ કવાબમાં હાડકું નહિ હશે. તો હું ધારૂ છ કે મારી ફતેહજ છે.'

"નહિ મારી દીકરી માટે બીજો કોઇબી ઉમેદવાર નથી" હેથરલી જરા ચોકતાં બોલ્યો "હા મેરી અને સર બરાવનનાં બીજો દીકરો એડવર્ડ જયારે તેઓ નાનાં હતાં, ત્યારે પ્યારનાં કાંઇ ઘેલાચેડાં કાદતાં હતાં ખરાં પણ હું ખાત્રીથી માણું છ કે તેઓની દોસ્તીએ કાંઇ ગંભીર રૂપ લીધું નથી. એડવર્ડ એક ભલો જવાન છે. તે મારો ઘણો લાડકો છે, છતાં તે મેરીને

પરણવાને લાયક નથી. અને તમે જાણોછો તેમ તે તો કેઠે બાહરગામ ગયોછે."

"તેઓ કાગળપત્ર નથી ચલાવતાં" રાલફે શંકાથી પુછ્યું.

"મારા વ્હાલા રાલફ એમ જો હતે તો મને જરૂરજ ખબર પડતે. મારી રજા વગર યા તો છુપી રીતે મેરી કાંઇ પણ કરવાની હીંમત કરતી નથી.'

"ઠીક ત્યારે તો તમારા કેહવા પ્રમાણે મેરી અને આ ભીખારી એડવર્ડ વચ્ચે લગનનો તો સવાલજ નથી. યાને મારો કોઇ હરીફ નથી. ઠીક, તમુને જમવાનો વખત થતો હશે અને હવે હું રજા લઇશ. કોઇ બીજી વખતે હું મારો પ્યાર તેણી આગળ જાહેર કરશ, અને તેટલાં ઇનશાહ્લા, તમે પણ તેણીને કાંઇ જણાવશો નહિ."

"નહિ આપણી ગોઠવણ તેણી કદીબી જાણશે નહિ" લોર્ડ હેથરલી બડબડયો.

"નહિ જાણશે. એ ભોળા બુઢ્ઢા બુબખ તુંને થોડાજ વખતમાં માલમ પડશે" રાલફ તેની પીઠ પાછળ બોલ્યો.

રેતન–હોલ તરફ જતાં રાલફથી હસાઇ હસાઇ જવાતું હતું. તેને આ ભોળા ઉમરાવને એવી રીતે સ-તામાં ફસાવ્યો હતો, કે તેની ભોલાઇ જોઇને તે વારંવાર અજાયબ થયો, કે દુનીયામાં જો લોર્ડ હેથરલી જેવાજ સબળા માણસો હોય તો ફક્ત મુઠ્ઠીભર લફંગાઓ ચાહે તેવી રીતે રાજ કરી શકે. આ બુઢ્ઢો તેનાં હાથમાં સાબુટ રમી ગયો હતો. અને પરીણામમાં તે હવે મેરીને જીતવાની સોએ સો ટકા આશા રાખતો હતો.

"ફતેહ–ફતેહ તે પોતાનાં રૂમમાં દાખલ થતાં વીસ્કી સોડાનું એક ગ્લાસ લેતાં બોલ્યો "બાપરે જ્યારે તેણી બાહરથી આવી ત્યારે કેવી ખુબસુરત દીસ્તી હતી. ઓહ, એ દુકતી હમણા તો

મને ગણકારતી નથી, પણ એને પરણ્યા પછી હું એને બરાબર ઠેકાણે લાવી નાખશ." તે દારૂનું એક બીજું ગલાસ લેતાં ઇઝીચેર ઉપર અરડાઇને બોલ્યો "મેરી, મારી પરણેતર બોહ, પેલો ચંડાળ બ્રાયન જ્યારે એ જાણશે, ત્યારે કોણ જાણે ઝેરનાં કેમ ફાકા મારશે."

એકાએક તેનાં સુખી સ્વપણાઓમાં ખલલ પડી. બારણા ઉપર બે ચાર તકોરા પડયા, અને તેનો બતલર પારકીનસ હાથમાં એક લાંબા કાગળ સાથે દાખલ થયો.

"તમારા ગયા પછી લંડનની નાટક કુંપનીના એક ગ્રહસ્થ હયાં આવ્યા હતા, મારા લોર્ડ" તે બોલીયો "અને તેવણ આ હેંડબીલ આપી ગયા છે."

રાલફ હમણા ઘણા સારા "મુડ" માં હતો, તેથી તેને તુરતજ પુછ્યુ.

"આ કેવો ખેલ છે, પારકીનસ?"

પારકીનસે પોતાનાં હાથમાંનાં હેંડબીલ ઉપર નજર કરી તેમાં જણાવ્યું હતું કે લંડનની એક ઘણી જાણીતી થીએત્રીકલ કુ૦ ઘણા મોટા ખરચે થોડા વખતમાં દેવનશાયરમાં આવી પુગનાર હતી. અને તે હેંડબીલની બરાબર વચ્ચે કાળા મોટા હરફે તે કું. ની સઉથી જાણીતી એકટ્રેસ અને ડાનસર "નીતા" નું નામ જોવામાં આવતું હતું.

"કાંઇ કોનસરટ જેવું માલમ પડેછ મારા લોર્ડ" પારકીનસ આખરે બોલ્યો "આ રહ્યું તે હેંડબીલ."

"નહિ, મારા કરતાં વેસ્ટ પેપર બાસકીત એની વધારે રાહ જોએછ" રાલફ હસતાં બોલ્યો "લે તારે ગમે તો તું બોક્ષની પાંચ તીકીટ લેજે"

રાલફે પોકીટ ઉઘાડી, અને પારકીન્સ પોતાનાં શેઠની ઉદારતાથી ખુશ થતો. તે ઓરડો છોડી ગયો.

## પ્રકરણ ૨૬ મું.

લેડી મેરીને સલામ કરવા પછી, આપણી નાની ટોળી પોતાનાં ઘર તરફ પાછી ફરી. સીસીલીયા એકલીજ ઘોડેસ્વાર થઇ હતી, અને લેર્ડ લેસલી અને સ્ટેલા આગગનીજ માફક તેણીની પછવાડે હંકારતાં હતાં. સ્ટેલાને પોતાની બાજુમાં બેઠેલી જોઇને લોર્ડ લેસલીનું જીગર ખુશાલીથી બાગ બાગ થતું હતું. તે હમણા અજાયબ થતો હતો, કે જો કે તેની દરેક નજરમાંથી, તેનાં દરેક શબ્દમાંથી મોહબતનાં શોળા નીકળતા હતા તોપણ તેણી એ વીશે તદન અંજાણ હાલતમાં, આવી શાંત અને વીચારવંત ઢપે કેમ બેસી રહી હતી. શું તેણીનાં પેલા બેદી ભુતકાળમાં કોઇ બીજો જવાન હતો, કે જે હમણા તેણીનું ચીત્ત રોકી રાખતો હતો? આ સવાલ લોર્ડ લેસલી વારંવાર કઇક ધાસ્તીથી પોતાને પુછતો હતો, અને તે વીશે સેહજ અચોક્કસ હોવા છતાં પણ, આશા—મારા દોસ્તો—આશાએ લેર્ડ લેસલીનાં જીગરમાં પણ વાસો કર્યો હતો.

"કેમ શું વીચારમાં છો, મીસ મેરડાન્ટ" તેને આખરે પુછયું.

"હું લેડી મેરી વીશે વીચાર કરતી હતી" સ્ટેલા બોલી, અને તે ખરૂંજ બોલી કારણ જો કે રાથ હંમેશ મુજબ તેણીની નજર અને વીચારમાં ભમ્યા કરતો હતો, તોપણ લેડી મેરીએ હમણા તેણીનાં નાજુક અંતકરણમાં એક નાની જગ્યા રોકી હતી. "મારી ખાત્રી છે લોર્ડ લેસલી, કે તેણી ખુબસુરત અને

સુખી હોવા છતાં હમણા તેણીનાં સુખનાં શામીયાણા ઉપર એક નાની કાળી વાદળી લટકે છે."

"હું પણ એમજ ધારૂંછ" લોર્ડ લેસલી બોલ્યો "કારણ જ્યારે છેલ્લાં હમે તેણીને જોઇ હતી, ત્યારે તેણી હસ્તી રમતી એક ખુશાળ છોકરી હતી. કદાચ આ ફેરફાર તેણીનાં પીતાની માઠી તબીયતને લીધે પણ હોય!"

"હું ધારૂંછ કે એનાં કરતાં તેણીને કાંઇ વધુ ગંભીર કારણ મળીયુંછ" સ્ટેલા શંકાથી ડોકું હીલવીને બોલી "તેણીને છુપો ગમ છે."

"તમે એટલી ચાળાકી કયાંથી શીખ્યાં, મીસ મોરડાન્ટ" લેસલી હસતાં બોલ્યો "લોર્ડ હેથરલીની એકપુરી લાડકી દીકરીને છુપા ગમનું કારણજ શું હોઇ શકે? પણ હા, કદાચ તેણી કોઇ સાથે પ્યારમાં પડી હોય!" લેસલી સેહજ અચકાતાં બોલ્યો.

"હા," સ્ટેલાએ નીચી નજરે જવાબ આપ્યો.

"તમે પણ એમ ધારોછ, ત્યારે તો મારી અટકળ તદન ખરી છે" લેડી લેસલી જાણે તેને કેવીએક મોટી શોધ કીધી હોય એમ બોલ્યો "આજે આપણે એડવર્ડ બરાયન નામનાં એક જવાન વીશે વાત કરતાં હતાં. ત્યારે તેણીનાં ચેહરા ઉપરનો ફેરફાર તમે દીઠો હતો, મીસ મોરડાનટ!"

"હા" સ્ટેલાએ કબુલ્યું "પણ હમણા તે કયાં છે? શું તે તેણીને ચાહેછ?"

"મારી પકકી ખાત્રી છે" લોર્ડ લેસલી કાંઈ વીચાર કરતાં બોલ્યો "મને બરાબર યાદ છે, કે જ્યારે હમે નાનાં હતાં, અને સઘળાં સાથે રમતાં હતાં, ત્યારે એડવર્ડ હંમેશ મેરીને "મારી ભવીષ્યની ભાગયણ" કરીને બોલાવતો હતો.

પણ હમણા તેને કાંઇ ઘણો ચાન્સ નથી. તે સર ક્લાયનનો બીજો દીકરો હોવાથી પોતાનાં બાપની નાની મીલકતમાં ભાગ પાડી શકતો નથી, અને તેથીજ તે દોલતની શોધમાં કોઇ દુરદરાજ મુલકમાં નીકળી ગયો છે "

"ત્યારે તો હું લેડી મેરીની દલગીરીનું કારણ સમજી ગઇ છું" સ્ટેલા બોલી "એડવર્ડ મુફલેશ છે, અને તેથીજ તેઓ બંને જુદાં પડયાં છે. આહ હજારો માઇલનાં અંતર વચ્ચે આવી રીતે છુટટું પડવું, એ કેવું દુખ છે તે મને ખબર છે?"

તેણીનો ચેહરો ફીકકો પડી ગયો, અને એક પળ તેણીએ આંખ્યો બંધ કરી.

"લેડી મેરીનો કેસ તમે બરાબર સમજી ગયાં છો, મીસ મોરડાનટ" લોર્ડ લેસલી બોલ્યો "પણ હું એમ પુછું કે ઇનશાનની જીંદગી અને તેની જંજાળોનો આ સઘળો અનુભવ તમે કયાંથી મેળવ્યો? કોઇનું અંતઃકરણ વાંચી શકવાને હજુનુ તમે ઘણા જવાન છો."

"પણ ફક્ત ઘડપણમાંજ આપણને દલગીરી અને અનુભવ મળતો નથી."

"બરાબર છે" લોર્ડ લેસલીએ ટેકો આપ્યો "જવાની જો કે જીંદગીનો એક સઉથી સરસ વખત છે, તોપણ તે દલગીરી અને ચીંતાથી કાંઇ તદન મોકળો નથી. પણ આવી રંગીયામણી સાંજે આપણે એ વાશે વધુ બોલશું નહિ. જોવ પેલી સાંમેની ટેકડી પછવાડે અસ્ત પામતો સુર્ય કેવો સુંદર દેખાયછે"

સ્ટેલાએ તે તરફ નજર કીધી. રાથ સાથે બેસીને તેણીએ એજ આફતાબને વાકુવરનાં દરીયામાં ગરક જતા વારંવાર દીઠો અને એ ખ્યાલથી તેણી ધુજવા લાગી.

"તમુને થંડા લાગેછ, મીસ મોરડાન્ટ" લેસલી તુનજર બોલ્યો.

"નહિ-નહિ"

"જોર સંભાળજો. કારણ હમણા હવામાં જરા સરદી છે પણ કદાચ અમઠાં બેસી રેહતાં તમુને થંડક લાગની હશે. તમે કદીપણ ઘોડો હાંક્યો નથી કેમ? લેવ આંય લગામ લેવ, હમણાં તમારાં આંગમાં ગરમી આવી જશે."

"ઓહ" સ્ટેલા ઘોડો હાંકવાની ખુશાળીથી બોલી, અને તેઓએ પોતાની બેઠક અદલબદલ કરી.

"જરાક લગામ તાઇટ પકડો. જોવ આય એમ" લોર્ડ લેસલી તેણીનાં હાથમાં લગામ બરાબર ગોઠવતાં બોલ્યો.

"આ મારી પેહેલીજ કોશેશ છે" સ્ટેલા બોલી "અને આ ઘોડો——"

"હં! હજુશુ બરાબર નહિ" હાંકનારમાં ફરક પડેલો હોવાથી તે ઘોડાને જરા વધુ ઝડપથી દોડતાં જોઇને લેસલી બોલ્યો "પણ તમે કાંઇ બીહકણ નથી. મીસ મોરડાન્ટ."

"નહિ" સ્ટેલા બોલી "રાથ મારી હીંમતની વારંવાર તારીફ કરતો હતો"

લોર્ડ લેસલી મજબુત ચોંક્યો.

"એ 'રાથ" કોણ છે?"

સ્ટેલાને પોતાની ભુલ ઘણી મોડી માલમ પડી. હવે તો કેહવા સીવાય છુટકો હતો નાહ.

"તેવણ મારા એક ઓળખાતા છે" સ્ટેલાએ ધીમેથી જવાબ આપ્યો.

"હં-એક જુનો દોસ્ત" લોર્ડ લેસલી ચુંચી આંખ્યો કરીને તેણી તરફ જોતાં બોલ્યો.

"નહિ, તેવણ્ સાથે મને હમણાજ ઓળખાણ પડી હતી. પણ હું બરાબર હાંકુંછ કે ?"

"હા, ઠીક. બરાબર છે પણ મીસ મોરડાન્ટ આજે પેહેલીજ વાર તમે તમારા ઓળખીતાનું મારી આગળ નામ દીધું છે, અને તેથી એ તમારો "રાથ" કોણ છે, તે જાણવા હું ઘણો આતુર છું."

"તેવણ મારા એક ઘણાજ દયાળુ દોસ્ત છે" એક મીનીટની ચુપકીદી પછી સ્ટેલા ધીમેથી બોલી "જ્યારે હમે તેનાં ટાપુ તરફ ઘસડાઇ ગયાં હતાં, ત્યારે મારી તેમજ મારાં માતાજીની જીંદગી બચાવનાર એજ બાહદુર બચ્ચો હતો. ઓ લોર્ડ લેસલી. તમે મને વધુ બોલવાની શા માટે ફરજ પાડો છો. રાથ મારો એક સૌથી મોટો, સૌથી ભલો, અને સૌથી નીરદોશ દોસ્ત છે."

"એક દોસ્ત—તે કરતાં વધુ કાંઇજ નહિ" લેસલીએ ઉંચે દમે પુછ્યું.

"નહિ' સ્ટેલા સેહજ ગુસ્સાથી બોલી

અને તેજ પળે લોર્ડ લેસલીએ છુટકારાનો એક દમ ખેંચ્યો.

"તમે મને કેવો બીવડાવ્યો ?"

"તમે બીધા, એટલે ! કેવી રીતે ?" સ્ટેલાએ અજાયબીથી પુછયું.

"તમે નહિ જાણતાં. ઓ, હું તે તમુને કેમ સમજાવી શકું" લેસલી ધ્રુજતા અવાજે બોલ્યો.

પણ આ વેળા દુરથી બે કુત્રા મરાતા આવ્યા. તેઓનો અવાજ સાંભળીને ઘોડાએ જોરથી દોડવા માંડયું, સ્ટેલાનાં હાથમાંની લગામ ધીલી થઇ ગઇ, અને તે ડોગ-કાર્ટ જોરથી આમતેમ હાલવા લાગી.

"મને લગામ આપી દો" લોર્ડ લેસલી ભય જોતાં બોલ્યો.

"નહિ" સ્ટેલા બોલી "હું આંય ઘોડાને મારા કાબુમાં રાખી શકીશ."

પણ કમનશીબે લોર્ડ લેસલી તે વેળા પોતાનું સઘળું ડાહપણ ભુલી ગયો. સ્ટેલા તે લગામ જોરથી ખેંચીને શાન અને મક્કમ ચેહરે પોતાની બેઠક પાછળ અઘેલાઇ પડી હતી, અને લોર્ડ લેસલી આવા કતોકત વખતમાં પણ તેણીને વખાણ-થી જોતો બેઠે હતો.

"તમારી ખાત્રી છે?" તેને પાછું પુછ્યું "જોક સંભાળો હયાં આગળ એક વળાણ આવેછ"

"મને તેની ધાસ્તી નથી. એ ફકત તમે મારી ઉપર વીશ્વાસ રાખો."

"મારી હાલની અને હવે પછીની જીંદગીમાં પણ તમારે માટેનો મારો વીશ્વાસ કદી ઓછો થશે નહિ." લોર્ડ લેસલી બોલ્યો "સંભાલો પેલું વળાણ ધ્યાણ રાખજો. જો કાંઇ માંઠો બનાવ બને—"

"તો મને ઠપકો આપજો" સ્ટેલા લગામ તાઇત ખેંચતાં બોલી

"ખરેજ તમે એક બાહદુર બાનુ છેઓ મીસ મોરડાન્ટ."

"હા, રથ એક વેળા બોલ્યો હતો——"

"પાછો રાથ!" લેસલી બડબડયો.

"કે મારા હાથમાં લીધેલા કામમાં હું કદીભી પાછળ હઠતી નથી. આંય વળાણ કે? એ ઘોડા તો ફરતા નથી. સબર પકડો લગામ— —"

એક જબરદસ્ત કડાકા સાથે તે ડોગ કોર્ટ એક મોટા

ઝાડનાં થડ સાથે અફળાઇ પડી લોર્ડ લેસલી એક દડાની માફક તે ગાડીમાંથી ઉછળાઇ પડયો, પણ તેનાં સારાં નસીબે તે એક ઝાડીમાં પડતાં બચી ગયો હતો, અને જયારે થોડો વખત પછી તે કાંઇપણ ઇજા વગર પાછો ઉભો થયો ત્યારે અફસોસ સ્ટેલા તે ભાગેલી ગાડીનાં કાત નીચે તદન દબાઇ ગઇ હતી. એક કુદકા સાથે લોર્ડ લેસલી તેણીની બાજુમાં ગયો. તેણી જીવતી કરતાં એટલી મુવેલા લાગતી હતી, કે હવે શું કરવું તેનાં વીચારમાં લોર્ડ લેસલી અનયંત ધાસ્તીથી ગાફેલ બની ગયો આખરે તેને સ્ટેલાને બાહર ખેંચી કહાડી અને પોતાનાં ગુંઠણ ઉપર તેણીનું માથું મુકીને અતી માયાથી તેણીનાં બાલ સરખા કરતાં બોલ્યો.

"સ્ટેલા સ્ટેલા, મારી વ્હાલી ઓ બોલ તુંને કાંઇ ઇજા થઈછ કે? યા ખુદા હવે શું કરૂં?"

પણ તેટલામાં બાજુમાં એક પાણીનો ઝરો આવેલો હતો એવું યાદ આવી જવાથી તુરતજ લોર્ડ લેસલી ત્યાં દોડયો, અને પોતાનો રૂમાલ ભીંજવીને પવન વેગે સ્ટેલા આગળ પાછો દોડતો આવ્યો. ઓ ખુશાળી થોડો વખત પછી તેની મેહનતને જશ મળીયો, અને સ્ટેલા જરા હુશીઆર થતી જણાઇ.

"સ્ટેલા, માઇ ડારલીંગ, ઓ બોલ તું મને ઓળખેછ કે?"

સ્ટેલાએ આંખ ઉઘાડી, અને તેની તરફ ડોળા ફાડીને જોવા લાગી.

"શું—શું થયુંછ" તેણીનો અવાજ નીકળયો "તમુને કાંઇ ઇજા થઇછ લોર્ડ લેસલી?"

પોતાને માટે સ્ટેલાને આટલી ઇંતેજાર જોઇને, લેસલી પોતાની સઘળી હીંમત હારી ગયો.

"ઓ નહિ નહિ, મને મરવા દે. તારે ખાતર હું એવા

હજાર મોહત મરવા તૈયાર છું." તેણે બુમ પાડી " પણ તું કેમ છે સ્ટેલા, અરે એ સઘળો મારોજ કસુર હતો."

" નહિ, મેંજ બોંહસ કીધી, અને તમુને આવી હાલતમાં લાવી નાંખ્યા. આપણો ઘોડો કયાં છે ? "

" જાહનમમાં ! જોઉ ઉભી થા સ્ટેલા મને જોવા દે "

સ્ટેલાએ ઉભી થવાની કોશેશ કરી, પણ બીજીજ પળે અર્ધ બેભાણ જેવી હાલતમાં લેસલીનાં હાથમાં તુટી પડી.

" સ્ટેલા, મારા પ્યાર " લોર્ડ લેસલી જુસ્સાથી બોલ્યો " હું તુંને ચાહુંછ. જે દીવશે મેં તુને બચાવી લીધી તેજ દીવશથી તારા મનહર મુખડાએ મારા મગજમાં મોહબતનો માળો બાંધ્યોછ. નહિ મારેથી બીહનાં, ઓ સ્ટેલા, હવે તો મારૂં સઘળું સુખ તુંને મેળવવામાં સમાઇ ગયુંછ. "

સ્ટેલાએ તેનાં હાથમાંથી છુટી થવાની કોશેશ કરી, પણ લેસલીએ તેણીને મજબુત પકડી રાખી.

" ઓ નહિ નહિ, મને બોલવા દે સ્ટેલા હું તને ચાહુંછ અને જોકે તે કેહવાનો આંય વખત નથી તોબી બોલ ડીયર તું મને પરણુશે કે ? '

આ સઘળા શબ્દો સ્ટેલાએ જાણે સ્વપણામાં સાંભળ્યા હતા. આ જવાન તેણી પાસેથી એવી ચીજ માંગતો હતો, કે જે તેણી રાથને પેલા ટાપુ ઉપર આપી ચુકી હતી.

" મને જવા દો, આપણે જઇયે " તેણી આખરે નાચારીશી બોલી.

" હા, હા, આપણે ઘરથી કાંઇ ઘણા દુર નથી પણ મને જવાબ આપ, અરે ફકત મને કાંઇ આશા તો આપ. "

" નહિ, નહિ, હું તમુને કદીબી પરણી શકીશ નહિ " સ્ટેલા ગુગળાતા સાદે બોલી.

લોર્ડ લેસલીનો ચેહરો નાસીપાસીથી ફગળાઇ ગયો.

"તું ખરૂ કહેછ. સ્ટેલા, શું–તું કોઇ બીજા જવાન—"

"ચાલો આપણે ઘરે જઇયે, એ મેહેરબાની કરીને જલદી ચાલો, અને એ વીશે વધુ નાં બોલો."

## પ્રકરણ ૨૭ મું.

લોર્ડ લેસલીની સરજતે તેને જે ફટકો મારીયો હતો, તેમાંથી સાવધ થવા તે એક પળ ચુપ ઉભો. ફકત એકજ કલાક અગાઉ તે સ્ટેલાને જીતવાને માટે તદન આશાભર હતો, પણ હમણા એકજ ઝટકે તેની સઘળી ઉમેદ જમીનદોસ્ત થઇ ગઇ હતી.

"સ્ટેલા–મીસ મોરડાનટ" તે થોડો વખત પછી બોલ્યો "આજે છેલ્લીજ વખત હું મારા પ્યારની તમો આગળ વાત કરૂંછ, કારણ હું જાણુંછ કે મારે માટે હવે કાંઇપણ આશા નથી."

"હું–હું ઘણી દલગીર છું" સ્ટેલા લગભગ એક દયકાં સાથે બોલી "અરે મને ફકત પેહેલ્લેથીજ ખબર હતે! લોર્ડ લેસલી હું એક તદન નાચાર છોકરી છું, તમે મને ફકત થોડાં અઠવાડયાં થયાંજ ઓળખો છો, અને તોપણ તમે આવી રીતે ઉતાવળા બન્યા છો."

"થોડાં અઠવાડયાં, થોડા મહીનાં, થોડાં વરશ, એ સઘળું મારે મનસે એકજ છે, મીસ મોરડાન્ટ" લોર્ડ લેસલી નીચી નજરે બોલ્યો "કોઇ પ્યાર એવો હોય છે કે જેણે બાહર આવતાં વખત લાગે છે, પણ મારો પ્યાર તો પેહેલ્લીજ નજરનો હતો. હવે હું ફકત એટલુંજ કેહવા માંગુછ કે જો કદાચ તમે તમારો વીચાર ફેરવો—"

"તે કદીએ ફરશે નહિ" સ્ટેલા મકકમ અવાજે બોલી.

"ઠીક, ત્યારે તો હું તમુને ખાત્રી આપું છ કે હવે પછીથી મારા એક પણ શબ્દ અથવા નજરથી હું તમુને એ વીશે યાદ આપશ નહિ, તેમજ મારી નાસીપાસીનાં દેખાવથી તમુને દલગીર કરશ નહિ."

"ઓ લોર્ડ લેસલી તમે મને કેવી સખત હૈડાંની ગણુતા હશો."

"નહિ, નહિ" તે તુરતજ બોલ્યો "એમાં તમારો શું વાંક! એ સઘળો કસુર તો મારાં કીસમતનો છે."

આ શબ્દો તે એવી તો લાગણીથી બોલ્યો, કે સ્ટેલાની આંખમાં પાણી આવી ગયાં.

"તમે રડોછ, મીસ મોરડાનટ, ઓ નહિ, હું તમારાં એવાં એકપણ આંસુને લાયકનો નથી. ખુદાને વસ્તે તમે એમ નાં વીચારો કે આ સઘળો દોષ તમારે માથે છે. પણ તમારા પગને કાંઈ ઇજા થઇછ" સ્ટેલાને લંગડાતાં જોઇને તેણે તુરતજ પુછયું.

"નહિ હું નહિ ધારતી, અને જો થઇ હોય તો તે મને ઘટે છે. ઓ, મેં અંજાણપણામાં તમુને કેવું નુકશાન કીધું છે."

સ્ટેલા ભાગેલી ડોગ-કાર્ટનો વીચાર કરતી હતી; પણ વાંચનાર, તે ઉપ્રાંત શું તેણીએ લોર્ડ લેસલીનાં અંતકરણને કાંઇ થોડું નુકશાન પોંહચાડયું હતું!

"મેહેરબાની કરીને તમે એવું બોલશો નહિ. વાંક સઘળો મારો છે. લેવ ઘેર આયું—અલો સીસ કાંઇ નહિ. ગભરા નાં" લોર્ડ લેસલી પોતાની સઘળી હીંમત એકઠી કરતાં, સીસીલયાનો ચીંતાતુર ચેહરો જોઇને બોલ્યો.

"સેસીલ, તમારો ઘોડો તો ત્યારનો આવ્યોછ, તમે ચાલતાં કેમ આયાં. ડોગ-કાર્ટ ક્યાં છે?"

"હમુને અકસ્માત થયોછ સીસ" સ્ટેલાને પોતાનાં ઓરડા તરફ ગયલી જોઇને લોર્ડ લેસલી બોહલ્યો "મેં તેણીને ગાડી હાંકવા આપી, પણ કુતરાનાં અવાજથી હમારો ઘોડો ચોંકયો, ગાડી એક ઝાડ સાથે અફડી પડી, અને હમો બંને અફળાઇ પડયાં. ઓ સીસ, આવી રીતે જ્યારે તેણી બેભાણ જેવી હાલતમાં પડેલી હતી ત્યારે મેં તેણીને કહી દીધું, પણ અફસોસ તેણીએ નાં પાડી."

"સેસીલ!"

"તું દલગીર નાં થા, બ્હેન. આપણને ખુદાનો આભાર માનવો જોઇયે કે તેણી સહીસલામત બચી ગઇછ. પણ ઓ સીસ, તું મારૂં એક કામ કરશે?"

"મોટી ખુશી સાથે."

"ત્યારે જો સાંભળ" લોર્ડ લેસલી બોહલ્યો "તેણી હમણા ઘણીજ ગભરાઇ ગઇછ, અને એમજ સમજેછ કે જાણે મેં તેણીને બચાવી હતી, તેથી મને ચાહવાની તેણીની ફરજ છે. તેણી કાંઇ અપકાર વીશે બોલી હતી, અને મને મોટું નુકશાન કીધેલું ધારે છે. ઓ સીસ, હવે જો તું તેણીને ખરે-ખરેજ ચાહતી હોય, તો હવે એની સાથે ઘણી માયાથી વર્તજે, અને મારે ખાતર તેણીનાં મનમાંથી આવા ખોટા વીચારો કાઢી નાંખવાની કોશેશ કરજે."

"વારૂં" તેણી ધીમા સાદે બોલી "મારા ગરીબ સેસીલ, હું તારી નાસીપાસીમાં ભાગ લઊં છું."

"ત્યારે તો મારી ચીંતામાં પણ ભાગ લે" લેસલી આતુરતાથી બોહલ્યો "હું બનતાં સુધી તો તેણી સાથે હંમેશ માફક

વર્તશ, અને કાંઇ નહિ તો ફકત બાહરથી તેણીને દેખાડી આપોશ, કે હું મારી નાસીપાસી કેની હિંમતથી ખમું છું. પણ સીસ, હું મારાં અંતકરણને કેમ મનાઉં? હવે હું મારી બાકીની જીંદગીને શું કરૂં?' તે મોટા કઠોર અવાજે બોલ્યો.

*   *   *   *   *

સ્ટેલા સીધી પોતાનાં ઓરડાંમાં ગઇ. એક નીસાસા સાથે તેણી પોતાનાં બીછાણા ઉપર પટકાઇ પડી, અને બંને હાથે પોતાનો ચેહરો છુપાવીને રડવા લાગી. લોર્ડ લેસલીએ તેણીનાં હાથની એવી એકાએક માંગણી કરી હતી, કે ઘડીભર સ્ટેલા આ સઘળું ખરૂં માનવાને પણ અચકાઈ. પણ નહિ તેનો બોલેબોલ ખરો હતો, અને પરીણામમાં તેણીએ તેઓ ઉપર વધારે મુશકેલી લાવી નાખી હતી, તેઓની ભલાઇનો બદલો બુરાઇમાં અને ઉપકારનો બદલો અપકારમાં વાળ્યો હતો. હવે વધુ વાર આ ઘરમાં તેણીની હાજરી લોર્ડ લેસલીને તો શું પણ લેડી સીસીલયાને પણ નાપસંદ થઇ પડશે, હા હવે વધુ વાર તેણી હયાં રહી શકશે નહિ. એક મજબુત કોશેશ પછી તેણી ખડી થઇ અને પોતાનાં કપડાંની ત્રંક ગોઠવવા લાગી. અરે ફકત તેણીએ "હા" કહયું હતે? લોર્ડ લેસલી ભલો હતો, તે એક તવંગર ઉમરાવ હતો, અને વધુ તો તે તેણીને ચાહતો હતો. તેને "નાં" કેહવાથી એકવાર ફરીથી તેણી ઘરબાર વગરની થઇ ગઇ હતી, કોઇનાં દયાળુ આશરા વગર રખડતી થઇ ગઇ હતી, અને જોકે એ સઘળી હાડમારીમાંથી બચવાને હજુણુ પણ તેણીનાં હાથમાં એક ટક હતી, પણ સ્ટેલાએ તેનો લાભ લેવાને સાફ નાં પાડી.

સ્ટેલા પોતાનાં વીચારમાંથી ચોંકી ઉઠી. બારણા ઉપર જોરમાં તકોરા પડયા અને તે ઉઘાડનાં સુસી ત્યાં દાખલ થઇ.

"બાઇ, મેં હમણાંજ સાંભળ્યું કે તમુને કાંઇ અકસ્માત થયોછ" તેણી ચીંતાથી બોલી "હું ધારૂંછ કે તમુને ઇજા નહિ થઇ હશે."

"નહિ, લોર્ડ લેસલી અને હું ડોગ-કાર્ટમાંથી ઉઠળાઇ પડયાં હતાં. પણ સારા નશીબે કોઇને ઇજા થઇ નથી. હમણા જરા મારૂં માથું દુખેછ. તેથીં મારેથી નીચે જમવા આવી શકાશે નહિ. તું અર્ધો કલાક પછી મારે સારૂ ફકત એક ચાહેતું કપજ હયાં લાવજે."

"વારૂં બાઇ" કરીને સુસી ત્યાંથી ચાલી ગઇ, અને અંદરથી બારણું બંધ કરીને સ્ટેલા લખવાની ટેબલ તરફ ફરી. ધ્રુજતા હાથે તેણીએ એક કાગળ લખવા માંડયું અને તે ખલાસ થઇ રહયા પછી જાણે તેમાં કાંઇ ઘણી જીવ સંતોસતની ખબર હોય, એવી રીતે સ્ટેલા તે કાગળ ફરીફરીથી વાંચતી બેઠી. એક છેલ્લી વેળા વાંચ્યા પછી તે કાગળ તેણીએ બંધ કીધું અને કવર ઉપર લેડી સીસીલયાનું નામ લખ્યું.

તે કાગળ નીચે પ્રમાણે હતું:—

"મારા વ્હાલાં લેડી સીસીલયા—હું આ ઘર છોડી જાઉંછું, કારણ તે સીવાય બીજો મારો છુટકો નથી. હું વધુ વખત હયાં રેહવાથી તમુને તેમજ લોર્ડ લેસલીને એક પીડા સમાન થઇ પડીશ. અરે હું કેવી અભાગણી છુ, કે જતી વેળા હું તમુને મારી તરફની માયા મેહરબાની માટે કાંઇપણ ઉપકારનો સખુન કહયા વગર ચાલી જાઉંછું. હું ઇચ્છુંછ કે તમે મને દરીયામાં ડુબતી બચાવી ન લીધી હતે, કારણ મારાં જીવવાથી મેં લોર્ડ લેસલીને કેવું ગંભીર નુકશાન પુગાડયું છે? બસ હું વધુ લખી શકતી નથી. હું તમુને મારાં ખરાં અંતકરણથી છેલ્લી સલામ કરૂંછું, અને તમારી કૃપાસેથી ફકત એટલુંજ માંગી લઉંછ, કે મારા ગયા

પછી તમે મને શોધી કહાડવાની યાતો તમારે ત્યાં પાછી લાવ- વાની કાંઇપણ કોશેશ કરશો નહિ. લોર્ડ લેસલીને એ માટે વાંકું કરજો, અને તેવણને ખાત્રી આપજો કે હું મારા અંતકરણનાં ઉંડાણુમાંથી તેવણની દરગુજર ચાહું છું. તમારી માનીતી, સ્ટેલા મોરડાનટ."

તે કાગળ તેણીએ પોતાની તેબલ ઉપર મુકયું. જમવાનો વખત થવા આવ્યો હતો અને જો કદી તેણીને નાહસવાની સારી જેવી ટક હોય તો તે હમણાજ હતી. રાંધણીમાં સઘળા નોકરો રોકાયા હશે એવું વીચારીને સ્ટેલાએ ધીમેથી પોતાનાં ઓરડાનું બારણું ઉઘાડયું, અને એક ચોરની માફક આમતેમ જોવા લાગી. પણ વાંચનાર, શું તેણી ખરેખર એક ચોર ન હતી? શું તેણીએ લોર્ડ લેસલીનું જીગર ચોરી કરયું ન હતું?

ધીમે ધીમે તેણી દાદર ઉપરથી નીચે ઉતરી, અને બીજી પાંચ મીનીટમાં તેણી બગીચાના પાછલા દરવાજા આગળ આવી ઉભી. એક છેલ્લી વેળા, તેણીએ પોતાની સાંમે આવેલા ઇલેક- ત્રીક લાઇટથી ભભુકાદાર ઓરડાઓ તરફ નજર કરી, અને આખરે એક નીસાસા તેણી રાતના અંધકાર વચ્ચે લેસલી-એબી- માંથી બાહર પડી.

પણ શું કરવું, અને કયાં જવું? આ બે સવાલ તેણીને રાતનાં ભયંકર અંધકાર કરતા પણ વધુ અંધારા માલમ પડયા. લેડી સીસીલયાએ તેણીને ત્રણ મહીનાનો "પગાર" આગપર આપ્યો હતો, અને તેની બરકતથી તેણીએ લંડન જઇને કાંઇ નોકરી મેળવવાનો વીચાર કરયો. પણ એકાએક તેણીની ઘુંટીમાં કાંઇ પેન થઇ આવ્યું, અને તેણી ઘણીજ ધીમેથી ચાલવા લાગી. વખત ઘણોજ થોડો હતો, તેણીને લંડન જતી ત્રેન પકડવાની હતી, અને આવી રીતે તેણી લાઇલાજ થઇ પડવાથી સ્ટેલા

ગભરાઇ ગઇ. આખરે જીવપર ગમે એવી પણ જોરાવરી કરવા છતાં તેણી એક દગળુ પણ ચાલી શકી નહિ, અને રસ્તાની બાજુમાં એક ફાણસને અઘેલાંને તેણી કોઇની મદદની રાહ જોતી ઉભી.

તેજ પળે એક સ્ત્રી તેણીની બાજુનાં ઘરનાં દરવાજા આગળ આવી ઉભી, અને સ્ટેલાને ત્યાંથી થોડેક દુર ઉભેલી જોઇને, તેણી તે તરફ ફરી.

"તમુને શું છે?" પેલી સ્ત્રીએ ઘણાજ ધીમાં અવાજે પુછ્યું.

"હું–હું ધારૂંછ કે મારી ઘુંટીને કાંઇ ઇજા થઇછ" અને એટલું બોલતાં સ્ટેલાએ આગળ ચાલવાની જરા કોશેશ કરી. પણ દુખની એક ચીસ સાથે તેણી ભોંય ઉપર પાછી ફસડાઇ પડી.

"તમે ધારોછ તેનાં કરતાં તમુને ઘણી ગંભીર ઇજા થઇછ, બાઇ" પેલી સ્ત્રી આગળનાં જેવાજ ધીમાં અવાજે બોલી "જોઉં મને જોવા દો. નહિ હ્યાં બાહર નાહ. મારૂં ઘર હયાં પાસેજ આવેલું છે. લેવ, આય મારો હાથ પકડીને આટલું થોડું ચાલવાની કોશેશ કરો."

સ્ટેલા લંગડાતી તેણીની સાથે ગઇ. એક ઘરડી સ્ત્રીએ તે બારણું ઉઘાડયું, અને સ્ટેલા માહમુસીબતે ઉપર આ સ્ત્રી સાથે એક સુંદર ઓરડામાં દાખલ થઇ. તેણીનાં સાથીએ તેણીને એક સોફા ઉપર બેસાડી, અને ઘણીજ બારીકીથી તેણીનો પગ તપાસવા લાગી.

"તમારો પગ સુજી આવ્યોછ" તેણી દયાવંત અવાજે બોલી "મને તમારૂં આ બુટ કાપી નાંખવું પડશે."

તુરતજ એક નાની છરી લાવીને તેણી સ્ટેલાનું કેનવા-

સનું બુટ કાપવા બેઠી, અને સ્ટેલા પોતાનાં ગમે એવાં પણ દુઃખ છતાં, આ બાઇને ધારી ધારીને જોવા લાગી. તેણી એક ઉંચી સ્ત્રી હતી અને જો કે તેણીનો ચેહરો લગાર સામળો અને ફીકકો હતો, તોપણ તેણીનો ઘાટઘટમ અને આકાર એવો તો સુંદર અને એકસરખો હતો કે સામતી રીતે જોતાં તેણી એક ખુબસુરત સ્ત્રી કહી શકાય. તેણીનાં લાંબા બાળ સેહજ સફેદ થયા હતા, તોપણ સ્ટેલાની ખાત્રી હતી કે આ બાઇ કાંઇ ઘરડી હતી નહિ, પણ દુખ અને હાડમારીથી તેણીનો આવો અવતાર થઇ ગયો હતો.

"હું ધારતી હતી તેમજ થયુંછ" તેણી આખરે બોલી "તમારી ઘુંટી લચકાઇ ગઇ છે. એ કેમ બનીયું ?"

"મને આજે એક અકસમાત થયો" સ્ટેલા અચકાતાં બોલી "અને મને શું ઇજા થઇ હતી તે ફક્ત મને હમણાજ દસ મીનીટ થઇ માલમ પડયું."

"તમે કયાં જતાં હતાં ?"

"લંડન."

"તમુને ત્યાં અગત્યનું કામ છે ? શું તમારાં સગાં રાહ જોશે ?"

"મને ત્યાં કાંઇપણ કામ નથી, અને મારાં કોઇપણ સગાં નથી" સ્ટેલા દલગીર અવાજે બોલી "હું હમણા નોકરીની શોધમાં ત્યાં જતી હતી. કારણ મારી હાલની નોકરી હું હમણાજ છોડી આવી છું. હું દલગીર છું કે તેનું કારણ તમુને આપી શકતી નથી."

"હું તે જાણવા પણ માંગતી નથી કારણ તમારા કેહવા વગર હું જાણી ચુકીછ કે તમે કાંઇ મુશકેલીમાં આવી પડયાં છો. હું પણ એક વેળા તમારીજ માફક મુશકેલીમાં આવી પડી

હતી——" તેણી વધુ બોલતાં અટકી ગઇ "વેલ તમે હવે સાજાં થાઓ ત્યાંસુધી મારે ત્યાં સુખેથી રેહજો હું તમુને મેળવવા ઘણી ખુશી છું."

"પણ તમે એ વીશે કોઇને જણાવશો નહિ, જોકે મેં કોઇનું પણ બુરૂં કીધું નથી." સ્ટેલા ધીમેથી બોલી.

"અને તેમ જો કીધું હતે, તો મારે મનસે સઘળું એક સરખુંજ છે." તેણી બેદરકારીથી બોલી "મારો અનુભવ એવો છે કે બુરૂં કરનારાઓ પોતે તો તેની સજા ઘણીજ થોડી ખમે છે. લેવ આય ભોણું આવ્યું. જમી રહીને હું તમારા પગને બેનડેજ બાંધશ."

"પણ તે અગાઉ મારે તમારી સાથે ઓળખાણ કરવી જોઇયે મારૂં નામ સ્ટેલા મોરડાનટ છે."

"અને હું લંડનની સઉથી જાણીતી ડાનસર અને એક્ત્રેસ મેડમ નીતા છું."

## પ્રકરણ ૨૮ મું.

સ્ટેલા જમી રહયા પછી નીતાએ તેણીનાં ઇજા થયલા પગમાંથી મોજું કાઢયું, અને એક બેનડેજ લાવીને તેને એવી સરસ રીતે "ડરેસ" કીધો, કે સ્ટેલા તેણીની આવી કુનેહ જોઇ અજાયબ થઇ.

"તમે અગાઉ એક ઓસપીટલ નર્સ હતાં?" તેણીએ પુછયું.

"નહિ, હું ઘણાક કામ કરી ચુકીછ. પણ એક નર્સ હોવાનું હજુણ મારે ફાળે આવ્યું નથી. મારો હાલનો ધંધો એવો છે, કે જેમાં મને આવા અકસ્માત વારંવાર મળે

છે. કોઇ વેળા સ્ટેજ પરથી પગ સરી જતાં, અથવા તો ઘણું ડાનસ કરતાં ઘુંટી લચકાઇ જાય છે, ત્યારે તે વેળા શું કરવું તે હું બરાબર જાણું છું."

આ સઘળું બોલતાં સ્ટેલા તેણીને બારીકીથી નીહાળતી હતી. તેણીનાં ડાબા હાથ ઉપર એક વેડીંગ રીંગ હતી, અને તે જોતાં સ્ટેલાને માલમ પડયું, કે આ બાઇનો શાંત ચેહરો એક જાતની બેદરકરી અને કાંઇ સંસારી મુશકેળીની ગવાહી આપતો હતો.

"હવે સહવારે તમુને જરા કરાર લાગશે" તેણી સ્ટેલાનાં પગ આગળથી ઉભી થતાં બોલી, "અને જો ફક્ત ઘુંટીજ લચકાઇ હશે, તો હું ધારૂંછ કે એક બે દીવસમાં તમે આગળની માફક ચાલી શકશો. પણ બ્હેન, હું તમારા ચેહરા ઉપર ચીંતાની નીશાણી જોઉં છું."

"હા, હું ઘણી મુશકેલીમાં આવી પડી છું." સ્ટેલા અચકાતાં બોલી "હું—હું હમણાજ મારા એક ઘણાજ ભલા મીત્રથી છુટી પડીછ."

"ધીરજ ધરો બ્હેન, નેક ઇનશાન તેજ છે કે જે હરેક આફત અને મુશકેલીને સમુદ્રનાં ફીણ મીસાલ તકલીડી ધારેછે, કે જેઓ જો કે દુરથી ઘણાજ ભયંકાર દેખાય છે, તોપણ સેહજ ધીરજથી તેની સાંમે થતાં, તે થોડાજ વખતમાં આપણા પગ આગળ આવીને નાબુદ થઇ જાય છે. પણ હું ધારૂંછ કે આ તમારો મીત્ર એક સ્ત્રી હશે?"

"નહિ, તેવણ એક ગ્રહસ્થ છે" સ્ટેલા ધીમેથી બોલી.

"એક ગ્રહસ્થ?" નીના તુચ્છકારથી બોલી "વેલ, હું તમારે મોઢેથી આંય પેહલ્લીજ વેળા સાંભળુંછ કે એક મરદ આપણ સ્ત્રીઓનો ખરેખરો દોસ્ત હોઇ શકે! ઘણું ખરૂં તો

તેઓ આપણા કટટા દૂશમન છે. હા, બ્હેન હું પરણેલી છું, અને મેં તમુને હમણા મારી વીંટી ઉપર નજર કરતાં જોયાં છે, તો પણ——"

"હું તે માટે દરગુજર ચાહું છ" સ્ટેલા તુરતજ બોલી.

"તો પણ હું નથી કોઇની ધણીયાણી કે નથી કોઇની વીધવા."

"એટલે ?" સ્ટેલાએ અજાયબીથી પુછ્યું

"એટલે એમ કે મારો ધણી મને તજી ગયોછ."

સ્ટેલાએ એક નીસાસો નાંખ્યો, પણ નીના આ શબ્દ બોલતાં હસી પડી.

"કાંય, એ કાંઇ અસાધારણ ખબર નથી" નીનાએ આગળ ચલાવ્યું "આપણે આવી ખબરો તો ન્યુસમાં વારંવાર વાંચીયે છીએ. તમે પેહેલ્લાંજ આદમી છો કે જેની આગળ મેં મારો ભેદ ખોલ્યો છે. તમે પરણેલાં છેઓ કે?"

"નહિ." સ્ટેલા શરમાંતાં બોલી.

"ત્યારે તો કદીએ પરણતાં નાં. હું સમજી નહિ શકતી કે જ્યારે સોમાંથી નેવું દાખલામાં પરણ્યો સંસાર અસુખી નીવડે છે, તો પણ આપણી જવાન છોકરીઓ પરણવા માટે એટલી અધીરી શા માટે બનતી હશે? કદાચ એમાં કુદરતનો કાંઇ હાથ હશે, અને આપણે સ્ત્રીઓ તો જાણે મરદનાં ગુલામ બનવાજ સરજાયલાં છીએ."

"અલબત, સઘળી સ્ત્રીઓ નહિ" સ્ટેલાએ વાંધો ઉઠાવ્યો.

"સઘળી નહિ તો તેઓનો મોટા ભાગ. જોવ મારો ધણી મને તજી જવાથી હું હમણા આગળનાં કરતાં સુખી છું, તેની ગુલામગીરીમાંથી છુટી ગઇ છું, અને હું મારી સકમાઇથી

દર અઠવાડયે પંદર પાઉંડ કમાતી હોવાથી, કોઇનાં પણ આશરા યા તાબા વગર, ઘણી સારી જીંદગી ગુજારી શકું છું. પણ તે તો આઇતાંપર કોઇનું મારવા હંમેશ તઇયાર હતો."

"તમારા ધણી વીશે બોલોછ?"

"હા, હું તેનેજ વીશે બોલુંછ" નીતા પોતાનો હોથ કરડતાં બોલી "કારણ મારા ભરથારને પોતાનાં ખભાં ઉપર મુસ્તાક રેહતાં આવડતું હતું નહિ. અરે, પણ તમુને જાણે તમારી જંજાળ થોડી હોય તેમ હું મારૂં દુખ તમારી આગળ રડીને તમુને વધુ દુખી બનાઉં છું."

"નહિ નહિ, મને તમારો હેવાલ સમજવા ગમેછ. હું તમારી દલગીરીમાં ભાગ લઉં છું. અરે તમે કેવાં કમનશીબ અને અસુખી છો!"

એક વાર ફરીથી નીતા તુચ્છકારથી હસી પડી.

"કમનશીબ! અસુખી! અરે એવું તમે વીચારીજ કેમ શકયાં?" પણ બીજીજ પળે તેણી સ્ટેલા તરફ જોતાં બોલી "હા, શરૂઆતમાં હું મને કમનશીબ ધારવા જેટલી મુરખ બની હતી. અરેરે, તે વેળા હું કેવી ગરીબાઇમાં સબડતી હતી? અને તોપણ જો ફકત તે મારી સાથેજ રેહતે, અને મને આંઠ દીવસે પણ ફકત એકજ મીઠડો શબ્દ કહયો હતે, તો હાલનાં મારાં મીઠાં ભોનાં કરતાં હું તેનાં મીઠડાં મોંઢાં ઉપરજ સંતોષ પામતે, તેને ખાતર ગમે એવી ગરીબાઈનાં દાંત ખમતે ગમે એવી ચીઠડેહાલ હાલતે રખડતે અને તેની સાથે ગમે એવી પણ ગંધીલી ગટરમાં રેહવાને હું મને પોતાને નશીબવંત ધારતે."

"પણ એ સઘળું તમે શું કરવા ખમતે? શું એક પરણ્યા ખાવીંદની તેની માહરદારની સંભાળ લેવાની ફરજ

નથી? શું તેણીને માટે તેને મેહનત કરવાની જરૂર નથી?"

"મેહનત!" નીતા બોલી "તે વખતે કાંઇ ઝાઝી નોકરી મળતી હતી નહિ અને જયારેબી તે મળતી હતી, ત્યારે મારો ધણી તેની દરકાર નહિ કરતો હતો. એક દીવસે હું તેને માટે કોઇ પાસે ઉછીની શીલીંગ લઇને ભોનું લેવા ગઇ, ત્યારે તે કેઠે ચાલી ગયો."

"ઓહ" સ્ટેલ્લા બડબડી.

"તે પોતાની પાછળ એક ચીઠ્ઠી મુકી ગયો, કે જેમાં તેણે જણાવ્યું હતું કે તે મારે ખાતર કોઇ દુરદરાજ મુળકમાં પોતાનું નશીબ અજમાવા ચાલી જનાર હતો. સરીયામ જુઠ્ઠું. તે મારેથી કંટાળ્યો હતો, અને તે મને સીધી રીતે નહિ જણાવતાં આવી રીતે ચાલી ગયો છે."

સ્ટેલ્લા એક પળ ચુપ રહી.

"અને ત્યાર પછી તમે તેની તરફથી કાંઇપણ સાંભળ્યું નથી?"

"નહિ હું તેને માટે ઘણી આતુર હતી અને તેનાં ગયા પછી રખેને તેનું કાગળ ગેરવળે જાય એવી ધારતીથી હું કેટલોક વખત સુધી મારા જુના એડરેસે રહી હતી. પણ મેં તમુને કહયું તેમ તે વેળા હું મુરખ હતી. પણ હમણા હાડમારી અને મુશકેલીથી હું વીચાર કરતાં શીખી છું, અને મને માલમ પડયુંછે કે દુનયાઇ ડાહપણનું મધ આપણને ફુળમાંથી નહિ પણ કાંટામાંથીજ મળે છે. હું ધારૂંછ કે તે તવંગર થયો હશે?"

"તમે તેને ગેરઇનસાફ કરો છો" સ્ટેલ્લાએ સમજાવ્યું "તે હજુણ સુધી મુફલેસ હોવો જોઇયે અને તમારી આગળ આવવા માટે શરમાતો હશે."

"હા, પૈસાને માટે મારી આગળ આવવા શરમાતો હશે!" નીતા ચેસ્તા કરતાં બોલી "હું નહિ ધારતી કે તે આટલા થોડા વખતમાં એટલો બધો સુધરી ગયો હોય."

"પણ પણ કદાચ તેવ ણુ બીમાર હશે."

"તો તેણે લખ્યું હતે. તે સારી રીતે જાણતો હતો કે તેને ગમે એવા પણ મોહતમાંથી બચાવા, હું દુનીયાનાં કોઇપણ ખુણામાં જવા તઇયાર હતી. પણ હું જાણુંછ કે તે મરી ગયો હશે એવું તમે મને કેહતાં અચકાઓ છો. ઠીક, જો તેમજ હોય તો મોહત, કે જે સર્વે સારી તેમજ માંડી ચીજોનું ઢાંકણ છે, તેજ ઢાંકણુ આપણે તેની ઉપર પણ વાળશું. જોકે મને તમારો પગ જોવા દો."

તેણી ઉભી થઇ, અને સ્ટેલાનો પગ એવી તો કાળજી અને નરમાશથી જોવા લાગી, કે તેણીનાં છેલ્લા શબ્દો સાથે તે એક ઘણીજ મુશકેળ સરખામણી હતી. પણ તે નાજુક હાથ ધુજતો હતો, અને તેણીને માટે દયાની લાગણીથી દોરવાઇ જઇને, સ્ટેલાએ તેણીનાં કપાળ ઉપર એક કીસ કીધી.

"હું તમારે માટે ઘણી દલગીર છું" તેણી બોલી.

"થેંકયુ પણ મારા ધણી વીશે આવા શબ્દો બોલવા તમે મને ઘાટકી વીચારતાં હશો, પણ કેટલાંક મુશકેળીઓ એવી છે, કે જેથી આપણો સઘળી લાગણો મંદ પડી જાય છે. એક વખત એવો હતો કે જયારે હું પણ આય છાતીમાં તમારા જેવુજ દયાળુ હૈકું છુપાવતી હતી, પણ હમણા મારી સઘળી લાગણી મંદ પડી ગઇ છે, મારી જીંદગીની ધુળ થઇ ગઇ છે, અને જાણે એ સઘળાંનો બદલો વાળવા, ખુદાએ મને અતી પ્રખ્યાત બનાવી દીધી છે, કે જેને માટે હું જરા પણ ખુશી નથી. ચાલો હવે આપણે બીછાણે જઇયે" તેણી સ્ટેલાને મદદ

કરતાં બોલી "લેત્ર આંય મારા હાથ ઉપર જરા વધુ અધેલો, અને તેમ જો નહિ બને તો હું તમુને હયાંથી તમારા ઓરડા સુધી ઉંચકી જવા શકતીવાન છું."

નીતાએ તેણીને બીછાણે જવાની મદદ કરી, એટલુંજ નહિ, પણ આવતી સહવારને માટે તેણીનાં બીછાણા આગળ મોધું ધોવાનો અને ટોઇલેતનો સઘળો અસબાબ લાવી મુકયો. એક પળ તેણીએ સ્ટેલા તરફ વીચીત્ર રીતે જોયું, અને ત્યાર પછી એકાએક "ગુડ નાઇત" કરીને તે ઓરડો છોડી ગઇ.

પણ સ્ટેલાને તુરત ઉંઘ આવી નહિ, આવી એક ભલી અને અશરાફ પરણેતરને છોડી જવા તેણીનાં ધણીને શું કારણ મળ્યું હશે, એ વીશે તરેહવાર અટકલ કરતી તેણી જાગતી પડી રહી. હા, શું તેણી પોતે પણ લોર્ડ લેસલી જેવા એક ભલા અને વફાદાર આશકને વગર કારણે છોડી આવી ન હતી? નહિ નહિ, તેણીને કાંઇ કારણ હતું, અને તે કારણ તો તેણીનાં પેલા ટાપુનાં દોસ્ત રાથમાં સમાયલું હતું.

બીજી સહવારે, જયારે સ્ટેલા નીતાને પાછી મળી ત્યારે તેણી નાસ્તાની સઘળી તૈયારી કરતી હતી, પણ સ્ટેલાને જોતાં તેણી તુરતજ બોલી.

"તમે હયાં કાંય આવ્યાં? હું તમારો નાસ્તો તમારા ઓરડામાંજ લાવનાર હતી. કેમ તમારો પગ કેમ છે?"

"છે, ઠીક છે."

"પણ તેથી તમારે આવી રીતે ચાલ-હાલ કરવી જોઇયે નહિ, કારણ આવી રીતે લચકાયલો પગ કાંઇ જલદી સારો થતો નથી. ચાલો આવો આપણે નાસ્તો લઇયે."

પણ સ્ટેલા જરા અચકાઇ. તેણીએ પોતાનાં ખીસામાંથી એક પર્સ કાહડી, અને નીતા સાંમે થોડાક સીક્કા મુકયા.

"આય મારા ખરચનાં પૈસા છે" તેણી બોલી.

"કાંઇ નહિ, હમણા તો રેહવા દો. તમે જતી વખતે મને સઘળો ખરચ સામતો આપજો" નીતા હસ્તાં બોલી.

આવી રીતે સ્ટેલા એક બીજા વધુ આદમીની આભારી બની. સ્ટીમર એન્ડરોમીદા ડુબી જવા પછી જે સઘળાં સાથે તેણીને ઓળખાણુ પડી હતી, તેઓ સઘળાં તેણી તરફ કેવાં ભલાં હતાં. અને વળી રહીસહી આ બાઇ પણુ તેણીને "અલ્લાહનો લાલ" મળી ગઈ હતી.

નાસ્તો લીધા પછી નીતા પોતાનું "રીહરસલ" કરવા ધ્યાનાં તરફ ફરી.

"તમુને મ્યુઝીકનો શોખ કે સ્ટેલા?" તેણીએ પુછયું.

સ્ટેલાએ દોકું ધુણાવ્યું.

"જોવ, ત્યારે તો આજે રાતનું હું મારૂં ગીત તમુને ગાઇ સંભળાઉ."

તેણીએ ગાવા માંડયું, અને જયારે આખરે તે ગીત ખલાસ થયું, ત્યારે સ્ટેલા તાલી પાડતાં બોલી.

"ઓ તમે કેવું ફાંકડું ગાઇ શકોછ. તમારો અવાજ કેવો સુંદર છે, અલબત તમે જાણીતાં છો, એમાં કાંઇપણુ શક નથી. હું ઇચ્છુંછ કે હું આજે રાત્રે તમુને થીયેતરપર સમજી શકું."

"નહિ તમારો પગ બરાબર થવા પછી હું તમુને કોઇ દીવસ લઇ જવશ." નીતા ઘડીયાળ જોતાં બોલી "મને હવે થીયેતરપર જવું જોઇયે. અને જો રાતે આવતાં મને મોડું થાય તો કાંઇ ફીકર કરશો નહિ. મારી દાસી તમુને દરેક ચીજ લાવી આપશે. અને આખો દીવશ તમારો વખત પસાર કરવા આ ચોપડીઓ તમુને ઠીક કામ આવશે. પણ

જોવ હું ગયા પછી ઘણી ચાલ હાલ કરતાં નાં."

નીતા તેણીનાં કેહવા પ્રમાણે આખો દીવશ આવી નહિ, અને સ્ટેલા વારંવાર કાંઇ ચોપડી વાંચવાની કોશેશ કરતી બેસતી હતી. પણ ફોકત. થોડીજ મીનીટમાં તે ચોપડી તેણીનાં હાથમાંથી પડી જતી, અને લેસલીઓ હમણાં શું કરતાં હશે તેનાં વીચારમાં તેણી પડતી હતી. લોર્ડ લેસલી તેણીને માટે દલગીર થયો હશે કે? શું તે તેણીને માટે શોધ ચલાવતો હશે કે? અને દાદર ઉપર કોઇનાં પણ પગળાં સંભળાતાં સ્ટેલા તેણે જોવાની ધાસ્તીથી ચોંકતી હતી. આ પ્રમાણે કલાકો વેહતા ગયા, અને આખરે રાતે બારને તકોરે નીતા તો ઓરડામાં દાખલ થઇ.

"તમે હજુણ જાગે છ?" તેણીએ અજાયબીથી પુછયું.

"મેં તમારે માટે ચાહેનું એક કપ તઇયાર રાખ્યુંછ" સ્ટેલા લંગડાતી ચુલા આગળ જતાં બોલી "કેમ આજે તમુને ઘણી ફતેહ મળી કે?"

"પુશકળ" નીતા ચાહેનું કપ લેતાં બોલી "હમે એટલું તો ખેંચાણ કીધુંછ, કે હમારી કંપની બીજાં થોડાં અઠવાડયાં હયાંજ રેહનાર છે."

"હું ખુશી છું."

"અને હું પણ ખુશી છું, કારણ હું તમુને જલદી છોડવા માંગતી નથી. તમારો પગ સારો થવા પછી પણ આપણે છુટટાં પડશું એ તમારી ઉપરજ આધાર રાખેછ, કારણ મને તમારી ઉપર ઘણું હેત આવેછ. હા, આજે સઘળાં બદેખાંઓ મારાં ગાણાથી ખુશ થઇ ગયાં, અને મને તાલીઓથી વધાવી લીધી. પણ—" નીતા વધુ બોલતાં અટકી પડી.

"શુંઉં" સ્ટેલાએ પુછયું.

"પણ હું જયારે હમણા થીયેટરમાંથી બાહર નીકળતી

હતી, તેવામાં કાંઇ નાખુશ બનાવ બનીયો. લંડનમાં મને એક માણસ સાથે ઓળખાણ પડી હતી, તે મારે માટે સ્ટેજનાં દરવાજા આગળ વારંવાર ખોટી થતો હતો, અને મારી ગમે એવી પણ કોશેશ છતાં, હું તેણે ઠાપ આપી શકી નહિ. હયાં આવવા પછી મેં વીચાર્યું કે હવે તે મને પાછો મળશે નહિ, પણ વળી પાછો એકાએક તે આજે ફુટી નીકળયો."

"તમે–તમે શું એમ કેહવા માંગે છ—" સ્ટેલા અચકાતાં બોલી.

"હા, તે મારી ઉપર મોહી પડયોછ, અને મને પરણવા માંગેછ."

"પણ તમે તો પરણેલાં છો."

"એમ તો હું તેને સેંકડો વખત કહી ચુકી. પણ તે મારી આગળથી ફીટટોજ નથી. તે કહે છે કે મારો ધણી જીવતો યા મુવેલો છે, તેની બરાબર ખબર કાધવા પછીજ મારે તેને પરણવાનું વચન આપવું."

"તે કેવો છે?" સ્ટેલાએ બીહતાં પુછ્યું.

"તે મધ્યમ ઉમરનો એક ઠીંગણો ગ્રહસ્થ જેવો દેખાયછ. અને તેનાં ચેહરા ઉપર પક્કા ઠડાવની એવી તો લીટી દેખાય છે, કે જેથી હું તેની સાથે સખતાઇથી કામ લેતાં બીહું છું."

"તમે એને વીશે કાંઇ વધુ જાણોછ?" આ એકમાર્ગી સ્ત્રીની જીંદગીમાં એક નવો સફો ઉમેરાયલો જોઇને સ્ટેલાએ આતુરતાથી પુછ્યું.

"ધણું નહિ, તેનું નામ મી૦ વરકલી છે. અને તે કાંઇક તવંગર દેખાયછ. આજે રાતે તે મારી આગળ બોલતો હતો કે તેને પૈસા કમાવાની એક નવીજ યુકતી હાથ લાગી છે. ગમે તે હોય. પણ મારા આગળા પરણ્યા સંસારનો મને એવો કડવો

અનુભવ મળીચોછ, કે તે આજે શું બની ગયો તેની ઉપર હું કદીભી ગંભીરતાથી વીચાર કરીશ નહિ.

"કાંઇ ગુસ્સો નાં કરતાં નીતા" સ્ટેલા તેણીની આગળ જઇને બોલી. "પણ તમે તમારા ધણીને મોટો ગેરઇનસાફ કરોછ. કદાચને તમારો ધણી હમણા તમુને મળવા હયાં આવતો હશે! કાંઇ કહી નહિ શકાય."

નીતા ખડી થઇ.

"કદી નહિ" તેણી બોલી "તે ગયોછ અને સદાનો ગયોછ. અને તેનો સઘળો ભાર અને દોષ આયંદે તો મનેજ વેઠવો પડે છે. એક મરદની દગલબાજી તરફ આંય કેહવાતી સુધરેલી દુનયાં હંમેશ નાખતીની નજરથી જુએ છે. અને તેને સજા કરવાને બદલે તેનાં ગુનાહનો સઘળો તીરસ્કાર અને બદનામી આપણ સ્રીઓનેજ ગળે ઓળવે છે. હા, હમણા તમારા મગજમાં શું પસાર થાયછે તે હું જાણું છું, પણ હું તેમુને ખાત્રી આપુંછ, કે દુનીયામાં બીજો એવો એક પણ શખશ નથી. કેજે મને હવે એક ધણીયાણીની ગુલામગીરીની સાંકળમાં બાંધવાને કદીપણ લલચાવી શકે. ચાલો હવે આપણે બીછાણે જઇશું. ઘણું મોડું થયુંછ."

## પ્રકરણ ૨૯ મું.

જે દીવશ સ્ટેલાએ નીતાનાં ઘરમાં એકાંતવાસમાં ગુજાર્યો, તે દીવશ મેરી માટે એક યાદગાર દીવશ હતો. સહવારનાં ઉઠતાંને વાર તેણીને આવતા બનાવની કાંઇ આગાહી થઇ, અને ખુશાળ રેહવાની ગમે એવી પણ કોશેશ છતાં, તેણીને કાંઇ ન સમજી શકાય એવી બેચેની લાગતી હતી. આખરે નાસ્તો લઇને

તેણી બગીચામાં ઉતરી, અને સ્ટેલ્લા અને લેસલીઓની મુલાકાતની વાહ જોતી બેઠી. થોડાજ વખતમાં એક ડોગ-કાર્ટ તેણીનાં દરવાજા આગળ ઉભી રહી, અને તેમાંથી લેડી સીસીલયા તુરતજ કુદી પડી.

"લોર્ડ લેસલી અને મીસ મોરડાન્ટ ક્યાં છે" મેરીએ તુરતજ પુછ્યું. તેણીએ સીસીલયાનો દલગીર ચેહરો જોયો હતો, અને તેણીની આંખો પણ જાણે તેણી રડી હોય એવી લાલ જણાતી હતી.

"ઓ મેરી, હમે ઘણા મુશકેલીમાં છીએ. તેણી ચાલી ગઇછ."

"કોણ ? મીસ મોરડાન્ટ ?"

"હા. સેસીલે ગઇ સાંજે તેણીનાં હાથની માંગણી કરી, અને તેણીએ નાં પાડી. ગઇ રાતે સુસી તેણીનાં ઓરડામાં ચાહેનું એક કપ આપવા ગઇ, પણ તેની અગાઉ તેણી ટેબલ ઉપર એક ચીઠ્ઠી મુકીને ચાલી ગઇ હતી."

"ગરીબ બીચારી" મેરી દલગીર અવાજે બોલી.

"સેસીલ તુરતજ તેણીને શોધવા નીકળ્યો, પણ તેણી કેઠે મળી નહિ. હું તારી ઉપર એક ચીઠી લખીને કેહવડાવાની હતી, પણ સેસીલેજ મને હયાં મોકલી, એવું વીચારીને કે તું હમુને કાંઇ મદદ કરી શકશે."

"તેણી પાસે કાંઇ પૈસા હતા કે ?"

"હા. મેં આંગપર તેણીને ત્રણ મહીનાનો પગાર આપ્યો હતો. ખુદા ખબર તેણી ક્યાં ગઇ હશે. સેસીલ તો ઘેલો દેવાનો જેવો થઇ ગયોછ, અને તેણીનાં લખવા પ્રમાણે હવે તો ચુપ બેસવા સીવાય બીજો ઇલાજ નથી."

"મારૂં પણ એજ મત છે" મેરી ધીમેથી બોલી "તેણી

જાણુતી હતી સીસ, કે જો તેણી વધુ વખત તમારી સાથે રેહતે તો તેણીને મોડે વેહલે પોતાની મરજી ઉપ્રાંત લોર્ડ લેસલીની માંગણી કબુલ કરવાની ફરજ પડતે. અલબત તેણી આવી રીતે ચાલી જવામાં તદન વાજબી છે. તેણીની જગ્યાએ હું હતે તો હું પણ એમજ કરતે"

"ઓ મોલી તું એ કેવું સારી રીતે સમજી શકેછ" સીસીલયા અજાયબીથી બોલી "આપણા અંતકરણ વીશે તેં આટલું જ્ઞાન કયાંથી મેળવ્યું ?"

"મારા પોતાનાં દાખલા ઉપરથી" મેરી સેહજ હસતાં બોલી "આખરે તો આપણ સઘળી સ્ત્રીઓનો વીચાર એક સરખોજ છે, અને તેથી લોર્ડ લેસલીએ જાણવું જોઇયે કે તેણી તમુને છોડી જવામાં તદન વાજબી હતી."

"હું ઇચ્છુંછ કે તે એમ વીચારી શકે. પણ તેણી કયાં ગઇ હશે ? મને જો કોઇ ફકત એટલીજ ખબર આપે કે તેણી સલામત છે, તો હમારે માથેનો બોજ કેટલો ઓછો થઇ જાય. ચાલ મેરી હવે હું જાઉંછ. કારણ મારા ભાઇને આવી હાલતમાં એકલો મુકવા મારો જીવ માનતો નથી. અરે પણ સામેથી લોર્ડ હેથરલી આવેછ."

લોર્ડ હેથરલી કાંઇ ઉંડા વીચારમાં તેઓની તરફ આવતો હતો. તેની નજર જમીન ઉપર હતી, અને તેનાં ચેહરા ઉપર ઉદાશી ચીંતા અને નીરાશીનો છાપ જોઇને લેડી સીસીલયા એક દગળુ પાછળ હથી. અરે આ એકવારનાં હસમુખા લોર્ડ હેથરલીમાં આ કેવો ફેરફાર! સીસીલયાને જોતાં તેણે પોતાની આગળી રીત પ્રમાણે ખુશમીજાજે બોલવાની કોશેશ કરી, પણ અફસોસ તેમાં તે તદન નીશફળ નીવડયો. તેની સાથે થોડીક વાતચીત પછી સીસીલયા જવા તઇયાર થઇ, અને તેણીનાં

ગયા પછી, લોર્ડ હેથરલી મેરીને ત્યાંજ મુકીને પોતાનાં ઓરડા-માં જઇ ભરાયો.

સીસીલયાનાં જવા પછી થોડા વખતે મેરી બંગલામાં પાછી ફરતી હતી, જેવામાં તેણીએ પોતાની પાછળ રાલફને બોલતાં સાંભળ્યો.

"ગુડ મોરનીંગ લેડી મેરી એક્ષક્યુઝ મી. હું તમુને આવી રીતે ચોંકાવા ઘણો દલગીર છું. પણ લોર્ડ હેથરલી ઘરમાં છે કે?"

"હા. તેવણ હમણા લાઇબ્રેરી રૂમમાં હશે" મેરીએ ઠંડો જવાબ આપ્યો.

"હું એવણુને મલવા માંગુછ. મને એવણુ સાથે અગત્યનું કામ છે."

મેરી ચોંકી.

"મારા પપાની તબીયત બરાબર નથી. લોર્ડ રેતન. તમારૂં એવું તે શું અગત્યનું કામ છે કે જેને લીધે તેવણ પોતાની તબીયતની પણ દરકાર કરતા નથી."

રાલફ ચુપ ઉભો અને તેને આવી રીતે જોઇને મેરીની ખાત્રી થઇ કે પોતાનાં પીતાને અસુખી બનાવનાર લોર્ડ રેતનજ હતો, અને તેથી તેણીએ આજે તેની પાસેથી સઘળું જાણવાનો નીશ્ચય કરીયો.

"લોર્ડ રેતન તમારૂં એવું તે શું કામ છે, કે જેથી મારા પીતાને આટલી બધી ચીંતા ઉતપન થાય છે" તેણીએ પુછ્યું "હમણા છેલ્લાં સુધી તેવણ ચીંતા શું ચીજ છે તે જાણતા હતા નહિ, તેવણ તદન સુખા હતા, પણ હમણા હું જોઇ શકુંછ કે તેવણુને છુપો ગમ છે, અને તે મારી આગળથી છુપાવાની કોશેશ કરે છે. એ તેવણુની આ બેચેની

દુર કરવા અને તેવણુને મદદ કરવા હું ઘણી આતુર છું."

"ખરેખર, તમારો એવોજ વીચાર છે?" રાલફે ધીમેથી પુછ્યું.

"અલબત, શું હું તેવણુની દીકરી નથી! અને શું એક દીકરીની તેણીનાં બાપને મદદ કરવાની ફરજ નથી? મારા પીતાનુ સુખ મને મારી જીંદગી કરતાં વધુ વ્હાલું છે, અને તેવણુને માંથેથી હરકોઇ મુશકેલી દફે કરવા હું સદા તૈયાર છું."

"તમે તમારા પીતાને ઘણી આશાનીથી મદદ કરી શકશો, લેડી મેરી" રાલફ સંભાળથી બોલ્યો "અને તમે જયારે એ જાણવાજ માંગોછ, ત્યારે લેવ, સાંભળો કે લોર્ડ હેથરલી પૈસાટકા બાબદ મોટી તંગીમાં ફસી પડયા છે."

"હું તેવણુને કેવી રીતે મદદ કરૂં" મેરીએ ઉંચા દમે પુછ્યું.

"તે જાણવા અગાઉ આપણે પેલા સમર–હાઉસનાં બાજત આગળ જઇશું, લેડી મેરી" અને આટલું બોલતાં રાલફ, મેરીને તે બાજત તરફ લઇ ગયો.

"ચાલો હવે બોલો" ત્યાં જઇ પુગતાં મેરીએ અધીરાઇથી પુછ્યું, પણ રાલફ તો પોતાની લાકડી વડે રેતીમાં કાંઇ ચીત્રામન પાડવામાં મશગુલ હતો. "લોર્ડ રેતન હું તમુને અરજ કરૂંછ, કે મારા પીતા વીશેની સઘળી ખરી હકીકતથી તમે મને એકદમ વાકેફ કરો" મેરી જરા ચીરડાઇને બોલી.

"હા, મેં તમુને કહ્યું તેમ લોર્ડ હેથરલી પૈસાટકા બાબદ મોટી અડચણુમાં છે, અને તે મુશકેલી તમારેજ લીધે ઉભી થઇ છે."

"મારે લીધે?"

"હા" રાલફ જાણે અર્ધી ઉંઘમાંથી ચોંકી ઉઠયો હોય

તેમ બોલ્યો "તમારા પીતા તમારાં ભવીષ્યને માટે હંમેશાં ઘણા આતુર રેહતા હતા, અને તેજ કારણથી તેવણ પોતાનું સઘળું નાણું સૌથી વધુ વ્યાજ આપનારી કંપનીમાં મુકતા હતા, પણ તેમાં તેવણે મજબુત ઠાપ ખાધીછ. તેવણે સઘળાં ઇડાં એકજ બાસકીટમાં મુકયાં, પણ કમનશીબે તે બાસકીટ પડી ગઇ, તેમાનાં સઘળાં ઇડાં ભાંગી ગયાં, અને તમારા પીતા ખુવાર થઇ ગયા."

"જરા વધુ ખુલાસાથી બોલો. હું તમુને બરાબર સમજી શકતી નથી." મેરી પોતાનાં કપાલપર હાથ ફેરવતાં બોલી.

"પણ તે અગાઉ તમે મને વચન આપો કે જે વાત આજે હું કહું તે વીશે તમે લોર્ડ હેથરલી આગળ એક બોલ પણ કેહશો નહિ."

"હું સત યકીનથી વચન આપુંછ," મેરી ધ્રુજતાં બોલી.

"ત્યારે જોવ સમજો કે તમારા પીતાએ પોતાનું સઘળું નાણું ગોલકોન્દા માઇનિઝનાં શેરમાં રોકયું હતું. આ ખાણ થોડોક વખત ઠીક ચાલી, પણ આખરે તે પડી ભાંગવાથી તમારા પીતા હાલ મોટી મુશકેલીમાં છે."

"ઓહ."

"તેવણ પોતાનાં કરતાં તમારે માટે ઘણા દલગીર છે" રાલ્ફે આગળ ચલાવ્યું "કારણ તેવણનાં અવીચારથી તમુને પણ જીંદગી ભર નુકશાન થયું છે."

"ઓ પપા, વ્હાલા પપા, હું જાણુંછ કે તેવણ મારે માટે બલોપો કરેછ. પણ તમે કેહતા હતા કે હું તેવણને મદદ કરી શકશ" મેરીએ એકાએક પુછ્યું.

"હા, તમારા પીતાને માંથેથી આ વાદળ વીખેરી નાંખવા તમારી ઉપર મોટો આધાર રાખે છે" રાલ્ફ બની શકતા શાંત

અવાજે બોલવાની કોશેશ કરતાં બોલ્યો " તમારી તરફથી ફકત એકજ શબ્દ અને જેટલી આશાનીથી હું આંય મારી લાકડી ભોંય પરથી ઉંચકી શકું છું, તેટલીજ આશાનીથી તમે તમારાં પીતાને પાછા સુખી બનાવી શકશો."

" તે કેવી રીતે ?"

" મને પરણીને."

મેરી એક દગળું પાછળ હથી. તેણીની જીંદગીમાં જે જીવ સતોસત ઘડીની તેણીને આગાહી થઇ હતી, તે ઘડી અંતે આવી પુગી હતી.

" જોવ લેડી મેરી" રાલફે આગળ ચલાવ્યું " આ બીજી વેળા મેં મારો પ્યાર તમારી આગળ જાહેર કીધોછ. પેહલ્લી વેળા જ્યારે તમે નાં પાડી ત્યારે મેં કહ્યું હતું કે હું મારા જવાબને માટે થોભીશ, અને તે પ્રમાણે હું થોભ્યો છું. આજે એકવાર ફરીથી હું મારી દોલત અને અંતઃકરણ તમારા પગ આગળ મુકુંછું——"

મેરી ધ્રુજતી જણાઇ, અને જે કરચલી ગી૦ વરકલીએ, રાલફનાં હોથ ઉપર જોઇ હતી, તે કરચલી હમણા તેના ચેહરા ઉપર પાછી દેખાઇ.

"——અને આશા રાખુછ કે તે સ્વીકારીને તમે તમારા પીતાને નાહકનાં મારીયા જતા બચાવી લેશો. મે એવણને એક મોટી રકમ ધીરી છે, પણ જે દીવશે તમે મારી માંગણી કબુલ કરશો, તેજ દીવશે લોર્ડ હેથરલી ઉપરનાં મારા સઘળા માંગતા લેણાનો હક, હું છોડી દેવા તૈયાર છું. મેરી એમ કરવાથી તમુને કેટલો ફાયદો થશે."

" મારા ફાયદાનો સવાલ નથી મને તો મારા પીતા ગમ જોવાનું છે" મેરીએ તાણો મારીયો.

"શાબાશ લેડી મેરી, હું ઇચ્છું છ કે દુન્યામાં સઘળા બાપ તમારા જેવી દીકરી ધરાવવાને નશીબવંત નીવડે મારી માંગણી કબુલ કરવાથી તમારા પીતાએ આ હેથરલી-હોલ વેચી નાંખવા કાહડયો છે, તે પણ તેવણુને હસ્તક રેહશે, અને તેવણુ હંમેશ સુધી શાંતી અને એશઆરામમાં હયાં રહી શકશે."

"શાંતી, એશઆરામ!" મેરીએ પડઘા કર્યા.

"હા, હું ધારૂં છ કે હવે તમે મારા બોલોનું ગંભીરપણું બરાબર સમજી શકોછ પણ ખબરદાર લેડી મેરી, તમારા પીતાને એ વીશે કાંઇ નહિ કેહવાનું વચન તમે ભુલી જશો નહિ."

"મને તે યાદ છે."

"અને હવે મારો જવાબ" રાલફ બોલ્યો "આહ મેરી, મારી વ્હાલી, બોલ કબુલ કર કે હું તારા હાથનો ઉમેદવાર બનવા તદન લાયક છું. મને તારા પીતાની દયા આવેછ, અને-અને હું તુંને ચાહુંછ."

મેરી ધ્રુજતી બાજઠ ઉપરથી ઉભી થઇ.

"મને વીચાર કરવા દો, મને વખત આપો" તેણી બડબડી, અને રાલફને ત્યાંજ મુકીને તેણી તે સમર હાઉસમાંથી બ્હાર પડી.

રે વાંચનાર, જો કદી વફાદારી અને ફીદાગીરીની પુરતી કસોટી થઇ હોય તો તે હમણા હતી. નીચી નજરે પોતાનાં હાથ મજબુત બીડીને, અને બંને હાથમાં માથું પકડીને ઉભેલી મેરી હેથરલી, હમણા બીલકુલ સમજી શકી નહિ કે તેણીને પોતાનાં બાપ તરફની ફીદાગીરી વધુ વ્હાલી હતી, યા તો એડવર્ડ તરફની વફાદારી વધુ પ્યારી હતી. ખરૂં હતું કે તેણીએ એડવર્ડને પરણવાનું વચન આપ્યું હતું, અને જેમ દાદાર એક,

દીન એક, તેમ વચન પણ એકજ જાણુવાને મેરી હેથરલીને નાહનપણુથી કેળવણી મળી હતી. એ, આ વચન તેણીએ કેવી ખુશાળીથી આપ્યું હતું. તેણી તે વેળા બોલી હતી કે "બનતાં સુધી" તેણી લોર્ડ રેતનને પરણુશે નહિ. પણ હમણા તેમ બની શકતું હતું નહિ. મેરીનાં એકજ શબ્દ ઉપર, તેણીનાં બાપનું સુખ, ખુદ તેની જીંદગી, અને અફસોસ! તેણીની પોતાની પાયમાલીની દોરી લટકતી હતી. પણ મેરીએ પોતાનો સ્વાર્થ તદન બાજુએ મેળીયો. ભલે એડવર્ડ તેણીને બેવફા ધારે, ભલે લોકો તેણીને માટે તરેહવાર ગપાટા ઉરાડે, તો પણ મેરી તે વેળા સમજી શકી કે પોતાનાં બાપને ગમે એવાં પણ દુખમાંથી બચાવા, તેણીની એક તાબેદાર ફરઝંદ તરીકે ફરજ હતી. પણ ઓહ, કેવી ફરજ! અને તેનો કેવો જાલેમ નતીજો! એક પળ તેણી અચકાઇ—પણ ફકત તે એકજ પળ. એક મજબુત કોશેશ પછી તેણી સમર–હાઉસમાં પાછી દાખલ થઇ અને તેણીનો શાંત ચેહરો જોઇને રાલફ પણ અચરત થયો.

"લોર્ડ રેતન, મેં વીચાર કીધો છે.' તેણી એકસરખા અવાજે બોલી "અને હું તમારી માંગણી કબુલ કરૂં છું."

રાલફ એક ઝડકા સાથે ખડો થયો. અને તેણીનો હાથ ઝાલવાની કોશેશ કરી.

"તમે–તમે કબુલ થાઓછ! તમે મને પંરણુશો?" તે બોલયો.

"હા, પણ તે એકજ શરતે કે તમે મારા પીતાને મદદ કરશો, તેવણુને મુશકેલીમાંથી બચાવા તમારૂં બનતું કરશો."

"કબુલ લાખ વખત કબુલ" તે આતુરતાથી બોલ્યો "ઓ મેરી તારે ખાતર હું મારી સઘળી દોલત તારા

પીતાને આપી દેવા તઇયાર છું. મેરી. કાઉનતેસ ઓફ રેતન, બાહ હું ખુશાળીથી ફાટી જાઉંછ."

અને આટલું બોલતાં રાલફ તેણીની નઝદીક ગયો, અને તેણીને પોતાનાં હાથમાં લેવાની કોશેશ કરી. પણ મેરી તેની બાજુમાંથી દુર થઇ.

"સબર" તેણી બોલી.

"એટલે ?"

"લોર્ડ રેતન તમારે ધ્યાણ રાખવું જોઇયે કે મારા પીતાને બચાવવાને ખાતંર મેં તમારી સાથે પરણવાનું વચન આપ્યુંછ, તમે મારી રાજીખુશીથી મને જીતી શકયા નથી."

રાલફ તેણીનાં બોલવાની કાંઇપણ દરકાર ન કરતાં પાછો તેણી તરફ ફરીયો પણ એટલામાં લોર્ડ હેથરલીના પગળાંનો અવાજ સંભળાયો, અને મેરીનો હાથ પકડીને તે લોર્ડ હેથરલી તરફ ફરીયો.

"હમે તમારા આશીરવાદ માંગોછ. હેથરલી" તે જાણે નાટકમાં એકટીંગ કરતો હોય એવી ઢપે બોલ્યો "મેરીએ મને પરણવાનું વચન આપ્યુંછ."

લોર્ડ હેથરલી થંભ થઇ ઉભો, અને આ બંનેને વારા ફરતી તીકવા લાગ્યો.

"મેરી શું શું એ ખરૂં છે ? તેણે આખરે પુછયું.

મેરીએ રાલફનાં હાથમાંથી પોતાનો હાથ છુટો કીધો અને હેથરલીને ગળે વળગી પડી.

"હા પપાજી" તેણી પોતાનાં આંસુ છુપાવતાં બોલી.

"ખુદા તુંને સલામત રાખે. ખુદા તારો નેગેહબાન હોજો. મોલી, મારી બેટી. હું ઘણો ખુશી છું."

"અને હું પણ ખુશી છું પપા."

રાલફ બપોરે જમવા પણ ત્યાંજ ઠસીયો. મેરી તે તેબલને નાકે હસવાની કોશેશ કરતી બેઠી હતી, અને દરેક વેળા જયારે તેણી પોતાનાં ભવીષ્યનાં ભરથારને દારૂનાં ગ્લાસ પછી ગ્લાસ ખાલી કરતાં, અને તેણી તરફ એ મલાહજા ભરી રીતે તીકનાં જોતી હતી, ત્યારે તેણી કાંઇ નજણાયલી ધાસ્તીથી ધ્રુજતી હતી. એડવર્ડનો ચેહરો હમણા તેણીની નજર સાંમે ભમ્યા કરતો હતો, તે ચેહરો કે જેનાં તરફ તેણી કદાબી હીંમતથી નજર કરી શકશે નહિ.

પણ વાંચનાર, સ્ત્રી જાતીમાં ખુદાએ એવી જાતની ધીરજ મુકેલી છે, કે જેથી તેણી મુંગે મોહડે પોતાનું દુખ છુપાવી શકે છે, પોતાની ગમે એવી પણ તીક્ષણ લાગણીને દબાવી શકે છે, અને જો કે અંદરથી તો તેણીનું અંતઃકરણ તુકડા થઇ જાય છે, તોપણ બાહરથી તેણી એવું તો મીઠ્ઠું હસી શકે છે કે એક ભલો ફીલસુફ પણ તેણીનો ભેદ સમજી શકતો નથી અને લોર્ડ હેથરલી, જે તોફાનની લાગણીથી પોતાની બેટીનું હૈયું ઉછાળા મારતું હતું, તે જાણવા યા સમજવાને કદીપણ શકતીવાન થયો નહિ.

સાંજ પડતાં, મેરી કાંઇ કામ માટે બાહર જવા તૈયાર થઇ.

"પપા હું જાઉંછ" તેણી બોલી "તમુને કાંઇ જોઇયેછ?"

"નહિ દીકરી મને હવે કાંઇપણ જોઇતું નથી" તે "હવે" કાંઇ ઉપર ભાર મુકતાં બોલ્યો.

"હું પણ તારી સાથે આઉંછ. મેરી" રાલફ તુરતજ બોલ્યો.

મેરી આનાકાણીથી કબુલ થઇ અને આ બંને જણા એક ડોગ-કાર્ટમાં હેથરલી-હોલ છોડી ગયાં.

"વાહ, મેરી" તેઓ ગાડીમાં બેઠાં પછી રાલફ બોલ્યો

" આપણે આવી સારી રીતે આ નાપસંદ બાબદનો છેડો લાવી નાખ્યોછ, એ જોઈ હું ઘણો ખુશી છું. તાહરા બુઢ્ઢાની ખુશાળીનો તો પારજ નથી. અરે પણ આપ ગલીમાં કયાં જાએછ, મેરી ? "

" મને એક બીમાર બાઇ માટે આ દવાની બાટલી અને થોડીક બીસકીત આપવાની છે. "

" સખાવત એંહ, સખી દીલગુરદો " રાલફ તેણીનાં ચેસ્તા કરતાં બોલ્યો " ત્યારે તો આપણે બંને એકજ વીચારનાં છીએ તું જાણેછ તેમ મેં પણ ગરીબોને માટે ઠીક બજાવ્યું છે. પણ હવે મને જરા હાથ ખાંચવો પડશે કારણ એક પરણેલા જવાનને તેની બઇરી છોકરાંનો વીચાર રાખવો જોઇયે. એ નહિ, આપણી પાસે પુશકળ પૈસા છે, આપણને કોઇ રીતની નવાઇ નથી, અને આપણે ખાઇ પીને મજાહ કરશું, લેડી-આઇ મીન, મેરી મારી વ્હાલી. "

પણ ખુદાનું ચાહવું એવું હતું કે જે રસ્તા ઉપર હમણા તેઓ આવ્યાં હતાં, ત્યાં નીતાનું ઘર આવ્યું હતું. તેણી તે વેળા બારીએ ઉભી હતી. સ્ટેલા સોફા ઉપર કાંઇ ઉંડા વીચારમાં અળેતાઇ હતી, પણ એકાએક નીતા તરફથી એક ચીસ સાંભળીને તેણી ચોંકી ઉઠી. નીતા તે બારીને મજબુત પકડીને બાહર ડોળા ફાડીને કાંઇ જોતી હતી, અને બીજીજ પળે જો સ્ટેલા તેણીને બરાબર વખતસર મદદ નહિ કરતે, તો તેણી બેભાણ તુટી પડતે.

" શું છે, શું છે, નીતા ? " તેણીએ પુછ્યું.

" તે-તે-તે " નીતાએ બુમ પાડી

" તે ! કોણ ? " સ્ટેલાએ ગભરાઇ જતાં પુછ્યું.

" મેં હમણાજ તેને એક ગાડીમાં કોઇ છોકરી સાથે જતાં જોયો છે."

"કાણુને ?"

"મારા ધણીને" નીતા ગુસ્સાથી દાંત કકડાવતાં બોલી. સ્ટેલાએ તેણીને બાજુની ખુરસી ઉપર બેસાડી દીધી.

"કોણ તમારો ધણી! કદાચ તમારી ભુલ થઇ હશે!"

"રાલફ, રાલફ!" નીતાએ બુમ પાડી. અને એક મજબુત ઝોંક ખાઇને, તેણી ખુરસી ઉપરથી બેભાણ તુટી પડી.

## પ્રકરણ ૩૦ મું.

રાલફ અને મેરીને એક ઉઘાડી ગાડીમાં છડેચોક એકળાં બેઠેલાં જોઇને લોકોમાં હોહા થઇ રહી. તુરતજ તેઓ સમજી ગયાં કે આ બે જણા અદરાયાં હતાં, અને પેપરોનાં શબ્દમાં બોલીયે તો તેઓમાંનાં ઘણાકોએ આ બનાવને એક "સુભ હીંગામ" તરીકે લેખ્યો હતો. કારણ તેઓ જાણતાં હતાં, કે લોર્ડ રેતન હાલને કાજ સર્વેનો માણીતો હતો, અને લોર્ડ હેથરલી જેવા એક ભલા ઉમરાવની બેટી ઉપર તેની પસંદગી ઉતરતાં લોકોમાં ખુશાળીની લાગણી પ્રગટી નીકળી.

બીજે દીવશનાં પેપરોમાં રાલફે આ ખબર કાંઇક મગરૂરી અને સંતોષની લાગણીશી વાંચી. છતાં આ ખબર તેને પોતાને માટે કેવા ગંભીર પ્રકારની હતી તે રાલફ બરાબર સમજતો હતો. તેણે નીતાને મરી ગયલી જોવા અથવા તો તેણીને ગુમ થયલી સાંભળવા એટલી તો આતુરતાથી ઇચ્છ્યું હતું, કે હમણા તે ખાત્રીથી માણુતો હતો, કે તેણી હવે તેનાં રસ્તામાંથી સદાને માટે નીકળી ગઇ હતી. એ ઉપ્રાંત તેને કાંઇ એવો ધખારો હતો, કે તેનાં જેવા તવંગર આદમીઓને ગમે એવો ગુનાહ કરવાનો હક હતો, અને કદાચ તેમ કરતાં સપડાઇ પણ

જાય તોપણ બીહવાનું શું કારણ હતું? દુન્યામાં પઇસાથી તો એવા કચકંઇ પાપોનો ઢાંકપીછોડો થઇ શકે છે!

નાસ્તો લીધા પછી રાલફ તે દીવશનું પેપર હાથમાં લઇને મેરીને મલવા હેથરલી હોલ તરફ ચાલતો થયો.

"હમારી વધામણીની ખબર બાહર પુગી વળીછ" ત્યાં જઇ પુગતાં રાલફે લોર્ડ હેથરલીને કહયું "હા, આંય શું તમે પણ એજ ખબર વાંચોછ." લોર્ડ હેથરલીની બાજુમાં ન્યુસ-પેપર જોતાં તેણે ઉમેરયું.

"હું તેઓની આ ઉતાવળ જોઇ નારાજ છું" લોર્ડ હેથરલી બોલ્યો "આંય આપણા પેપરવાળાઓ તો એમજ સમજેછ કે તેઓને જે ગમે તે છાપી મારવાનો હક છે. હું ઇચ્છું છ કે મેરીનાં વાંચવામાં એ ખબર નહિ આવે."

"એમાં શરમાવા જેવું કશું નથી, હેથરલી."

"નહિ, પણ મારી દીકરી નયુસપેપરોમા પોતાનું નામ જોઇને ઉકમાઇ લેતી નથી."

"પણ હમે પરણયા પછી તો તેણીનું નામ વારે ઘડીએ નયુસપેપરોમાં આવશે, કારણ આંય નાપાક વર્તમાનપત્રવાળા મારી દરેક હીલચાલ તપાસે છે, અને મારૂં નામ છાપી માર-વાની ઉકમાઇ સમજે છે. હેથરલી હવે હમે જલદી પાર પડી જઇએ તો ઠીક."

"તે મેરીની ઉપર આધાર રાખેછ" લોર્ડ હેથરલી કાંઇક ધાસ્તીથી બોલ્યો.

"તેણી કયાં છે?" રાલફે પુછયું.

"બગીચામાં પણ આજે સહવારથી તેણી માથું દુખ-વાની ફરીયાદ કરે છે" હેથરલી દલગીર અવાજે બોલ્યો.

"ત્યારે તો તેણીને હવા ફેરબદલ કરવાની જરૂર છે.

જોન હેથરલી. હમે જલદી પરણ્યા પછી હું તેણીને ઇટલી લઇ જવા ધારૂંછ."

લોર્ડ હેથરલીએ એક નીસાસો નાંખ્યો, અને રાલફ મેરીની શોધમાં બગીચામાં ઉતર્યો. મેરીએ તેને દુરથી આવતાં દીઠો હતો, અને તેને ઠાપ આપવાની મતલબથી તેણી સમર-હાઉસમાં જઇ બેઠી, કે જ્યાં તેણીએ એડવર્ડ બ્રાયનને પરણવાનો પવીત્ર કોળ આપ્યો હતો. પણ રાલફ થોડાજ વખતમાં ત્યાં આવી લાગ્યો, અને જાણે એક ફતેહમંદ સીપાહ દુશમનની છાવણીમાં દાખલ થાય, તેની રીતે તે સમર-હાઉસમાં દાખલ થયો. રાલફ તેણીની કમરની આસપાસ હાથ વીંટાળવા જતો હતો, પણ મેરીએ એવી સીફતથી પોતાનો હાથ તેની તરફ લંબાવ્યો, કે રાલફને હાલતુરત તો તે નાજુક હાથ ઝાલીનેજ સંતોશ પકડવો પડયો.

"મેરી તારી તબીયત નાદરૂસ્ત જાણી હું ઘણો દલગીર છું" તે પોતાનો હોઠ કરડતાં બોલ્યો "જો, ડીયર હવે આપણે જલદી પરણીને હું તુંને ઇટલી હવા ખાવા લઇ જવા ધારૂંછ."

"એટલું જલદી ?" મેરી બડબડી.

"હા, મોળી, હવે વધુ વખત થોભવામાં આપણને કશો ફાયદો નથી. તું જાણેછ, ડીયર કે આપણા લગ્નથી તારા પીતાની છાતી ઉપરથી એક મોટો બોજ ઓછો થઇ જશે."

મેરી ચુપ ઉભી, અને ત્યાર પછી તેણીનાં લાંબા પાપણ ઉપાડીને રાલફ તરફ એવી રીતે જોયું કે જાણે હવે કોઇ પણ જાતનાં દુખની તેણીને પરવાહ હતી નહિ.

"તમારી મરજી પ્રમાણે હું કરવા તઇયાર છું" તેણી આખરે બોલી.

"કેવી સ્યાણી છોકરી."

આટલું બોલતાં રાલફ તેણીની નજદીક ગયો, અને તેણીનો ચેહરો પોતાની તરફ ઉંચકીને, તેણીનાં ગોરા ગાળ ઉપર એક કીસ કીધી.

"તું ધ્રુજેછ મેરી" રાલફ ધીઘારી અવાજે બોલ્યો. "શું સઘળીજ છોકરીઓ પોતાનાં ભવીષયનાં ખાવીંદ પાસેથી એક કીસ લેતાં આવી રીતે ધ્રુજતી હશે."

મેરીની ગરડનથી તે ચેહરા સુધી રંગ ધાઇ આવ્યો.

"હું-હું કાંઇ બીજી છોકરીઓની માફક નથી" તેણી બોલી.

"અલબત નહિજ તો" રાલફ તુરતજ બોલ્યો "દુન્યામાં સઘળી સરસ છોકરીઓનાં કરતાં તું સઉથી ખુબસુરત છે અને તુંને જીતવામાં હું ખરેજ ભાગ્યશાળી તેમજ સુખી છું."

"તમારી ખાત્રી છે?" મેરીએ ધીમેથી પુછયું.

"એટલે?"

"કારણ મુત્રા વગર એક આદમી તદન સુખી થઇ શકતો નથી."

"ઉંહ, તારા આ શબ્દો તારી બેચેનીને આભારી છે. મેરી" રાલફ મુશકેલીથી બોલ્યો "ચાલ ડીયર, હવે મને મી૦ બુલપીત આગળ આપણા લગનની ગોઠવણ કરવા જવાનું છે, અને તેટલાં હું ઇચ્છુંછ કે તારા લગનનો પોશાક ખરીદવામાં તું મજાહ માની લેશે."

મેરીનો ચેહરો કરમાઇ ગયો. લગનનો સારો પોશાક ખરીદવામાંજ શું લગનની મોતેબરી સમાઇ હતી? પણ રાલફ પોતાની ભુલ જોઇ શકયો નહિ. અને પોતાની ડોક ઉંચી રાખીને તે પોતાનાં ઘોડા ઉપર સ્વાર થયો અને બુલપીતની ઓફીસ તરફનો રસ્તો લીધો.

આખરે રાલફ બુલપીતની ઓફીસમાં દાખલ થયો, અને સીધો તેનાં પ્રાઇવેટ રૂમ તરફ ફરીયો ; અને જ્યારે તેણે જોઇને પેલા જુનાં કલારકે તેણે વેહત નમીને સલામ કરી, ત્યારે જે દીવશે રાલફ ચીંઠડે હાલ હાલતમાં ધુળથી ખરડાયલો ત્યાં આવ્યો હતો, તે દીવશ તેને તુરતજ યાદ આવી ગયો. ઓહ, ત્યાર પછી આ ઘરડા કલારકની સલામ કરવાની રીતમાં અને તેની પોતાનીમાં કેવો ફેરફાર થઇ ગયો હતો?

મી૦ બુલપીતે તેણે હંમેશની માફક થંડો આવકાર આપ્યો.

"હું ધારૂંછ મી૦ બુલપીત કે તમે ખબર સાંભળી હશે" રાલફે પુછ્યું.

"હા, મારા લોર્ડ અને તે માટે હું તમુને મુબારકબાદી આપુંછ."

"થેંક્સ" રાલફનો ધ્રોધારી સાદ નીકળ્યો "અને મારા લગનની ભેટ દાખલ હું દર વરશે લેડી મેરીને અમુક રકમ આપવા ધારૂંછ. હું કેટલા પાઉંડ તેણીનાં નામપર કરૂં?"

"વરશ દહાડે પાંચ હજાર કાંઇ ઘણા થશે નહિ, મારા લોર્ડ" બુલપીત વીચાર કરતાં બોલ્યો. "તમે કાંઇ વધારો કરવા ધારોછ?"

"નહિ નહિ, આ રકમ પુરતી છે" રાલફ ઉતાવળે બોલ્યો કારણ હવે જયારે મેરી તેનાં હાથમાં આવી ચુકી હતી, ત્યારે તેણીની પછવાડે વધુ તણાઇ તુટવાનું રાલફે દરૂસ્ત ધાર્યું નહિ.

"આ કામ જલદી આતોપી નાખજો કારણ હમારાં મહીનાં દીવસમાં લગન છે."

"એટલાં જલદી?"

"કાંય નહિ, હમારા માર્ગમાં હવે અડચણ શું છે?"

" જરાબી નહિ, મારા લોર્ડ " ગુલપીન સેહજ નમીને બોલ્યો " તમારી ઇચ્છા પ્રમાણે લેડી મેરીને દર વરશે પાંચ હજાર પાઉંડ મળશે એવી ગોઠવણ હું હમણાજ કરી નાંખું છું. કારણ ગોલકોન્ડા માઇનઝનાં શેર આગળથી વેચવાથી આપણને મોટો નફો થયો છે, અને તે સઘળું નાનું હમણા એમજ પડેલું છે. તમે જબરા નશીબદાર છો, મારા લોર્ડ. "

હા, નશીબદાર તો ખરો, કારણ એકજ સપાતે તે મોટી દોલત ભેગી કરી શકયો હતો, અને વળી સાથે મેરીને પણ જીતી ગયો હતો !

" પણ હું તમુને કેહતાં ભુલી ગયો મારા લોર્ડ કે આજે કોઇ મી૦ વરકલી નામનાં ગ્રહસ્થ તમુને મળવા હયાં આવ્યા હતા, તેવણને આપણું રોઝ-કોટેજ ભાડે જોઇયે છે, પણ તેવણે તે માટે ઘણુંજ ઓછું ભાડું " ઓફર " કીધું એવું જણાવીને કે તમો સાહેબ તેને ના પાડી શકશો નહિ. "

" તેને એમ કહ્યું ? " રાલફ ગંભીર બની જતાં બોલ્યો " વેલ હું વીચાર કરશ. "

" હું ધારૂં છ કે તેને તમે ઓળખતા હશો, અને તે આબરૂદાર હશે " ગુલપીતે શંકાથી પુછ્યું.

" હા-હા, તે એક ભલો આદમી છે. હું તેને વીશે વીચાર કરીશ. "

અને જેટલી ખુશાળીથી રાલફ તે ઓફીસમાં દાખલ થયો હતો, તેનાં કરતાં પણ અર્ધી ખુશાળી હમણા તેને લાગતી હતી નહિ. ગુસ્સાથી તેનો ચેહરો કાળો પડી ગયો, પણ જયારે તેનાં બતલરે તેને જણાવ્યું કે મી૦ વરકલી નામનો કોઇ શખશ તેણે મળવા માંગતો હતો, ત્યારે તે ચેહરો વધુ જરદ મારી ગયો.

" તેવણ હમણા લાયબ્રેરીમાં છે, મારા લોર્ડ " બતલર બોલ્યો.

રાલફ તુરતજ તે તરફ ફરીયો. વરકલી તેની માનીતી ખુરશી ઉપર ખુશાળ લાંબા તાંત્યા કરીને અરડાયો હતો, અને તેની બાજુમાં સીગારનો એક બોક્ષ પડેલો હતો.

રાલફ ગુસ્સાથી લાલચોળ બનીને તેની તરફ તીકતો ઉભો, પણ મી૦ વરકલીનાં પેટમાંનું પાણી હાલ્યું નહિ.

"ગુડ મોરનીંગ મારા લોર્ડ" તે થંડે કલેજે બોલ્યો.

"તમે હયાં તમારૂં ઘરજ સમજોછ, મી૦ વરકલી" રાલફ પોતાની મોંઘી-દાત સીગારેતનાં બોક્ષ તરફ નજર કરતાં બોલ્યો.

"તમારી આમદ વીશે અચોકકસ હોવાથી મેં મારો વખત પસાર કરવા આય દાબડામાંથી સીગારેત તરફ મારો હાથ લંબાવ્યો છે, મારા લોર્ડ, અને એક પેહેલ્લા નંબરની સીગાર શું, તે મને આજેજ ખબર પડીછ"

"હું તે જાણી ખુશી છું" રાલફ નાકનાં ફીફડાં ઉડાવતો બોલ્યો "મેહેરબાની કરીને હવે તમારાં કામ વીશે મને વાકેફ કરશો."

"અલબત, મારા લોર્ડ, હું તમે અદરાયા તે માટે મુબારકબાદી આપું છું——"

"થેંકસ પણ——"

"અને મારા પોતાનાં ખાનગી કામ માટે પણ આવ્યો છું" વરકલી બોલ્યો "મને તમો નામદારનો રોઝ કોટેજ જોઇયે છે."

"બસ એટલુંજ" રાલફે તાણો મારીયો "તમારી ખાત્રી છે મી૦ વરકલી કે તમુને સાથે આય રેતન-હોલ પણ નથી જોઇતો."

"નહિ મારા લોર્ડ. મારાં ઘરડાં હાડકાં તો આ નાનાં

ઝુપડાંમાંજ ઠીક ઠર પડશે" વરકલી મોતેથી હસી પડતાં બોલ્યો.

"મને મી૦ બુલપીતે હમણાજ જણાવ્યું કે તમે તેત્રણ આગળ જઇ આવ્યા હતા, અને ઘણાજ ઓછાં ભાડાંએ આ કોટેજની માંગણી કીધીછ."

"તેમાં મારી ભુલ હતી, મોરા લોર્ડ. મી૦ બુલપીત સાથની મુલાકાત પછી મેં વીચાર્યું કે તમે તમારા પીતાનાં જુનાં દોસ્ત પાસેથી આટલું નજીવું ભાડું લેવાને સાફ નાં પાડશો."

રાલફે ગુસ્સાથી દાંત કચકચાવ્યા.

"જોવ મી૦ વરકલી" તે જબરા ઘોઘારો અવાજે બોલ્યો "આ બીજી વેળા તમે મને નીચવવાની કોશેશ કરતા લ્યાં આવ્યા છો. પેહેલની વેળા મેં તમુને મદદ કરી તે ફકત મારા ભલા ખવાસની ઇચ્છાણી દાખલ કરી હતી. પણ હમણા એ રોઝ કોટેજ મારે તમુને શા માટે મુફ્ત આપવો તે હું સમજી શકતો નથી."

"નથી સમજતા, મારા લોર્ડ ?" વરકલી દાબડામાંથી એક બીજી સીગાર ખેંચી કહાડતાં બોલ્યો.

"નહિ, તમારા સમ. હું તો ફકત એટલુંજ સમજું છ કે જયારે હું એક જુદી હાલતમાં હતો, ત્યારે તમારા જેવા એક નાલાયક આદમી સાથે મને ઓળખાણ પાડવાની કમનશીબે ફરજ પડી હતી."

"બસ એજ કારણ" વરકલી હસતાં બોલ્યો "સંભાળો લોર્ડ રેતન કે મારી પાસેથી વધુ જાણવાની તમે હઠ કરશો નહિ, નહિ તો કદાચ વખત એવોબી આવી જશે કે તમુને આય રેતન-હોલ પણ મને મુફ્ત આપી દેવો પડશે."

હવે તો નફ્તાઇની હદ થઇ ગઇ હતી. આ માણુસ સાથે

હવે કેવી રીતે કામ લેવું તે રાલફ તુરત વેળા સમજી શકયો નહિ.

"મને ના પુછતા, મારા લોર્ડ" વરકલી પોતાની આંગળી ચેતવણી રૂપે ઉચકતાં પાછો બોલ્યો "બસ મુંગે મોહડે આ રોઝ–કોટેજ મને મુફત આપી દો. ખરી બીના તો એ છે સાહેબ, કે હું પણ તમારી માફક પરણવાનો ઇરાદો રાખું છું. અને તમો નામદાર મને આટલી નજીવી ચીજ લગનની રીત દાખલ ભેટ આપી દેશો. તો ત્યારપછી હું તમારી આગળ કદીબી પાછો આવસ નહિ."

"તે માટેની ખાત્રી શું" રાલફે બીહતાં પુછ્યું.

"મારો બોલ એજ મારો સઉથી પવીત્ર કોલ છે, મારા લોર્ડ" વરકલીએ જવાબ આપ્યો "હા, જો હમણા તમે મને રોકડ નાણાંની મોટી બક્ષેસ કીધી હતે, તો હું થોડાજ વખતમાં તે ખરચી નાખીને તમારો આગળ અસલ હાલતમાં પાછો ફરતે. માટે આ કોટેજની ભેટથી તમુને પણ ફાયદોજ છે. મારા લોર્ડ."

"રાલફે તે ઓરડામાં આમતેમ ફરવા માંડયું.

"તમારી છુપી ખબર મને યા તો મારા પીતાને લગતી છે?" રાલફે ધીમેથી પુછયું.

"અં–હું, વળી પાછો એજ સવાલ" વરકલી પોતાનાં હોથપર હાથ મુકતાં બોલ્યો "સાહેબ હું માંગુછ તેજ આપો, અને મારૂં મોઢું સદા બંધ રેહશે. પણ એક વખત મને નાં પાડો, અને હું જે જાણુંછ તે તમારી આગળ નહિ પણ મી૦ બુલપીત આગળ કહી દેવશ, અને તમારી તેમજ તમારા પીતાની નેકનામીની સઘળી વાત જગઆશકાર થઇ જશે, મારા લોર્ડ રેતન."

"હું ઇચ્છુંછ કે તમારૂં પાંખડું હું હમણા પોલીશના

હાથમાં આપી શકું." રાલફ ખોખરા સાદે બોલ્યો.

"અને હું પણ ઇચ્છું છ, મારા લોર્ડ, કે હવે વધુ ધાંધલ નહિ કરતાં તમે મારે માટે એક વીસ્કી સોડાનું ગ્લાસ મંગાવવાની તસદી લેશો." અને એટલું બોલતાં તેણે પોતાનાં હાથ આગળનું બતન જોરથી દાબ્યું. તુરતજ એક બતલર જાણે જમીનમાંથી ફાટીને ત્યાં હાજર થયો અને રાલફે આણાકાણીથી એ વીસ્કીનાં ગ્લાસનો ઓરડર આપ્યો.

"ત્યારે સાહેબ આપણું સારું નક્કી થયું છ." દારૂનું ગ્લાસ ખાલી કરીને વરકલી બોલ્યો "અને આ રોઝ કોટેજ તમો નામદારે મને ભેટ આપવાનું ડાહપણ જોયું છે. થેંક યુ મારા લોર્ડ હવે હું તમારો કીંમતી વખત રોકવા માંગતો નથી."

અને આપણો આ મી૦ વરકલી પોતાની સુરીયાની મેલી ટોપી ઉપાડીને રાલફને એક અતી ગ્રેસફુલ "બાઉ" કરીને હસ્તે ચેહરે ત્યાંથી વીદાય થયો.

તે ગયો અને સાથે રાલફનું ચીન્ત પણ લેતો ગયો. આ શખસ શું ભરમ જાણતો હતો? ખચીન્ત તે તેનાં બાપ વીશે કાંઇ નાપસંદ ખબર જાણતો હોવો જોઇયે. પણ શુકાના કે જયારે તેની પડતીપર પચાસનાં વખતમાં તે અફલાતુન દારૂડયા તેમજ જુગારીઓ સાથે ફરતો હતો, ત્યારે તેણે નીતા વીશે એક પણ શબ્દ કોઇ આગળ કહયો હતો નહિ, અને તેથી આ મી૦ વરકલી નીતા વીશે કાંઇ જાણે એ બનવું માહલ હતું.

રાલફ સોગંદ લેતો ખડો થયો. તેણે હજુણ સુધી આ માણુસ સાથે તનપાચ કરવામાં કાંઇ ફાયદો જોયો નહિ. એક વેળા મેરીને પરણી ચુકા પછી તેનાં જેવા હજાર દાદાઓ તેનાં બાપ વીશે ગમે એવા પણ ગપ્પા ઉરાડે તેની તેણે ભલ ફીકર હતી.

ગુસ્સાની એક કરચલી સાથે તે બુલપીત ઉપર એક કાગળ લખવા બેઠો, તેમાં તેણે જણાવ્યું કે રોઝ કોટેજ મી૦ વરકલીનાં નામપર કરવો. "મને માલમ પડયુંછ કે મી૦ વરકલી મારા પીતાનાં જુનાં દોસ્ત હતા, અને તેવણને દુખનાં વખતમાં ઘણી મદદ કરી હતી, અને તેથી મારા પીતા તરફનાં તેવણનાં ઉપકારનો બદલો વાળવા, આ નજીવી ભેટ હું તેવણને આપી દેવા માંગુછું" તેણે લખ્યું.

રાલફે તે દીવશે રાતે લોર્ડ હેથરલી સાથેજ ખાણું લીધું. મેરીનું માથુ દુખવાની ફરયાદ હજુણ ચાલુજ હતી, અને તે બાહણા હેયળ જમી રહયા પછી, મેરી તુરતજ પોતાનાં ઓરડામાં ગઇ.

તેણીનાં ગયા પછી રાલફે તેનાં બોલોમાં કહીયે તો "મેરીની સલામટી," પર સલામતી લેવા માંડી, તે એટલા સુધી કે તેણે એક પછી એક દારૂની બાટલીઓ ખાલી કરતો જોઇને લોર્ડ હેથરલી પોતાનાં ભવીષ્યનાં જમાઇ માટે પસ્તાવા લાગ્યો.

"હા, મેરી અને હુ ઠીક ગાડું ગબડાવી શકશું" રાલફ બોલતો હતો. "અલબત તેણી જરા બેદદી છે અને પોતાને મન સુજયુંજ કરવા ધારે છે, પણ મારે ભુલી નહિ જવું જોઇયે કે તેણી લાડમાં ઉઘરેલી તમારી એકપુરી બેટી છે. સુધરશે, એબી મારા હાથ તળે એક બકરૂં થઇ જશે" તે કઠોર સાદે હસ્તાં બોલ્યો "અરે પણ આય શેરીની ડીકેનટર ખાલી થઇછ."

"તમારે ગમે તો બીજી મંગાઉં" હેથરલી અચકાતાં બોલ્યો.

"હા, ત્યારે હું શું બોલતો હતો' બીજી બાટલી આવી પુગતાં રાલફે ચલાવ્યું "હા, મેરી જરા હથીલી છે અને——"

લોર્ડ હેથરલી એક નીસાસા સાથે ખડો થયો. પોતાનાં જમાઇને આવી કઢંગી સ્થીતીમાં જોવાથી, તેણે મેરીનાં ભવીષ માટે કાંઇ ધાસ્તી ઉતપન થઇ.

" આપણે સ્મોકીંગ–રૂમમાં જઇશું " તે બોલ્યો.

" નહિ, હવે હું સીધ્ધો ઘરેજ જવશ " રાલફ લઠડતી હાલતમાં ખડો થયો " મારેથી આજે જરા વધુ લેવાઇ ગયેલછ, અને હવે ઘરે જઇને ઘોંટળો લીધા વગર છુટકો નથી. "

લોર્ડ હેથરલી તેની સાથે દરવાજા સુધી આવ્યો, અને એક ઘોઘારી " ગુડ નાઇટ " પછી રાલફ લઠડતી હાલતમાં બહાર પડયો. એક પળ હેથરલી તેને જોતો ત્યાં ઉભો, અને ત્યાર પછી ધીમેથી બારણું બંધ કરીને, તે દુખની એક " આહ " સાથે પોતાનાં ઓરડા તરફ ફરીયો.

રાલફ પોતાની ગમે એવી છાકત હાલત છતાં, પોતાનાં ઘોડા ઉપર સહીસલામત ઘર સુધી આવી પોંહચ્યો, પણ દરવાજાનાં થાંભળા આગળ આવી પુગતાં તેને એકાએક પોતાનાં ઘોડાની લગામ ખેંચી. તે થાંભળા ઉપર એક હેંડબીલ ચોંટાડેલું હતું. અને તેની બરાબર વચમાં જબરા મોટા લાલ લોહી જેવા હરફે " નીતા " નું નામ જોવામાં આવતું હતું.

## પ્રકરણ ૩૧ મું.

ખરેખર, દુન્યામાં એક આદમીનું સ્વચ્છ અંતકરણ સીવાય બીજું કીયું બખતર વધારે મજબુત છે ? ગમે એવો પણ દેવ જેવો જોરાવર આદમી, બાહરથી લોખંડી બખતરમાં પણ જીકડાયલો હોય, તો પણ તેનું અંતકરણ, કીનો, કપટ, અને પોતે કીધેલાં બદ કાર્યોથી કચડાઇ જતું હોય, તો તેવો આદમી,

એક નાતવાન પણ નેક આદમી આગળ કોઇ પણ રીતે ચઢ-યાતો નથી, અને ચોક્કસ નજીવા સંજોગો બનતાં, આ બ્હારનો શેર બાતેનમાં એક કંગાળ હીચકારો બની જાય છે.

નીતાનું નામ વાંચતાંજ રાલફ ધાસ્તીથી એક પાંદડાં મીસાલ ધ્રુજવા લાગ્યો. તેનાં ચેહરા ઉપરથી લોહીનું ટીપેટીપું ઉડી ગયું, હેબતથી તેનું અધું દાચ્યું ઉંઘડી ગયું, અને ફક્ત એકજ ઝટકે તેનાં મગજમાંથી દારૂની તેની છેલ્લી ખુમારી ઉડી ગઇ. નીતા ! ઓ બાપરે ! તેણી કીયાં દોજખનાં ઉંડા ગારમાંથી પાછી ફુટી નીકળી ! અને પસીનાથી તદન ગરકાવ બદન સાથે રાલફ તે થાંભલો એક ચી-તે જોતો ઉભો. ઓહ, આ " ની " અને " તા " નાં બે અક્ષર હતા, કે ખુદ નીતાનીજ બે લાલ આંખ્યો તેની સાંમે ડોળા ધુરકતી હતી !

પણ સબર, એવી તો બીજી ઘણી " નીતાઓ " હશે, અને આ નીતા તે કાંઇ તેની બાયડી નહિ, પણ કોઇ બીજી નીતા હશે કે જેનું નામ વાંચતાં તે ફોકતનો હરણફાર બની ગયો હતો. પણ નહિ. ગમે એમ વીચારવા છતાં રાલફની ખાત્રી થઇ કે આ તેની પરણેલી બાયડી નીતાની આમદનાં સનાનનાં સમાચાર હતા. હવે શું કરવું ? અને તેનો એકજ જવાબ હતો કે તેણી હયાંથી પાછી જાય ત્યાં સુધી કેઠે નાહસી જવું. પણ મેરી શું તેણીને પણ આટલો વખત છોડી જાય ? નહિ નહિ. હવે તો " નવ્વાણું ત્યાં ભરયા સો " અને રાલફ એક મજબુત કોશેશ પછી પોતાનાં કંપાઉંડમાં દાખલ થયો. ધીમેથી તે થોડાક કદમ આગળ વધ્યો અને ઝાડનાં ઓઠાં હેથળ છુપાતાં તે એક ચોરની માફક ચાલવા લાગ્યો. એકાએક તેની બાજુનાં ઝાડમાં કાંઇ ખખડાત થયો, એક કુદકા સાથે તેમાંથી કોઇનો આકાર બ્હાર નીકળ્યો, અને તેની બરાબર સાંમે આવીને તેને

આગળ વધતો અટકાવ્યો. તે આકાર એક સ્ત્રીનો હતો. ઉંચો દમામદાર પણ સફેદ પોશાકમાં તે આકારનો તેટલોજ સફેદ ચેહરો જોતાં, રાલફે ઘડીભર એમજ વીચાર્યું કે તેનાં ઉસકેરાયલાં મગજે આખરે તેની સાંમે એક ઢાલી આકાર ઉતપન કરીયો હતો. તોપણ તેનાં સુકકાતાત હોથોમાંથી "નીતા" નો એક શબ્દ નીકળી પડતાં તે પોતાને અટકાવી શકયો નહિ.

"હા, હું નીતા છું" ધર્તીનાં છેક અંદરનાં પેટામાંથી જાણે તે અવાજ નીકળ્યો હોય એવો તે ધીમો હતો. અને રાલફ પોતાનાં ખરી પડતા દોળા તે તરફ ઉંચકીને પોતાની બાજુનાં એક ઝાડ ઉપર અધેલાઇ પડયો.

"નીતા, તે આખરે બોલ્યો "તું હજુણ જીવતી છે? મેં-મેં તો ધાર્યું કે તું મરી ગઇછ."

"જુઠઠા, લબ્બાર" તેણીએ બુમ પાડી "તું આટલો વખત સારી રીતે જાણતો હતો કે હું જીવતી છું. બસ હવે જુઠ્ઠું બોલીને તું તારા પાપનો ઘડો વધુ ભરશે નહિ. એક કુતરાની માફક તું મને તજી ગયો, અને ત્યારપછી મારેથી છુપાવાની કોશેશ કરી. એક દયાહીણ દેવની માફક તું મને જીવવા યા મરવા ભુખે મરવા અથવા ભીખ માંગવા મુકી ગયો, છોડી ગયો, નાહસી ગયો અને——"

"નીતા તું મને કેવો ગેરઇનસાફ કરેછ" રાલફ તેણીને સમજાવી લેતાં બોલ્યો "મેં-મેં તો સાંભળ્યું કે તું કેઠે મ્હારગામ ગઇ અને ત્યાં ગુજરી ગઇ. મેં તો તારી ઘણીબી શોધ કીધી હતી."

"પાછું જુઠ્ઠું, તાહરા ગયા પછી હું થોડો વખત આપણી જુનીજ જગયાએ રહી હતી. એવી આશામાં કે તું કદાચ પાછો આવશે, અને હમણા હું જો મારી કુંપની સાથે

દેવનશાયરમાં નહિ આવી હતે તો મારી પકકી ખાત્રી છે કે હું તારી નાલાયક સુરત કદીબી ફરીથી જોઇ શકતે નહિ. તું જુઠ્ઠો છે, પણ હવે તું મને છેતરી શકશે નહિ. એક વખત એવો હતો કે જ્યારે હું તારો દરેક બોલ માનતી હતી, તારા ગુનાહો લઇ ચલાવતી હતી, અને તે વેળાની મારી મુરખાઇની યાદ થતાં હું હમણા ગુસ્સાથી દીવાની બની જાઉં છું." નીતા ચીચવાઇને બોલી.

રાલફે પોતાની આસપાસ નજર કરી.

"ચુપ નીતા જરા આસ્તે બોલ, કોઇ આપણને સમજશે."

"સાંભળવા દે" નીતાએ વધુ ઝનુનથી બુમ પાડી "ભલે સારાં ગામને સાંભળવા દે. હું તારી હકદાર ધણીયાણી છું, અને એક ધણીયાણીને પોતાનાં ખાવીંદનાં ઘર આગળ ગમે એવી રીતે વાત કરવાનો હક છે. આ તારૂંજ ઘર છે, અને મેં સાંભળ્યું છ કે તું એક મોટો ઉમરાવ બનીગોછ. બોલ એ સઘળું ખરૂં છે કે?"

"હા," રાલફે કબુલ્યું "પણ એમ આવ નીતા, આપણે પેલાં ખુણામાં બાજઠ ઉપર બેસીયે."

રાલફ તેણીને તે બાજઠ તરફ લઇ ગયો, અને નીતા તેણીની આંખમાં ગુસ્સા અને ધીક્કાર સાથે તેની તરફ જોતી ઉભી.

"બોલ, હું પુછું છ તેનો જવાબ આપ," નીતાએ તુરત પુછ્યું "અને તું કબુલ કરેછ તે જો ખરૂં હોય, તો તેં કીયા હકદારનો હક લુટયોછ?"

"આ ખેતાબ, મીલકત અને દોલત એ સઘળું મારૂં છે,

અને તેનો હું વાજબી રીતે વારેસ બનીયોછ. મારૂં નામ પરસીવલ હતું, અને હું કોણ હતો તે તુંને–તુંને છોડી જવા પછી મને માલમ પડયું."

"નહિ, એ ખબર તુંને તેજ દીવશે મળી હતી. આહ, હવે હું બધું સમજું છું. હું તારા જેવા એક મોટા ઉમરાવની ધણીયાણી બનવા લાયક હતી નહિ, હું તો રાલફ બેનીસ્તર જેવા એક કંગાળ એકટર માટે વડીતરૂં કરવા સરજાયલી હતી. પણ આપણે જોઇશું મારા લોર્ડ રેતન, મારો હક પુરવાર કરવા હું આશમાન ને જમીન એક કરશ. જો કે તેમ કરવા પછી મને હાલનાં છુટાપણાનો ભોગ આપવા ઉપાંત, તારા જેવા એક કંગાળની ટોક પાછી મારે ગળે ઓળવવી પડશે."

"નીતા, હું કસમ ખાઇને કહુંછ કે મેં તુંને મુવેલી ધારી હતી" રાલફ લાચારીથી બોલ્યો "પણ હવે જયારે તું પાછી ફરીછ, ત્યારે હું તારી સાથે દોસ્તી કરવા ધારૂંછ."

નીતા ધીમું હસી પડી.

"દોસ્તી, હા, તું તો અત્યાર અગાઉનો એક જવાન છોકરી સાથે દોસ્તી પાડી ચુકોછ. મેં ગઇ કાલે તેણી સાથે તુંને ગાડીમાં બેઠેલો જોયો હતો. બોલ, એ છોકરી કોણ છે?"

"એક દોસ્ત–ફકત પડોશણ" રાલફ ફગળાઇને બોલ્યો.

"નહિ એક ભોલી કુમારીકા, કે જેને, ખુદા ખબર તેં કેઇ તરકીબથી, તારી સાથે પરણવા ફસાવી છે. નાપાક હુ તારી સઘળી વાત જાણુંછું, અને હવે સારૂં ગામ પણ જાણશે."

"જગને મોહડે તાળું નથી, નીના" રાલફ તોતરાયો "અલબત હમારા વચ્ચે કાંઇ છેવટની ગોઠવણ હતી નહિ, અને હવે જયારે તું પાછી ફરીછ, ત્યારે તો સઘળું ઉલટાઇ ગયુંછ, ડીયર" રાલફ પોતાનું મોઢું જોરથી લુછતાં બોલ્યો.

"હા, આવતી કાલે આથ તારા ઘરમાં—નહિ—આપણા ઘરમાં, દરેક જણ જાણશે કે હું તારી પરણેતર છું, અને એ વીશે આ ભોલી કુમારીકા આગળ પણ તારેજ મોધેથી સઘળી ખરી હકીકત કેહવાને હું તુને ફરજ પાડીશ."

રાલફ વધુ ઉજળો પડી ગયો. એક પળ તે ચુપ ઉભો અને ત્યારપછી પોતાની બીણી આંખ્યો ઉચકીને નીતા ગમ દયામણે ચેહરે જોયું.

"ઠીક" તે ખભાં ચહડાવતાં બોલ્યો "હું જોઉં છું કે તું મારી ઉપર કીનો લેવા માંગેછ. તો ભલે હું પોતે પણ ખુવાર થવશ, એટલુંજ નહિ, પણ સાથે તુંને પણ ખુવાર કરીશ."

"મને તેની દરકાર નથી" તેણીએ તાણો મારીયો "તારા જેવા એક હીચકારાને બેઆબરૂ કરવા હું મને નશીબવંત સમજીશ. તારો દોસ્તો, કે જેઓને તું આગળ કોણ હતો તેની ખબર નથી, તેઓ તુંને જોઇને હવે નાંકનાં ટીચકાં ચઢાવશે, અને મેં સાંભળ્યું છે કે તું સર્વેનો ઘણો માણીતો છે. હા, હવે હું તુંને માણીતો તો એવો બનાઉં છું કે જયારેબી તું રસ્તાપર બ્હાર નીકળશે, ત્યારે તેઓ તારી ઉપર લ્યાનતથી થુંકવાને પણ ચુકશે નહિ."

રાલફનાં ચેહરા ઉપર લોહી ધાઇ આવ્યું, અને ગુસ્સાથી તે લગભગ આંધળો બની ગયો. પણ લાચાર! લાચાર! સત્યતા સાંમે સ્યાણપત શું કામ આવી શકે!

"ઠીક, તારે ગમે એમ કર, નીતા" તે દાંત્યા પીસ્તાં બોલ્યો "તું મને હયાંથી હાંકી કહડાવી શકશે, અને રખડતો કરી મુકશે, પણ તાહરા આવી રીતનાં કીનાથી તુંને કાંઇપણ ફાયદો થશે નહિ."

" મારા ફાયદા માટે, જેમ અત્યારસુધી તું કરતો આવ્યોછ તેમ વીચારજ નાં કર." તેણીએ તાણો મારીયો.

" પણ નીતા, પથરને બદલે જો ફુલથીજ ફાયદો થતો હોય, તો તેમ કરવું શું સઝાવાર નથી? કજીયાનાં કાળબુત કરતાં જો સમજુતીની સાંકળથી કામ થતું હોય તો તેમ કરવું શું બરહક નથી? જો નીતા એક વેળા મને બરાબર સાંભળી લે, અને ત્યારપછી તું આ ઘરમાં જઇને " હું લેડી રેતન છું" એમ કહી દેશે તો મને જરાપણ વાંધો નથી."

" તેમ કરવાની તારામાં તાકાત નથી."

" અલબત નહિજ. કારણ હું જાણુંછ કે તું તારા હકને માટે લડે છે, અને હું તારી સામે થઇશ નહિ."

" નહિજ તો, મારી પાસે સઘળા પુરાવા છે. મારી પાસે આપણા લગનની સરતીફીકેત છે."

" હું તે જાણુંછ. પણ નીતા, આપણે સઘળી ગઇ ગુજરી ભુલી જઇને, શું પાછાં સુખમાં નહિ રહી શકશું?" રાલફ ધ્રુજતા અવાજે બોલ્યો.

" સુખમાં?"

" હા" રાલફ હોંમત ધરતાં બોલ્યો " હવે આપણે સુખમાંજ રહી શકશું. કારણ જે આગળા વખતમાં આપણે ગરીબાઇ સાથે હામ ભીડતાં હતાં, પૈએ પૈનાં હાયસોસારા કરતાં હતાં, તે વખત હવે વહી ગયો છે, અને દોલત સુખ અને આબાદીનો સુર્ય હવે આપણી ઉપર ઝલકી રહયો છે. આહ નીતા. આપણે હજીુણ જવાન છીએ અને તેથી આ ફાની જીંદગીનો એક મોટો તપ્પો હજીુણ આપણને સુખમાં કાહડવાનો બાકી છે."

નીતા એક પળ દગદગી.

"તું સારી રીતે જાણેછ કે એમ બનવું મુશકેલ છે. રાલફ" તેણી દલગીર અવાજે બોલી "આખર કરે ને હું એક ડાન્સર છું, અને મોટાં બડેખાંઓ આગળ મને તારી પરણેતર તરીકે બાહર લાવતાં તુંને લજવાનું પડશે."

"પણ એમ કરવાની જરૂરજ નથી. કાંય, તારી આગળી સઘળી ચંચળાઇ કયાં ગઇછ. નીતા?"

"મારી જવાની, અને ખુદા તેમજ ઇનસાન ઉપરનાં મારા પુર એનેબાર સાથ તે પણ ગુમ થઇછ, રાલફ" નીતા ધીમેથી બોલી.

"જો ત્યારે સાંભળ" રાલફ એક ખંખાર મારતાં બોલ્યો" આપણે બંને જુદા જુદા કોઇ ઠેકાણે નીકળી જઇશું, અને ત્યાં જાણે મને તારી સાથે પેહેલ્લીજ વેળા ઓળખાણ પડી હોય એવી રીતે આપણે પરણવાનું ડોળ ઘાલીને હયાં પાછાં ફરશું. આહ નીતા મારી વ્હાલી, હું જાણુંછ કે હું તારી સાથે ઘણો ઘાટકી રીતે વર્ત્યો હતો, પણ હવે એ સઘળાંનો આ ગોઠવણથી હું તુંને સામટો બદલો આપવા ધારૂંછ. બોલ તુંને આ ગોઠવણ પસંદ છે."

રાલફે પોતાની આતુરતા દરમ્યાન એકાએક તેણીની બાંય પકડી લીધી, અને જોકે નીતાએ તે છોડવાની તુરતજ કોશેશ કરી, પણ અફસોસ, સેહજ ખુશાલીથી તેણીની આંખ્યો ચમકવા લાગી, અને તે કોશેશ ઘણી નબળી નીવડી.

"બોલ નીતા" તેણીને ચુપ જોઇને રાલફ વધુ હીંમત ધરતાં બોલ્યો "મને જવાબ આપ. આપણ બંનેને નુકશાન થાય તેનાં કરતાં આ ગોઠવણ હઝાર ગની બેહતર છે. વીચાર કર નીતા, કે હવે થોડાજ વખતમાં તું લેડી રેતન બનશે, સેંકડો નોકરો અને ભાડુતોની શેઠાણી બનશે, દોલતનાં દરીયામાં

ડુબકી મારશે, અને" રાલફ તેણીનાં સુંદર આકાર તરફ નજર કરતાં બોલ્યો "જ્યારે તું રેતન ખાનદાનનો કીંમતી હીરાનો હાર તારાં ગળામાં પેહડશે, ત્યારે તે જોઇને હું વીચારી નહિ શકતો કે મારો હરખ મારામાં સમાઇ શકશે કે!"

આ શબ્દોથી નીતા કાંઇ ખુશ જણાઇ નહિ.

"રાલફ શું તું એમ ધારેછ કે આ સઘળાંની હું દરકાર કરૂંછ" તેણી બોલી "શું તું એમ વીચારેછ કે હું પણ તારી માફક દોલતની પુંજારી છું, અને તે મેળવવા હું આજે તારી સાથે આટલી તકરાર કરૂં છું. ઓ રાલફ, હજુણુ તું મને બરાબર ઓળખતો નથી. અરે તે આગળા વખતમાં તારી તરફનાં ફકત એકજ રૂડા બોલને ખાતર, હું આ દોલત અને ખેતાબને થોકડે મારતે, તારા આ કીંમતી હીરાનાં હારને હું તારી ઉપરથી ઓવારીને ગટરમાં ફેંકી દેતે."

તેણીનો અવાજ લઠડી પડયો, અને તે સુંદર આંખ્યો આજુંઓથી ભરાઇ ગઇ.

રે વાંચનાર, ધન્ય છે એવી વફાદાર ઓરતો ઉપર, ધન્ય છે તેઓને જનમ આપનાર ગરીબ માત-પીતા ઉપર, કે જેઓ ગમે એવાં પણ મુફલેસ હોવા છતાં, પોતાનાં ઘરમાં એવાં તો કીંમતી ગોહરોનો સંગ્રહ કરે છે, કે જેઓની મોટે ઘરે તો ખરેખર નવાઇજ છે.

નીતા જાણુતી હતી કે તેણી રાલફની ધણીયાણી દાખલ બાહર આવવાને લાયક હતી નહી. તો પણ જે ઉમદા લાગણીઓનો ઝરો તેણીનાં નાજુક હૈયાંમાં હમણા વેહતો હતો, તે ગમે એવા મોટે ઘરની મોટી કાઉન્ટેસોને પણ શરમાવા પુરતો હતો. તેણી એક વેળા રાલફને પોતાનાં જાનોજીગરથી ચાહતી હતી, અને ઓ, ભેદી માણુસાઇ પ્યાર, કે જેને વખત, ગેરહાજરી,

તફાવત, બેદરકારી અને ધાટકીપણું પણ મારી નહિ શકતું હોવાથી, નીતા ચુપ ઉભી. મોહબત એક ક્રીપીંગ પ્લાન્ટનાં વેળા મીસાલ છે,. અને જેમ તે વેળાને આપણે ઉખેડી નાંખ્યે તો પણ જમીન અંદર તેનું એકપણ બી રેહતાં તે પાછો નવેસરથી ઉગી નીકળે છે, તેમ મોહબતનાં વેળાને પણ ચાહો તો છરીએ કાપો, ગમે તો કરવતે વેહરો, અને નહિ તો તલવારે છટકાવી પણ નાંખો, તો પણ આશાનાં પાણીનું ફકત એકજ ટીપું મળવે તે નવેસરથી જોર પકડે છે.

"બોલ, નીતા તું મારી સાથે રેહવા ખુશી છે કે ?" રાલફે પાછું પુછ્યું.

નીતા હજુણ ચુપ ઉભી. જેમ હરણ પાણીથી, સિંહ જાળથી, હાથી ખાડાથી, રીંછ કાચથી છેતરાય છે, તેમ માનવી મીઠડાં વચણથી ભોલવાય છે, અને અફસોસ, નીતા રાલફની લુલી લતરાજીથી લલચાઇ ગઇ.

"હું ખુશી છું" તેણી આખરે બોલી "પણ જો તું મને છેતરતો હોય તો ખુદા તુંને માફ કરે."

"તુંને છેતરૂં ? નહિ, હવે મને કારણુજ શું છે ? હવે તો આપણે સાથે એકજ કીસ્તીમાં આય ભવસાગરનો દરીયો દુબવા યા તરવા સવાર થયાં છીએ. તું હમણાં કયાં રહેછ, નીતા ?"

"મેં એક જુદું ઘર ભાડે રાખ્યું છે" તેણી તુરતજ બોલી. અને તોપણ ફકત અરધાજ કલાક અગાઉ તેણીએ પોતાનાં ધણી ઉપર કીનો લેવાનાં હડહડતા સોગંદ લીધા હતા. ઓહ, હમણા તેણીની લાગણીમાં કેવો ફેરફાર ? એવા ઠગાઇનાં રંગ છે, દગલબાજીનાં એવાજ ઢંગ છે, કારણ એક છળકપટ કરનારો આદમી, જેમ બંદુકનો ધોડો પડવા પછીજ બાર થાય છે, તેમ

પ્રથમમાં પ્યાર બતાવીનેજ પોતાનું કામ પાર પાડે છે.

"ત્યારે હમણા ઘરે જઇને તારાં કપડાં પેક કર, નીતા" રાલફે સુચવ્યું "અને સહવારની પેહલ્લી ત્રેનમાં લંડન ઉપડી જા. હું બીજી ત્રેનમાં તારી પુઠે આવશ."

"નહિ એટલો બધો ભરોશો હું તારી ઉપર મુકી શકતી નથી. આપણે જઇયે તો સાથેજ જઇયે અને વધુ તો, હું આવતી કાલે સ્ટેજ પર ગાવાને એનગેજ થઇ છું."

"બાહ, એટલાં વચનને ખાતર, તારાં સુખમાં તું ખલલ કરવા માંગેછ? એ પ્રોમીસ તોડી નાંખ, નીતા."

"કદી નહિ, હું દલગીર છું કે તું મને મારૂં આપેલું વચન તોડી નાંખવા સરખી હલકી સમજેછ. મને મારો ફાયદો જોવાનો છે, અને તેથી આ એક દીવશની ધીલથી મને વીચાર કરવાનો બરાબર વખત મળશે."

"ઠીક, તુંને જેમ ગમે તેમ" રાલફ ધાસ્તીથી બોલ્યો "અને તેટલાં તું આપણી મુલાકાત વીશે કોઇને પણ કેહશે નહિ નીતા."

"નહિ, આવતી કાલે રાતે હું તુંને આયજ જગ્યા ઉપર મારો છેવટનો વીચાર જણાવીશ અને તેટલાં જો તું મારી સાથે દગો રમનાર હોય તો ખુદા તુંને માફ કરે."

અને ત્યાર પછી જેટલી ઝડપથી તેણી ઝાડીમાંથી બ્હાર આવી હતી, તેટલીજ ઝડપથી બીજો એક પણ બોલ બોલવા વગર, તેણી રાલફ સાંમેથી ગુપ થઇ ગઇ.

અરેરે, ત્યારપછી રાલફની હાલત દરસાવવાને આ કલમમાં તાકત નથી. ગુસ્સા અને નાસીપાસીથી અર્ધ દીવાનાં જેવી હાલતમાં તે પોતાનાં મેહલની સીડી આગળ આવી પહોંચ્યો. પારકીનસ તેને માટે ખોટી થતો હતો, અને તેનો ઉજળો

ચેહરો અને ભખી ખાધેલો અવતાર જોઇને તેણે એક કેળવા-યલા નોકરને છાજતી રીતે અજાયબીનાં સઘળાં ચીન્હો ડાબી દીધાં.

પારકીનસને પોતાની પાછળ આવવાની ઇશારત કરીને, રાલફ પોતાનાં પ્રાઇવેત "ગુફા" માં દાખલ થયો. પારકીનસે તેનાં કપડાં કાઢ્યાં, અને રાબેતા પ્રમાણે પોતાનાં શેઠ આગળ વીસ્કી સોડા તઇયાર મુકીને તે ત્યાંથી વીદાય થયો. પણ રાલફને સોદાની જરૂર હતી નહિ. પોતાનાં અકળાતાં મગજને શાંત પાડવા, તે ખાસ્સો એક પેગ જેટલો વીસ્કી કાચચોજ પી ગયો અને ત્યાર પછી તે ઓરડો ગોયા તેની આસપાસ ફરવા લાગ્યો. નીતા સાથની સઘળી વાતચીત તેનાં મગજમાં પાછી તાજી થઇ. હા, હવે તો લોકોની નીંદામાંથી બચવા તેણી સાથે કેઠે નાહસી જવા વગર છુટકો હતો નહિ. લેડી મેરીને ફસાવાનું તેની ઉપર તોહમત આવશે, પણ તેમાંથી તો તે ઘણો આશા-ણીથી મોકળો થઇ શકશે, કારણ તે જાણતો હતો કે મેરી તેની સાથનો સંબંધ તોડવા એક બોલે તઇયાર હતી. તેણીને છોડી દે ? આ જવાન ખુબસુરત દુકતી કે જેણે તે જબરીથી મેળવવાને સમારથવણ થયો હતો, આ ઉમરાવ ખાનદાનની નાઝનીનને તે એક કોમન નાચનારીને ખાતર છોડી દે ?

તેનાં મોઢાંમાંથી સોગંદના કચકાંઇ નાલાયક શબ્દો નીકળી પડયા, અને ગુસ્સાથી તેણે એવી જોરથી મુકકી વાળી, કે તેની હથેલીમાંથી લોહી નીકળવા માંડયું.

વાંચનાર, જયારે નાપાક સેતાન એક ઓરતને પોતાની જાળમાં ફુસલાવા ધારે છે, ત્યારે તે એક સુંદર પોશાકથી તેણીને લલચાવે છે, પણ જયારે તે એક મરદને ફસાવાની પેરવી કરે છે, ત્યારે તે એક સ્ત્રીનાં ખુબસુરત ચેહરાથી તેને કબસ્સ કરે છે,

તેમ રાલફ પણ મેરીનાં ખુબસુરત ચેહરાથી એટલો અંજાઇ ગયો હતો, કે તેનાં વીચારો ઘણા ભયંકાર રીતે આગળ વધી ગયા. આહ આજે રાતેજ જયારે તેણી તેને તાણાતપળાથી આંધળો કરી નાંખતી હતી, ત્યારે જો ફકત તેણે તેણીનું ગળું——

આ સેતાનયતનો વીચાર આવતાં તે ચોંકયો. અને આખરે દારૂની ઝેણુ અને ગુસ્સાની ગરમીથી તે એટલો તો ગુચવાઇ ગયો, કે એક જાતની મગજની અસ્થિર હાલતમાં તે પોતાનાં સુવાના ઓરડામાં દાખલ થયો.

બીજી તરફ નીતા પણ મગજની તેવીજ અસ્થિર હાલતમાં પોતાને ઘરે પુગી. રાલફ ઉપર કીનો લેવાનાં તેણીનાં સઘળા વીચારો હવામાં ઉડી ગયા, તેની લુલી કાકળુદી આગળ, તેણીનો સઘળો ગુસ્સો પીગળી ગયો, અને આવતી કાલનાં તેણીનાં જવાબ વીશે સેંકડો વીચાર કરતી તેણી ધીમેથી દાદર ઉપર ચઢવા લાગી. પણ સ્ટેલાએ પોતાનાં ઓરડાનાં બારણા આગળ કાંઇ અવાજ સાંભળ્યો.

"એ કોણ, નીતા કે ?" તેણીએ અંદરથી પુછ્યું.

નીતા તે ઓરડામાં દાખલ થઇ, અને જાણે સ્વપણો જોતી હોય એવી રીતે સ્ટેલાને ટીકતી ઉભી.

"ઓ શું છે, નીતા" સ્ટેલા તેણીનો ચેહરો જોઇને ગભરાઇ જતાં બોલી "તમારો ચેહરો કેટલો ફીકો છે. હું ધારૂં છ કે કાંઇ અસાધારણ બનીયું છ."

નીતા પોતાનાં સ્વપણામાંથી બીદાર થયલી માલમ પડી.

"બીહકણુ છોકરી" તેણી હસવાની કોશેશ કરતાં બોલી "આજે કાંઇ પણ અસાધારણ બનીયું નથી."

"પણ—પણ તમારો ચેહરો એવો કેમ ?" સ્ટેલા બીછાણા ઉપરથી સેહજ ખડી થઇને તેણીનો હાથ ઝાલતાં બોલી "નીતા,

તમે સ્ટેજપર ઘણી સખત મેહનત કરતાં હશો."

"એમ છે ખરૂં, ડીયર" નીતા સ્ટેલાને એક નાજુક આંચકા સાથે પાછી સુવાડી દેતાં બોલી. "તું કેવી ખુબસુરત છે. પોઢી જા, મારાં પ્યારાં પંખેરાં; ખુદા ખયર કરે કે તારી ખુબસુરતી તુંને મારી માફક દલગીર બનવાનું કાંઇ પણ કારણ આપે નહિ."

અને એટલું બોલતાં નીતા તે ઓરડો ઝડપથી છોડી ગઇ.

## પ્રકરણ ૩૨ મું.

ગુસ્સાની ગરમીથી ગાફેલ બનેલો રાલફ, જ્યારે ખુદ શયતાન સાથે કબાલો કરતો હતો ત્યારે તેણે ઘડીભર પોતાનાં મુજી વીચારો સાથ છોડીને આપણે એકવાર ફરીથી પેલા એકાંત ટાપુ તરફ ફરીશું. આપણે આગળ વાંચી આવ્યાં તેમ દરેક ઉગતે દીવશે રાથ અને એડવર્ડ પોતાનાં ખભાં ઉપર પરાઇ અને કોડાલી ઉંચકીને, સોનું ખણવાનાં તેઓનાં અતી મુશકીલ પણ અતી વ્હાલાં કામ ઉપર દોર બાંધ્યા દોડયા જતા હતા, અને આખો દીવશ ચાલુ કામ કરવા છતાં પણ, સાંજ પડતાં તેઓ લગાર નાખુશીથી તેમાંથી ફારેગ થતા હતા. તેઓનાં સોનાનો ઢગળો વધતો ગયો, અને તે જોતાં, દર પળે આ બે જવાનો પોતાની "પનોતી પુટલી" ને મેળવવા વધુ સુરપર ચહડતા હતા.

આ નક્કર સોનાનાં ટુકડાઓ રાથ પોતાને હાથે બનાવેલા લાકડાનાં મજબુત દાબડાઓમાં બંધ કરતો હતો. અને જ્યારે તેઓ પોતાનાં અકડી ગયલા સાંધાંઓને આશાયશ આપવા ઝુપડામાં સામસામાં અળેટાતા હતા, અને પોતાની રોજની

વધતી જતી દોલત ઉપર વાદવીવાદ ચલાવતા હતા, ત્યારે વારંવાર એડવર્ડ મેરીનો વીચાર કરતો ચુપ બેસતો હતો, જયારે રાથ પણ મનમાંજ અકળાતો હતો. કે જો ખુદા નાં કરે ને સ્ટેલા દરીયાનાં પેટામાં ગરક ગઈ હોય તો આવા બીજા દશ હજાર સોનાનાં ટુકડાઓ તેણે મનસે પથ્થર મીસ્લ હતા.

આ પ્રમાણે અઠવાડયાંઓ સુધી તેઓ પોતાનાં કામ ઉપર વળગ્યા રેહયા હતા. પણ આખરે રાથને માલમ પડયું, કે તેનો દોસ્ત હવે પોતાનાં કામમાં ધીલો પડયો હતો. તે પોતાનાં હાથમાં કોડાળી સાથે આગળ કરતાં વધુ વખત દુર પોતાની સામે જોતો ઉભો રેહતો હતો, અને જોકે તે શું વીચાર કરતો હતો તે રાથ સારી રીતે સમજતો હતો, છતાં તે કાંઇપણ બોલતો હતો નહિ. એક દીવશે સાંજે જ્યારે તેઓ સગડી આગળ બેઠા હતા, ત્યારે એડવર્ડ પોતાનો ભરમ ખાલી કરતાં બોલ્યો.

" દોસ્ત રાથ, હવે આપણે પુરતી દોલત ભેગી કરી શકયા છીએ, અને મને ભય છે, કે જો હવે આપણે હયાંથી ચાલી નહિ જઇશું તો હું દીવાનો બની જવશ."

રાથે પોતાની હંમેશની રીત મુજબ દોકું ધુણાવ્યું. આ બંને દોસ્તો એકમેકની સાથે તદન એકલા રેહવાથી દરેકનાં વીચાર અને લાગણીઓ બરાબર સમજતા હતા.

" રાથ, ગઇ કાલે રાતે મેં એક સ્વપણો જોયો, કે જેમાં મેરી બીમાર છે અથવા કાંઇ મુશકેલીમાં છે, એવી મને આગાહી થઇ. એક ચીસ સાથે હું જાગી ઉઠયો—"

" મેં તુંને સાંભળ્યો હતો " રાથ બોલ્યો.

" અને મને માલમ પડયું કે હું પરસેવાથી તદન ગરકાવ થઇ ગયો હતો." એડવર્ડ ગંભીર અવાજે બોલ્યો " રાથ,

શું આ સ્વપણું ખરૂં હશે ? અને તેથી હવે વધુ વખત હું હયાં થોભી શકતો નથી. આપણે ઇનડયન્સો પાસે આય ગાડું લીધું છે, અને તેમાં આ સઘળા દાબડાઓ મુકીને આપણે "વીકટોરીયા" તરફ રવાના થઇશું. બોલ દોસ્ત તું ખુશી છે."

"હું તૈયાર છું, જો કે માત્ર એક આશાને માટેજ" રાથ ધીમેથી બોલ્યો.

"ફીકર નહિ દોસ્ત," એડવર્ડ તેનાં ખભાં ઉપર હાથ મુકતાં બોલ્યો "મારી ખાત્રી છે કે તેણી આપણુને ઇંગલેંડમાં જરૂર મળશે. હા, રાથ, હવે આપણે આ સઘળું સોનું હયાંથી "વીકટોરીયા" લઇ જશું, અને ત્યાંથી પછી કાંઇ માલ તરીકે સ્ટીમર ઉપર ઇંગલંડ ચહડાવી દઇશું."

આખરે "વીકટોરીયા" માટે ઉપડવાની સઘળી તઇયારી થઇ રહી. તેઓ પોતાનો અસબાબ પેક કરવામાં રોકાયા, પણ ઉપડવાની એક દીવશ અગાઉ રાથે પોતાનાં ઝુપડાંની આસપાસ એક આતુર શોકાતુર નજર કરી. આ તેનું ઘર હતું, અને તેથી પણ વધુ આ તેજ પવીત્ર જગ્યા હતી કે જયાં સ્ટેલા માટેની તેની મોહબત સજીવન થઇ હતી. અરેરે આ તેજ મુકામ હતું, કે જયાં હંમેશ સુધી સલામતીમાં રેહવાને તેનાં બાપે તેને સમજાવ્યું હતું. પણ અફસોસ, તેના હુકમને નાફરમાન થઇને, તે સ્ટેલાને ખાતર પોતાનું આ સુખવાસી વતન છોડી જતો હતો.

બીજી સહવારે તેઓ પોતાનાં ઝુપડાંમાં છેલ્લી વેળા નાસ્તો લેવા બેઠા, ત્યાર પછી પેલા ભેદી દાબડાઓ ગાડાંમાં મુકવા પછી તેઓ બ્હાર પડયા, પણ રાથ થોડીક મીનીટ પાછળ રહયો. એક નીસાસા સાથે તે પોતાનાં ઝુપડાંને તાળું મારવા ઉભો, અને તે કળનાં "કલીક" નાં અવાજ સાથે "સ્ટેલા હું આઉં છ"નો ધીમો પોકાર રાથનાં મોઢાંમાંથી નીકળી પડયો.

રે વાંચનાર, આ બે જવાન્યાની ધીરજ અને સહનશીળતાને ખરેજ ધન્ય છે. કચકાંઇ હાડેસાઓ ખમીને, થાક અને ભુખથી અર્ધા નખાઇ ગયલા, અફળાતા, ઝીંકાતા, રખડતા રઝલતા, તેઓ તે ફીરતારની ગેબી મદદ વટી આખરે "વીકટોરીયા" જઇ પુગ્યા, અને તુરતજ બંદર ઉપર જતાં તેઓને માલમ પડયું કે આવતા કાલે એક સ્ટીમર ત્યાંથી ઇંગલેંડ જવા માટે ઉપડનાર હતી, અને સેહજ ચરચા પછી તેઓનાં પેલા ભેદી ભારી દાબડાઓ તે સ્ટીમરનાં ભંડારમાં જઇ પડયા, ત્યારેજ એડવર્ડને જરા ધીરજ આવી.

ત્યારપછી તેઓ સફાઇદાર પોશાક ખરીડવા એક દરજીની દુકાનમાં દાખલ થયા, અને રાથનો આ નવાં કપડામાં નવો અવતાર જોઇને એડવર્ડથી હસાઇ હસાઇ જવાતું હતું, કારણ જયારે બીજી સહવારે તેઓ સ્ટીમર ઉપર સવાર થયા, ત્યારે રાથનો સોહામણો આકાર સ્ટીમરનાં સઘળા પેસીનજરો વખાણથી જોવા લાગ્યા.

આખરે એક ધોધારી "વીસલ" પછી તે સ્ટીમર ધીમેથી આગળ વધવા માંડી. શરૂઆતનાં થોડા દીવશો તેઓએ પોતાની કેબીનમાંજ ગુજારયા, પણ જયારે સાંજને છેડે રાથ તુતક ઉપર આવતો હતો, ત્યારે દરેક જણ તેની સાથે ઓળખાણ પાડવાને તલપી રેહતું હતું. એક દીવશે એક નાનું ભુલકું તુતક ઉપર દોડતાં એક સાંકળની થોકડ લાગતાં પડી ગયું. રાથ તુરતજ તે તરફ દોડયો અને પોતાનાં મજબુત હાથોમાં ઉપડી લઇને તેણીને શાંત કરવાની કોશેશ કરવા લાગયો. આ નજીવા બનાવે તેણે આખ્ખી સ્ટીમરમાં ઘણો માણીતો બનાવી દીધો અને જયારે તે ભુલકાંની માતાએ આ "ભલા રાથોડી પેસીનજર" ની વાત પોતાનાં બીજાં ઓળખીતાંઓ આગળ કહી સંભળાવી, ત્યારે

રાથનાં દયાળુ ખત્રાસ માટે દરેક જણુ અજાયબ થયું. રાથ ત્યાર-પછી આ ભુલકાંને લઇને વારંવાર તુટક ઉપર આવી કાંઇ ઉંડા વીચારમાં ફરતો હતો, અને તેણે આવી રીતે જોઇને તે સ્ટીમરની જવાન છોકરીઓ તેની સાથે કાંઇ બહાણે વાત કરવા આવતી હતી. પણ રાથ જયારે તેઓને કાંઇ ઝાઝી મચક નહી આપતો, ત્યારે તેઓ આ જવાન વીશે તરેહવાર અટકળોનાં ભમરદા ફેરવતાં હતાં. એવીજ—એવીજ અધીરાઇ, લોકોની વાત જાણવા માટે, આપણાં બઇરાંઓ પણ ગમે ત્યાં અને ગમે ત્યારે દેખાડવાને ચુકતાં નથી.

આ પ્રમાણે દહાડાઓ વેહતા ગયા, અને રાથ જો કે વારંવાર સ્ત્રીઓથી ઘેરાયલો રેહતો હતો, તોપણ તેનું ધ્યાણુ કોઇ બીજેજ ઠેકાણે ભમતું હતું. આહ, તેણે માટે તો ફકત એકજ છોકરી હતી, કે જેણીને શોધવા અને મેળવવા તે આ નવી દુન્યામાં ધસડાઇ આવ્યો હતો, અને રાત્રે જયારે સઘળા છોકરાંઓ પોતાનાં આ "કાકા" ને ગુડ નાઇત કરીને સુવા જતાં હતાં, અને એડવર્ડ ચંદણીમાં તુટક ઉપર ફરતો હતો, ત્યારે રાથ વારંવાર પોતાની નજર તે માહશાગરનાં ઉછળતા મોજા ઉપર નાંખતો હતો, અને દુખથી ભરાઇ આવેલી છાતીએ તે આ મોજાઓને પુછતો હતો, કે તેઓએ તેની સ્ટેલાને પોતાનાં અંધારા ઉંડા પેટમાં છુપાવી હતી કે? પણ ઈંગલેંડનો કીનારો નઝદીક આવી પુગતાં રાથનાં આ સવાલની જીજ્ઞાશા લખવા કરતાં વીચારવી વધુ ઠીક પડશે.

આખરે તેઓ ઇંગલંડને કીનારે ઉતરીયા, અને એડવર્ડ પોતાનાં મીત્રને નવી જીંદગીની મજાહ ચખાડવા લંડનનાં સઉથી જાણીતાં સેસીલ હોટલમાં લઇ ગયો. રાથ પોતાની આસપાસ નજર કરતો ગભરાયલી હાલતમાં એડવર્ડ સાથે

ચાલતો હતો, અને જયારે તેઓ તે હોટેલનાં સુંદર શણગારેલા રૂમમાં દાખલ થયા ત્યારે તે સઘળો ભપકો જોઇને રાથ ઘણોજ અજાયબ થયો. તોપણ તે એક શબ્દ બોલ્યો નહિ. હોટેલમાં પુગતાં તેઓને બપોર થઇ હતી. અને બેંક બંધ થાય તે અગાઉ એડવર્ડ પોતાનું કામ આટોપી લેવા ધારતો હતો.

"દોસ્ત રાથ, હું આપણી દોલત વીશે કાંઇ ગોઠવણ કરી આઉંછ." તે બોલ્યો "અને તેટલાં ગમે એવા પણ સંજોગ વચ્ચે તું આ હોટેલ છોડતો ના."

"નહિ" રાથ બારી આગળ ઉભો રહીને આ જીવતા માણસાઇ રૈળાને જોતાં બોલ્યો "મને ભય છે કે હું જો એકલોજ બ્હાર નીકળીશ તો આ સઘળાં લોકો વચ્ચે હું ગરક થઇ જવશ."

બાકીનો વખત રાથે બારીની બ્હાર દોકયું કાઢીને પસાર કરયો. ઓહ જો એકબારગી સ્ટેલા જીવતી પણ હોય તો તેણીને આટલી બધી વસ્તીમાંથી કેવી રીતે શોધી કહાડવી એ રાથની મોટી અજાયબી હતી. અને તે વીચારમાંથી રાથ, એડવર્ડ-નાં પાછા ફરવા પછીજ બીદાર થયો.

"દોસ્ત રાથ હવે આપણો બેહડો પાર છે." એડવર્ડ ખુરસી ઉપર બેસી જતાં બોલ્યો "હું હમણા મારા બેંકર આગળ જઇ આવ્યો છું, અને થોડો વખત તેની સાથે પરચુ-રણ બાબદ ઉપર વાત કરવા પછી હું આપણી મુળ બાબદ ઉપર આવી લાગ્યો. પેહેલ્લાં તો તે મને દીવાનો વીચારવા લાગ્યો, પણ જયારે મેં આ નક્કર સોનાના તુકડા તેની સામે ધરયા ત્યારેજ તેની ખાત્રી થઇ કે હું ઘેલો નહિ, પણ એક દાહયો દોલતમંદ હતો. ત્યાર પછી તેણે આપણા દાબડાઓ બેંકની તીજોરીમાં મુકાવ્યા અને મને એક ગજ

નમીને આમ કોરી ચેકબુક આપી, કે જેની મદદથી હવે આપણે જોઇયે એટલું નાણું મેલવી શકશું. જો દોસ્ત હાલતુરત તો હું પાનસો પાઉંડ લાવ્યો છું, કે જેમાંથી હું મારાં મમાને માટે હીરાની એક બરેસલેત અને મેરી માટે એક સુંદર ફુળનો હાર ખરીદનાર છું. આહ રાથ હું મારાં સુખમાં તુંને ભુલી ગયો નથી. હમણા હયાં આવતાં હું સઘળાં પેપરોમાં જાહેરખબર આપવાની ગોઠવણ કરી આવ્યો છું, કે જે હું ધારૂંછ કે મીસ મોરડાન્ટ બરાબર સમજી શકશે."

ત્યાર પછી તેઓ જમવાને માટે નીચે ઉતરયા, પણ દાઇનીંગ-રૂમ તરફ જતાં એક ગ્રહસ્થ ધસારામાં આવીને એડવર્ડ સાથે અઠડી પડયો.

"અલો લેસલી" એડવર્ડ અજાયબીથી બોલી ઉઠયો "કેમ દોસ્ત શું ગડબડમાં છે."

લોર્ડ લેસલીએ પોતાનાં જુનાં દોસ્તને જોરથી શેકહેંડ કરી.

"એડવર્ડ, મેં તુંને હમણા હયાં જોવાની કદીપણ આશા રાખી હતી નહિ" તે બોલ્યો.

"મેં ઘરે કોઇને ચેતાવ્યાં નહિ, તેનું કારણ એ જે હું તમો સઘળાંઓને અનેક રીતે અજાયબ કરવા ધારતો હતો. ખરી બીનાં તો એ છે, લેસલી, કે મને અને આ મારા ભાગયા મી૦ રેનને એક મોટો તડાકો પડયો છે. રાથ, આય મારા ફ્રેનડ લોર્ડ લેસલી."

લેસલીએ તે તરફ નજર ફેરવી અને રાથે શેકહેંડ માટે પોતાનો હાથ લંબાવ્યો અને તેઓની નજર એક થતાં લોર્ડ લેસલી સેહજ ચોંકયો.

"હું ધારૂંછ કે મેં આગળ એવણને કેકે જોયા છે. લેસલી વાચાર કરતાં બોલ્યો.

"નહિ, એવણુ તો આજે પેહલવેહલ્લાજ ઇંગલેંડ આવ્યા છે" એડવર્ડે હસીને જવાબ આપ્યો, "અરે પણ ક્યાં જાએછ લેસલી."

"મને હમણા તારી સાથ વાત કરવાનો વખત નથી, એડવર્ડ. હું ઘણા અગત્યનાં કામ માટે લંડન આવ્યો હતો, પણ હવે ઘરે જવા માટે ટરેન પકડવાને ફકત અરધો કલાક બાકી છે."

એડવર્ડ તેની સાથે બારણા સુધી ગયો.

"ઘરે બધાં કેમ છે લેસલી" તે પોતાની આતુરતા મુશ-કેલીથી છુપાવતાં બોલ્યો "લેડી સીસીલયા મારા મમા–પપા, અને–અને લેડી મેરી. હું ધારૂંછ કે તેઓ સઘળાં સારી પખે હશે."

લેસલી એક પળ ચુપ ઉભો, મેરી લોર્ડ રેતન સાથે અદ-રાઇ ચુકી હતી એ વાત તેણે હાલતુરત એડવર્ડને કેહવાનું દરૂસ્ત ધાર્યું નહિ.

"તેઓ સઘળાં તંદરોસ્તીમાં છે" લેસલીએ આખરે ધીમેથી જવાબ આપ્યો.

"પણુ સેસીલ મને તારી તબીયત ઠીક લાગતી નથી. તું સીક હતો વારૂ?"

"નહિ-હા–નહિ" લેસલી અચકાતાં બોલ્યો "છેલ્લા બે ત્રણ દીવશ થયા મારી તબીયત બગડી છે, અને તેનું કારણુ તું મારે ઘરે આવશે ને જણાવીશ સાહેબજી એડવર્ડ."

લોર્ડ લેસલી પોતાની ગાડી તરફ ફરીયો અને એડવર્ડ પણુ રાથની શોધમાં ડાઇનીંગ–રૂમમાં દાખલ થયો.

"દોસ્ત રાથ, હજુણુ મારૂં તકદીર મારી તરફેણુમાં છે" તે બોલ્યો "મને ખબર પડીછ કે તેઓ સઘળાં સારીકાની છે. હવે જો મેરીને કાંઇ થયું હતે, તો લેસલી મને જણાવ્યા

વગર રેહતે નહિ. ખરેજ સ્વપણું આપણા મગજનો જુકડો ધખારો છે."

## પ્રકરણ ૩૩ મું.

ખાણું લીધા બાદ રાથ અને એડવર્ડ ઉપર પોતાના રૂમમાં ગયા. એક એકાંટ ટાપુ, અને દુન્યાનાં આ સૌથી મોટાં શેહર વચ્ચેની સરખામણી રાથને ઘણી અજાયબ જેવી માલમ પડી, અને તેને વીચારમાં જોઇને એડવર્ડે પુછ્યું.

"કેમ દોસ્ત લંડન વીશે શું ધાર્યુ ?"

"ઓહ, ઘણુંજ ગીચ. આટલી બધી ઇમારતો, વસ્તી અને ગાડી ઘોડા વચ્ચે હયાંનાં લોકો કેમ જીવી શકતાં હશે, તે મારી મોટી અજાયબી છે. હું તો જાણે હયાં ખુલાસાથી દમ પણ લઇ શકતો નથી, અને જયારે સઘળો મામલો એવો છે, ત્યારે આપણે સ્ટેલાને કેવી રીતે શોધી શકશું."

"તેણી આપણને હયાંજ મળશે રાથ," એડવર્ડે જવાબ આપ્યો "મને બશારત થઇછ, રાથ, કે હું જયારે મેરીની ખબર જાણી ચુકયો છું, ત્યારે તુને પણ સ્ટેલાની ખબર જરૂર મળશે. ઓહ, આવતી કાલે મેરીને મલવાની ખુશાળીથી હમણા મારૂ જીગર છળકાઇ જાય છે."

ત્યાર પછી એડવર્ડ એક બગાસાં સાથે પોતાને બીછાણે ગયો, અને થોડાજ વખતમાં ભર ઉંઘમાં પડયો. પણ રાથને ઉંઘ આવી નહિ. જાણે તે એક પીંજરામાં કેદ પડયો હોય, એવી રીતે તે ઓરડામાં આમતેમ ફરવા લાગ્યો. વારંવાર તે બારીની બહાર નજર કરતો, અને ત્યાંથી થોડેક છેટે આવેલા "ટેમસ બ્રીડજ" ઉપર લાઇટ અને લોકોની આવણુજાવણુ જોઇને, તે

પોતાનાં ઓરડામાં વધુ વખત રહી શકયો નહિ. ધીમેથી તેણે બારણું ઉઘાડયું, અને જો કે એડવર્ડે તેને હોટલની બ્હાર જવાની મના કરી હતી, તો પણ રાથ, આવી ચંદણી રાતમાં બ્હાર ખુલ્લી હવામાં ફરવાને પોતાની ઉલટ દાબી શકયો નહિ. તે આખરે બ્હાર પડયો, અને "ટેમસ બ્રીડજ" ઉપર આવી પુગતાં તે નદીનાં દોડતાં પાણીને એવો એક ચીતે જોતો ઉભો, કે તેની લગોલગ એક મેલો ચીંદડેહાલ શખશ આવી ઉભો હતો તેનું તેને કાંઇ પણ ભાણ હતું નહિ. આખરે આ આદમી ઉપર રાથની નજર પડી, અને તેને ભીખારી સમજીને એક સીકકો કહાડી આપ્યો.

પેલાએ તે સીકકો ઉપાડયો, અને રાથ તરફ એક વીચીત્ર નજર કરવા પછી ત્યાંથી ચાલતો થયો. રાથ પણ હવે આગળ વધ્યો, પણ થોડાક કદમ દુર જતાં તેણે લોર્ડ લેસલીને તેની સાંમેથી આવતાં દીઠો. લેસલી ઘણાજ ઉંડા વીચારમાં ચાલતો હતો, અને તેને હરકત નહિ કરવાનાં ઇરાદાથી, આ બંને જણા એકબીજાને મુંગે મોહડે સામસામાં પસાર કરી ગયા. એકાએક રાથે પાછળ જોયું, અને તેની ભારે અજાયબી વચ્ચે, તેને પેલા લોફરને લેસલીની પુઠ પકડતાં દીઠો. તુરતજ રાથ તે તરફ પાછો ફરયો, અને આ લોફર શું કરવા ધારતો હતો, તે વીશે વીચાર કરવા લાગ્યો. પણ તેને વધુ વખત થોભવું પડયું નહિ. એક એકાંત ખુણા આગળ આવી લાગતાં પેલા લોફરે પોતાનાં લાંબાં દગળામાંથી લોખંડનો એક જાડો સળીયો ખેંચી કહાડયો, અને જેવો તે લોર્ડ લેસલીનાં માથાં ઉપર લગાવવા જતો હતો, કે રાથ એક કુદકા સાથે તેની ઉપર કુદી પડયો, તેનાં હાથમાંથી સળીયો ઝુંટવી લીધો, અને તે પુલનાં કટેરા આગળ તેને એક મજબુત આંચકો મારીને,

એક ઘાસની પુડીની માફક નીચે નદીમાં ફેંકી દીધો.

"હું ધારૂં છ કે તમુને કાંઇપણ ઇજા નહિ થઇ હશે" રાથ, લોર્ડ લેસલી આગળ પાછો ફરતાં બોલ્યો.

"નહિ, તમારી વખતસરની મદદથી હું બચી ગયો છું. પેલો લુચ્છો મને લુનવાનો ઇરાદો રાખતો હતો. અને હમણાજ આશરે એક કલાક અગાઉ જયારે મને તમારી સાથે ઓળખાણ થઇ હતી, ત્યારે મને સેહજ પણ ખ્યાલ હતો નહિ, મી૰ રેન, કે તમે આજે મારી જીંદગી બચાવશો. અલબત હું તમારો ઘણોજ આભારી છું."

"થેંકયું" રાથ સેહજ નમીને બોલ્યો "પણ હજુણ હું તમુને લંડનમાં જોઇ ઘણો અજાયબ છું, કારણ મી૰ એડવર્ડ મને કેહતા હતા કે તમે હમણા દેવનશાયર ઉપડી જનાર હતા."

લોર્ડ લેસલી ચોંકયો. તોપણ રાથની નીર્દોશ ચશમ તરફ નજર કરતાં તે ધીમેથી બોલ્યો.

"હા, પણ મેં મારો વીચાર ફેરવ્યો છે. જોવની ખરી બીણા તો એમ છે કે મારી હીલચાલ હમણા તદન અચોકકસ છે. હું—હું મારા એક મીત્રને ગુમાવવા કમનશીબ નીવડયો છું, અને તેણીની શોધમાં હમણા દરેક ઠેકાણે ભટકું છું અરે પણ ઉભા કેમ રહી ગયા!" રાથને એકાએક ચાલતાં અટકી ગયલો જોઇને તેનાં મોઢાં સામું આતુરતાથી જોતાં લોર્ડ લેસલી બોલ્યો.

ઓહ, હયાં એક બીજો આદમી હતો, કે જે પણ કોઇની શોધમાં હતો! શું તે સ્ટેલા હતી?

"અને તેણી હજુણ સુધી તમને મળી નથી" રાથે આતુરતાથી પુછ્યું.

"નહિ, અને જયાં સુધી તેણી સલામત છે એવું મને ખબર પડશે નહિ, ત્યાંસુધી હું કદીબી જંપીને બેસીસ નહિ. લેવ આય તમારૂં હોટેલ આવી લાગયુંછ, અને એકવાર ફરીથી હું મારી જીંદગી બચાવવા માટે તમારો ઉપકાર માનું છું. અલબત હવે થોડા દીવસમાં એડવર્ડ સાથે હું તમુને મારે ત્યાં જોઇને ઘણો ખુશી થઇશ."

"થેંક યુ ગુડ નાઇટ" રાથ હોટેલની સીડી આગળ જઇ પુગતાં બોલ્યો.

બીજે દીવશે સહવારે રાથે નાસ્તો લેતાં એડવર્ડને કહ્યું.

"હું તારા દોસ્ત લોર્ડ લેસલીને ગઇ રાતે મળીયો હતો" પણ તે કેવા સંજોગ વચ્ચે તે રાથે એડવર્ડને જણાવ્યું નહિ, કારણ તે પોતાને વીશે ભતાઇ હાંકવા નારાજ હતો "હું જરા ફરવા ગયો હતો."

"ઓ–હો" એડવર્ડ હસીને બોલ્યો "ચાલ હવે જયારે તમે બંને દોસ્ત બનીયાછ, ત્યારે આવતી કાલે જયારે આપણે તેને બંગલે જઇશું, ત્યારે તુંને શરમાવાનું કાંઇ પણ કારણ રેહશે નહિ."

એકવાર ફરીથી એડવર્ડ બેંકમાં પોતાની ફેવટની ગોઠવણ કરી આવ્યો, અને ત્યાર પછી આ બંને જણા "વોટરલુ" સ્ટેશન ઉપર રવાના થયા.

તે કાંઇ ઘણી લાંબી મુસાફરી હતી નહિ. તો પણ રાથ તો એમજ સમજયો કે આ મુસાફરી કદી પણ ખતમ થશે નહિ. આખરે જયારે રાતે સાતને સુમારે તેઓ દેવનશાયરનાં સ્ટેશન ઉપર આવી લાગ્યા, ત્યારેજ એડવર્ડને ધીરજ આવી.

"રાથ, હું હમણાજ તેણીને મળવા જનાર છું. તેથી હું તારી આગળથી કલાક બે કલાક ગેરહાજર રહું તો તું ગુસ્સો કરશે નહિ," તે બોલ્યો.

"નહિ, હું તે સમજું છું" રાથ ધીમેથી બોલ્યો.

"દોસ્ત, હું કેવું છું ઇચ્છું છું કે હવે તું પણ તેણીને મળવા મારી આગળથી ગેરહાજર રહે. અલો હારદીંગ કેમ છે. ગાડી તૈયાર છે કે?" પોતાની સામેથી સ્ટેશન માસ્તરને આવતાં જોઇને એડવર્ડ બોલ્યો.

"હા, મી૦ એડવર્ડ. પણ હું નહિ ધારતો કે લોર્ડ રેતનની ગાડી હયાં આવી હોય."

એડવર્ડે પોતાની આસપાસ નજર કરી, અને ત્યાર પછી સ્ટેશન માસતર તરફ જોતાં તેને માલમ પડયું કે તે રાથને જોતો હતો.

"અરે, એ કાંઇ લોર્ડ રેતન નથી હારદીંગ" એડવર્ડ હસતાં બોલ્યો "એવણ તો મારા એક મીત્ર છે, અને ઇંગલંડમાં પેહેલ્લીજ વેળા આવ્યા છે."

એડવર્ડ ગાડીની શોધમાં ભ્હાર દોડયો, પણ સ્ટેન્ડ આગળ આવી લાગતાં તેને એક બીજી ગાડીને ત્યાં ઉભેલી દીઠી. એડવર્ડે તે તરફ નજર કરી તો—ઓહ, ખુદ તે ગાડીની અંદર લેડી મેરીનો આકાર જોઇને તે અજાયબીથી ફાટી ગયો. મેરી પણ તેની હાજરીથી તુરત વાકેફ થઇ. તેણીએ એક ધીમી ચીસ પાડી,—શું તે ધાસ્તીની હતી?—અને ત્યાર પછી સ્થીર બેસીને તેણી એડવર્ડ તરફ ડોળા ફાડીને જોવા લાગી.

"મેરી" એડવર્ડ તેણી તરફ દોડી જતાં બોલ્યો "મેરી."

તેણીએ આમતેમ ડોળા ખાધા, અને જાણે હમણા બેભાણ થઇ જતી હોય એવી રીતે તેણીએ પોતાનાં હાથમાંની લગામ જોરથી ખેંચી.

"મેરી તુંને આવી રીતે ચોંકાવવા મને માફ કર" એડવર્ડ બોલ્યો "પણ તું હયાં કેમ?"

" પપા આજે લંડન કાંઇ કામે ગયા છે. પણ હું ધારૂંછ કે તેવણ ટ્રેન ચુકી ગયા હશે. ઓ એડવર્ડ !"

" હું કાંઇપણ લખવા વગર આવ્યોછ તેનું કારણ એ જે હું તમો સઘળાંઓને અજાયબ કરવા ધારતો હતો. હું તારી સામે આવી એકાએક રીતે ફુટી નીકળવા ઘણો દલગીર છું, મારી વ્હાલી."

આ છેલ્લા શબ્દો ઘણાજ ધીમાં હતા, કારણ રાથ હવે તેઓની નઝદીક આવી લાગ્યો હતો.

" રાથ, આ રહી તેણી" એડવર્ડ અત્યંત ખુશાળીથી બોલ્યો " મેરી આ મારો સઉથી સરસ દોસ્ત અને ભાગ્યો મી૦ રાથ રેન છે. ઓ મેરી" એડવર્ડ તેણીનો ફીકકો ચેહરો જોતાં બોલ્યો " મેં તારા વીશે એને સઘળું કહ્યું છે, અને તું કોણ છે તે એ સારી રીતે જાણે છે."

મેરી હતી, તેનાં કરતાં વધુ ફીકકી પડી ગઇ અને એક પુતલાં માફક રાથ તરફ જોતી સ્થીર બેઠી.

" હું તમુને જોઇ ઘણી ખુશી છું" મેરી આખરે બોલી.

રાથનો હાથ કુદરતી રીતે તેની ટોપી તરફ ગયો, કારણ તે હવે અંગ્રેજી રીતભાત શીખી ચુકયો હતો, અને તે ગાડી તરફ નજર કરતાં રાથને માલમ પડયું કે તે દોગ-કાર્ટમાં ફકત એડવર્ડ માટે એકજ જગ્યા હતી.

" તમે સીધારો" તેને એડવર્ડને કહયું " હું બીજી ગાડીમાં તમારી પાછળ આઉંછું."

" એમ ?" એડવર્ડ હરૂસેથી બોલ્યો " ઓ રાથ તું કેવો દુરઅંદેશ છે. મને તેણીને ઘણુંજ કેહવાનું છે-ઘણુંજ"

" ઠીક, હું તમારી પાછળ આઉંછ" રાથ ગંભીર અવાજે બોલ્યો અને ત્યારપછી એડવર્ડ મેરીની બાજુમાં તે ગાડીમાં ચઢી બેઠો.

" પપા ! " મેરી બોલી.

" મેરી, હું તેવણને લેવા પાછો આવીશ, નહિ તો કોઇને પણ મોકલીશ " એડવર્ડ અધીરાઇથી બોલ્યો " મને તારી સાથે ઘણી વાત કરવાની છે. જો મેરી મને તારી સાથે આવવા દે. "

હજુણુમી મેરી અચકી, પણ એડવર્ડે તે ઘોડાની લગામ પોતાનાં હાથમાં લઇને ગાડી હંકારવા માંડી. રાથ તેઓ તરફ જોતો ચુપ ઉભો, જોકે એડવર્ડની આવી વર્તણુક માટે તે સેહજ પણ ગુસ્સે થયો નહિ. આખરે તે એક તેકસી આગળ ગયો.

"બ્રાયન-હાઉસ હયાંથી કેટલું દુર છે" તેને શોફરને પુછ્યું.

" સડકે જતાં ચાર માઇલ, સાહેબ, પણ જો તમે દેવન-શાયર ખેતરમાંથી જશો તો માઇલ દોઢ માઇલનો છેટો ઓછો થશે " ડ્રાઇવરે જવાબ આપ્યો

રાથનો ચેહરો ખુલી ગયો, તે ત્રેનમાં લગભગ અકડી ગયો હતો, અને હમણા ત્રણ માઇલ ચાલવાની ખુશાળીથી તે લાલચોળ બની ગયો.

" ત્યારે તો હું ચાલતોજ જવશ, મને ઇધાણી આપો, " તે વીચાર કરતાં બોલ્યો.

" હયાંથી દશેક મીનીટ સીદ્ધા ચાલ્યા જાવ, અને ત્યાર પછી તમારા જમણા હાથ ઉપરનાં એક ખેતરમાં દાખલ થઇને બરાબર વચમાંથી ચાલી જજો. આખરે તમારા દાભા હાથ ઉપર એક રસ્તો આવશે, અને ત્યાં બીજી દશેક મીનીટનાં વોક પછી, તમે બ્રાયન હાઉસ આગળ આવી લાગશો, સાહેબ. "

" થેંકયુ. મને ઇધાણી બરાબર ધ્યાણમાં છે " રાથ પોતાનાં ખીસામાંથી એક પેની કાઢતાં બોલ્યો " ગુડ નાઇટ. "

અને ત્યાર પછી તે આ ડ્રાઇવરે દેખાડેલા રસ્તા તરફ સડસડાત ચાલી ગયો.

# પ્રકરણ ૩૪ મું.

વાહ, કેહજે "પ્યાર આંધળો છે." પણ હું તો કહું છું. કે પ્યાર નગુણો પણ છે. જે માણસે તેને મરતો બચાવ્યો હતો, જે માણસે તેને આવી વફાદારીથી પોતાનાં ગરીબ ઝુપડામાં આશરો આપ્યો હતો. અને છેવટે જે માણસની બરકતથી તે હમણા તવંગર બન્યો હતો, તેને આ તદ્દન અંજાણ્યા મુલકમાં તેની પેહલ્લી આમદ વેળાએ, આવી રીતે એકલો મુકી દઇ મેરી સાથે હંકારી જવામાં શું એડવર્ડ વાજબી હતો? હોયબી, એ તો જેમ નદીઓ જુદી જુદી હોય છે, તેમ એક માણસનું ભેજું અને તેનાં વીચારો પણ જુદા હોય છે. કોઇને ઝેર તો કોઇને સાકર!

"તુંને આવી રીતે ચોંકાવાને હું ઉલ્લુ હતો. મેરી" તેઓ ગાડીમાં બેઠાં પછી એડવર્ડ બોલ્યો "ઓ મેરી મને તુંને એટલું બધુ કેહવાનું છે, કે તેની શરૂઆત કયાંથી કરવી તે મને સમજ પડતી નથી" એડવર્ડ પોતાની પાછળ સઇસ તરફ નજર કરતાં બોલ્યો કે જે પોતાની શેઠાણી અને એડવર્ડ વચ્ચેની લાગણી સમજતો હોવાથી પોતાની બાજુમાં આંખ ઉંચાડી અને કાન બંધ કરીને, ગોયા કાંઇ જોવામાં મશગુળ બની ગયલો દીસ્તો હતો "પણ આય શોલ સડી ગઇછ, ડીયર."

ઘણીજ નાજુકાઇથી તેને એક હાથે તેણીની ગરડન આસપાસ શોલ લપેતવા માંડી, અને મેરી મેરી, પણ તેનો હાથ લાગતાં ખુશાળીની કોઇ અણદીઠ લાગણીથી ધ્રુજવા લાગી. તે તે તેણીને "ડીયર" કરીને કેહતો હતો, પણ તેને અતકાવાની તેણીની જબાં ઉપડી નહિ, યા તો તેણીનાં દીલને હાથ લગાડવા

તેણીએ કાંઇપણ વાંધો ઉઠાવ્યો નહિ. ક્ષમાં, વાંચનાર, રાલફની અદરાયલી મોહરદાર દાખલ તું મેરીને બેવફા ધારશે નહિ.

"તું જાણેછ, મેરી" એડવડે આગળ ચલાવ્યું "કે "કે થોડા મહીનાં અગાઉ મેં એક કાગળ લખ્યું હતું કે જેમાં હું વાંકુવરનાં કોઇ એકાંત ટાપુ તરફ જનાર હતો, એવું મેં જણાવ્યું હતું. મારાં મમાંએ તે કાગળ તુંને વંચાવ્યું હશે."

"હા," ઘણોજ ધીમેથી સાદ સંભળાયો.

"અને તે મુજબ હું "વીકતોરીયા" થી જબરી હાડમારી ખમતો, મારા ઘોડા ઉપર આગળ વધ્યો. પણ મેરી હું ધારૂંછ કે તુંને મારા આ રૂદન પાટલાથી કંટાળો નહિ આવતો હશે."

કંટાળો ? ઓહ એડવડને કયાં ખબર હતી કે તેનાં મોઢાંમાંથી નીકળતો દરેક લફ્ઝ મેરીને કેટલો કીંમતી હતો.

"અને આખરે મારા આ સઘળા હાડેસાઓનો છેડો આવી ગયો હતે. હું "કાંઇ શાહશકર્મની શોધમાં વાકુર જતો હતો, જેવામાં એકાએક મારી ઉપર રીંછોનાં એક તોળાંએ હુમલો કરીયો——"

મેરી ધુજી, અને તેણીની આંખો બંધ થઇ.

"અને જાણે વાદળાંમાંથી એક જવાન ત્યાં એકાએક નહિ આવી લાગ્યો હતે તો તે દીવશે મારો અંત નકકીજ હતો. આ જવાન તે કોઇજ નહિ પણ હમણા મારી સાથે આવેલો મારો મીત્ર છે. વેલ, તેને મને બચાવી લીધો, તેને પોતાનાં ઝુપડામાં મને આશરો આપ્યો, અને તે તદન એકલોજ હોવાથી હું તેનાં દરેક કામમાં મદદ કરતો હતો. એક દીવશે મેં કાંઇ શોધ કરી નહિ, મેં તેની શોધ શોધી કહાડી, કારણ મેરી તે આ સોનાની હસ્તી વીશે આગળથી જાણતો હતો."

"સોનું!"

"હા, સોનું, અને તે એક બે તુકડા નહિ, પણ આખા લાઠાને લાઠામાં ત્યાં પડયું હતું. શું છે મેરી, એમ કાંય કરેછ?"

"મને કાંઇ નથી' તેણી ધ્રુજતાં બોલી "આગળ ચલાવ."

"વેલ, ત્યારે મને એકાએક આ સોનાની ખાણ હાથ લાગી, અને તે દીવસથી તુંને જીતવાને માટે મારી સઘળી આશા મુરતકીમ થઇ. હું તુરતજ આ ખબર મારા સોબતીને આપવા જીવ લઇને દોડ્યો, પણ તેણે તે ખબર બેદરકારીથી સાંભળી, કારણ આ જવાન કાંઇ એવી મુશકેલીમાં હતો કે જે કાહરૂનનો ખજાનો પણ દુર કરી શકે નહિ."

એડવર્ડ દમ લેવા સેહજ થોભ્યો, અને મેરી તરફ આતુરતાથી જોવા લાગ્યો.

"ઠીક, ત્યારે લાંબી વાતનો ટુંકમાંજ છેડો લાવતાં, હમે આ સોનું ખણી કાહડવા રાત દીવશ મેહનત કરવા લાગ્યા, અને આખરે હમારી દોલત એટલી તો ધાસ્તી ભરેલી રીતે વધી ગઇ, કે હવે તારાં દીદાર જલદી જોવાની ઉલતમાં મને મારૂં કામ સુજ પડયું નહિ. મેં મારા દોસ્તને સમજાવ્યો, હમે આખરે આ ભારી દાબડાઓ સાથે "વીકતોરીયા" જઇ પોંહચ્યા, ત્યાંથી સ્ટીમર મારફતે લંડન આવી પુગ્યા, અને આ સઘળું સોનું "લંડન બેંક" માં અનામત મુકીને હું-હું હમણા તારી પાસે આવી બેઠો છું, ડીયર."

ગરીબ બીચારી મેરી, આ વાત સાંભળી તેણી બેભાણ થઇ જવાની અણી ઉપર હતી.

"હવે હું તારા પપા આગળ જવશ-અલબત હિંમતથી તો નહિજ, કારણ તારા હાથની કીયો ઉમેદવાર હિંમતથી માં-

ગણી કરી શકે—પણ એક સ્વચ્છ અંતકરણ, અને તારા પગ આગળ મેળવા અખુત દોલત સાથે હું આપણા લગન માટે તેવણની બાહલી માંગીશ. ઓ ભોળી, આ સઘળું તુને સ્વપણા મીસાલ લાગતું હશે, અને હતું પણ એમજ. કારણ હું ઉંઘમાં વારંવાર જોતો હતો કે મને આ સોનું ફકત સ્વપણામાંજ મળીયુ હતું. પણ જાગૃત થતાં મને ખબર પડતી કે આ સ્વપણું ખોટું હતુ, યાને તે સોનું ખરેખર હસ્તી ધરાવતું હતું."

આટલું બોલતાં એડવર્ડનાં હોથ ધ્રુજવા લાગ્યા, તેનો અવાજ લડઠવા માંડયો, અને એક પળ તેનું માથું તેનાં ખભાં ઉપર ઘળી પડયું; કારણ બેહદ ખુશાળી પણ, બેહદ દલગીરીની માફક, એક માણસ ઉપર બાજે વેળા ખરાબ અસર કરે છે. અને મેરી, તેણી તો દીગમુઢ જેવી આ સઘળું સમજની ચુપ બેઠી. હવે તેણી એડવર્ડને પરણી શકશે નહિ, એ વીચારથી તેણીનું નાજુક હૈયું ચીરાઇ ફસાઇ જતું હતું.

"એ બોલ મેરી, કે તું મને પાછો ફરેલો જોઇ ઘણી ખુશી છે" એડવર્ડ તેણીને ચુપ જોઇને બોલ્યો.

"હું—હું ખુશી છું."

"અને તુને ઘરે પોંહચાડવા પછી, હું તારા પપાને લેવા સ્ટેશન ઉપર પાછો જવશ. હમે બંને સાથેજ આવશું, અને હું તેવણને સઘળું કહી દેવશ. ઓ મોલી, તું મારી પાસે બેઠીછ, એવું હજુણ પણ હું બરાબર સમજી શકતો નથી. લાવ ડીયર મને તારો હાથ આપ કે જેથી——"

"નહિ" મેરી બોખરા સાદે બોલી "આ હાથ હવે મારો પોતાનો નથી."

તેણી શું કેહવા માંગતી હતી, તે એડવર્ડ સમજી શકયો નહિ.

"નહિજ તો, હવે એ હાથ તો મારો, મારો પોતાનો છે. આહ."

આ વેળાએ તેઓ રસ્તાનાં એક ફાનુસ આગળ આવી લાગ્યાં હતાં, અને તે રોશની મેરીનાં ઉજલા વાખ ચેહરા ઉપર પડતાં, એડવર્ડ ધારતીથી ચોંકયો.

"ઓ મેરી તુંને શું છે?" આટલું બોલતાં એડવર્ડે તેણીનો હાથ ઝાલવાની કોશેશ કરી, પણ મેરીએ તે હાથ પાછો ખેંચી લીધો, અને બને એટલી સંકોચાઇને ગાડીનાં ખુણામાં બેઠી.

"મેરી મેં એવું તે શું કીધું કે જેથી તું મારી સાથે આટલી બધી ગુસ્સે છે?" એડવર્ડ દયામણે અવાજે બોલ્યો.

"એડવર્ડ–એડવર્ડ" તેણી એક દચકું ખાતાં બોલી "હું તુંને કેમ કહું?" જાણે મોહતમાં સપડાયલો એક માણસ, તેમાંથી છટકવા એક છેલ્લી જીવતોડ કોશેશ કરે છે, તેમ મેરી એકાએક તેની તરફ ફરતાં બોલી "એડવર્ડ તું ઘણોજ મોડો આવ્યોછ."

"એટલે, તું શું કેહવા માંગેછ?"

"ઓ, તું નહિ સમજતો" મેરી ગુંગળાઇ જતા સાદે બોલી "ઓ એડવર્ડ શું મારે તુંને ખુલ્લું કહી દેવું જોઇયે. યા ખુદા મારી ઉપર રેહમ કર."

એડવર્ડે મેરી જેટલોજ પોતાનો ઉજળો ચેહરો તેણી તરફ આતુરતાથી ફેરવ્યો.

"તારૂં વચન, તેં–તેં ઓ નહિ, તારૂં વચન તું ભુલી ગઇ હશે નહિ." તે બોલ્યો.

"મારૂં વચન! ઓહ એડવર્ડ મને માફ કર."

"તેં તારૂં વચન તોડયુંછ, મેરી" એડવર્ડ ઘોઘરી સાદે બોલ્યો "તે–તે કોણ છે?"

"લોર્ડ રેતન."

"રેતન? યા ખુદા, તારે મોઢેથી આવા શબ્દ સાંભળવા અગાઉ હું મરી ગયો હતે તો વધારે બેહતર. જે માણસ સામે મેં તુંને ચેતવણી આપી હતી, તેણેજ તું——મેરી શું તેં આ કામ તારી રાજીખુશીથી કીધું છે?"

"હા" બાહદુર મેરીએ જવાબ આપ્યો.

"ત્યારે તો ખુદા તુંને માફ કરે, કારણ હું તો—ઓહ આય ધર આવ્યું મેરી."

એક કુદકા સાથે એડવર્ડ તે ગાડીમાંથી કુદી પડયો, અને મેરીને મદદ કરવા માટે હાથ લાંબાવ્યો. પણ મેરી તેની મદદ વગર નીચે ઉતરી અને જેમ એક મુગું જાનવર પોતાનું દુખ કોઇને કહી શકતું નથી, તેમ એડવર્ડ મુગે મોહડે તેણી તરફ લાચારીથી જોતો ઉભો.

"હું જાઉંછ મેરી તુંને છેલ્લી સલામ" તે ધ્રુજતા અવાજે બોલ્યો "અને જ્યાંસુધી તુંને ભુલી જવાનો હું સઉથી અઘરો પાઠ શીખીશ નહિ, ત્યાંસુધી હવે તું કદી કદીઆ તારી સામે મને જોશે નહિ. ખુદા તારો નેગેહબાન હોજો."

* * * * *

થોડોક વખત પછી ધુળથી ભરેલો અને ભખી ખાધેલી હાલતમાં એક જવાન બ્રાયન હાઉસમાં દાખલ થયો. તેને જોઇને બટલરે અજાયબીથી એક બુમ પાડી અને તે પોકાર સાંભળીને લેડી બરાયન ડરોઇંગ રૂમમાંથી નીકળી આવીને પોતાનાં દીકરાને વળગી પડી.

"એડવર્ડ—એડવર્ડ" તેણીએ ખુશાળી અને અજાયબીથી બુમ પાડી.

"મમાં, વ્હાલાં મમાં" એડવર્ડ આંખમાં આંસુ સાથે બોલ્યો.

"એ એડવર્ડ તું જાણેછ. હું તારા ચેહરા ઉપરથી પારખી શકું છ."

"હા, મમાં તેણી મને હમણાજ મળી હતી, અને મેં તેણીને મોઢેથી સઘળી વાત જાણી છે."

"ધાટકી દગલબાજ દુકતી" લેડી બ્રાયન ગુસ્સાથી બોલી.

"ખબરદાર મમાં, તેણીને માટે એક પણ આડો સખુન હું સાંખી શકીશ નહિ. એ મમાં મને તમારા ઓરડામાં લઇ જાવ."

લેડી બ્રાયને પોતાનાં દીકરાનો થંડો બરફ જેવો હાથ પકડયો અને તેને પોતાનાં ઓરડામાં લઇ ગઇ.

રે વાંચનાર, દુન્યામાં ઘણી થોડી ચીજો પૈસા કરતાં વધારે કીમતી છે, અને તે ગણત્રીની ચીજોમાં એક નાજુક દયાળુ અંતકરણ સઉથી ઉત્તમ છે. દુખનાં ગમે એવા પણ વખતમાં, એક કદરદાન માવીતરનું વ્હાલ, તેણીની ફરેશતાઇ ચશમોનું ખેંચાણ, તેણીનાં નરમ હાથનું દબાન, દીલાસાનાં તેણીનાં મીઠઠા મધ જેવા શબ્દો, પોતાનાં ગમે એવા પણ કમનશીબ ફરઝંદને કોઇ ભેદી સધ્યારો અને હિંમત આપવાને, હમેશ હાજર રહે છે. પોતાની માતાની કાકળુદીથી એડવર્ડને સેહુજ ધીરજ આવી, અને જરા શાંત થવા પછી તેણે રાથનું ભાણુ આવ્યું.

"મમાં, મૅારો દોસ્ત કયાં છે" એડવર્ડ એકાએક બોલ્યો "હું તેને ભુલી ગયો હતો."

લેડી બ્રાયને ધાસ્તીથી પોતાની ભીણી આંખ્યો એડવર્ડ તરફ ફેરવી. શું આ ફટકાએ તેણીનો દીકરો દીવાનો થઇ ગયો હતો?

"દોસ્ત, કોણ દોસ્ત, એડવર્ડ તેણી પટામણા અવાજે બોલી.

"રાથ રેન, તે મારી અગાઉ હયાં આવ્યો હશે. મમાં પણ તમે મારી સાંમે એમ શું જુઓછ. અલબત તે હમણાં હયાંજ હશે, અને હમુને પેલા ટાપુ ઉપર સોનું મળીયુંછ તે તેણે તમુને જણાવયુ હશે કે જેથી——"

"એડવર્ડ દીકરા, હયાં તો કોઇ નથી આવ્યું, તું કોણને માટે બોલેછ. આ તાપુ અને સોનું શું. મને તો કાંઇ સમજ નહિ પડતી."

એક છલાંગ સાથે એડવર્ડ ખડો થયો, અને પોતાની રડતી માતાને ત્યાંજ મુકીને ઘેલાગાંડા જેવી હાલતમાં બ્રાઉન હાઉસમાંથી પાછો બ્હાર પડયો.

## પ્રકરણ ૩૫ મું.

નીતાને મલવા પછી બીજે દીવશે રાલ્ફ ઘરમાંથી બ્હાર નીકળ્યો નહિ. તેણે જણાવ્યું કે તે સીક હતો, અને ખરેખર પણ તેમજ હતું. કારણ ગઇ રાતનો હદ બાહર દારૂ અને નીતાને એકાએક મલવાની ધાસ્તીથી તેનું મગજ અને દીલ ખખળતું હતું.

ગઇ કાલની આખી રાત તે ઉંઘાયો હતો નહિ. દારૂનાં ગમે એટલાં પણ ગ્લાસ ચહડાવવા છતાં તે જાગરૂત પડી રહયો, અને દરેક પળે નીતા માટેનો તેનો ગુસ્સો અને ધીકકાર વધતો ગયો. તે પોતાની આવી હાલતને માટે જમાનાના ગેરઇનશાફને દોષ દેતો બેઠો. કારણ તેનાં જેવો આટલો જવાન, આટલો તવંગર અને આટલો માનીતો ઉમરાવ પોતાની મરજી મુવાફેક લેડી મેરીને પરણી શકે નહિ, એ ગેરઇનશાફ નહિ તો બીજુ શું? અને વળી જે સ્ત્રીને તે પરણી ચુકયો હતો, તેથી એક અસા-

ધારણ અબલા હતી. તે સારી રીતે જાણતો હતો કે નીતા પઇસાથી કદીપણ લલચાશે નહિ. અને ગઇ રાતની ગોઠવણ તેણી આજે કબુલ કરે એ માટે પણ રાલફને મોટો શક હતો. આહ આજની રાત ઉપર તેનું સુખ અને શાંતીનો આધાર હતો.

રાતનું ખાણું લીધા પછી તે એક સોફા ઉપર અઠેનાયો. અને અની નીસોસ હાલતમાં ઝોંકા ખાવા લાગયો. એકાએક તે જાગી ઉઠયો, અને ઘડીયાળ તરફ નજર કરતાં તેને સાડા દશ થયલા માલમ પડયા. આહ, આયજ તાઇમે ગઇ રાતે નીતાએ તેને મળવા ઠડાવ્યું હતું.

ધીમેથી તે પોતાનાં ઓરડાનાં બારણા આગળ ગયો, અને તે સેહજ અલગું કરીને ઘણુંજ ધ્યાણથી બાહર જોવા લાગ્યો. સઘળું ચુપચાપ હતું. તેનાં નોકરો પણ વગેસગે થઈ ગયા હતા. રાલફ પાછો ફરીયો, સોફા ઉપરથી એક ઓવરકોટ પેહડી લીધો, તેનો કોલર બને એટલો ઉંચો ચહડાવ્યો, અને ત્યાર-પછી પોતાની નરમ ફેલ્ટ હેટ લગભગ આંખ સુધી પેહડીને તે પોતાના ઓરડામાંથી બહાર પડયો. એક ચોરની માફક તે આગળ વધ્યો, અને જયારે તે ગઇ કાલની જગ્યા ઉપર આવી પોંહચ્યો, ત્યારે તેણે કોઇએ પણ ઓળખ્યો હતે નહિ, કારણ ચંદ્રમાં હવે અસ્ત પામ્યા હતા, અને તારાઓની સેહજ રોશની સીવાય તે રાત અંધારી હતી.

રાલફ ઝાડનાં ઓઠા હેઠળ થોભ્યો અને પોતાની આસ-પાસ આતુરતાથી નજર કરવા લાગ્યો. પોણા અગીયાર પણ થઇ ગયા, તોપણ નીતાનો ત્યાં પતો હતો નહિ. અગીયાર વાગી જવા પછી રાલફ આખરે ગભરાયો. શું તેણીએ ગઇ કાલની તેની માંગણી નાકબુલ કરી હતી? શું તેણીએ તેઓનાં લગણને જાહેરાત આપવાનો ઠડાવ કરીયો હતો? પસીનાનાં ટીપેટીપાં

તેનાં ઉજળા ચેહરા ઉપર ફુટી નીકળ્યા. આહ હવે તો કાંઇપણ કરીને તેણીને સમજાવી લેવી જોઇયે, પોતાને આવી ખરાબી-માંથી બચાવી લેવો જોઇયે.

બીજીજ પળે તે પોતાનાં કંમપાઉન્ડમાંથી બ્હાર નીકળયો, અને નીતાની શોધમાં મારકેત રેતન તરફ ચાલવા લાગ્યો. તે આખરે દેવનશાયર ખેતરમાં દાખલ થયો, અને થોડાક કદમ આગળ ચાલતાં તેને કોઇનાં પગળાંનો અવાજ સાંભળયો. રાલફ "નીતા" કરીને બોલવા જતો હતો, પણ તે પગળાંનો અવાજ પાછો બંધ પડતાં તે ચુપ રહયો. નાસીપાસીથી તે પાછો ફરવા જતો હતો, જેવામાં તેના પગ સાથે કાંઇ ચીજ અથડી, અને વાંકો વળીને તેણે પોતાની મોટી અજાયબી વચ્ચે એક છરી જમીન ઉપરથી ઉંચકી લીધી. બારીકીથી જોતાં તે છરીનાં હાથા ઉપર કોઇનું નામ હતું, પણ અંધારાને લીધે તે નામ વાંચી શકયો નહિ.

"કોઇ ખેડુતની હશે" રાલફ બડબડયો અને પોતાનાં ઓવર કોટનાં ખીસામાં સેરવી દઇને તે આગળ વધ્યો. જરા વારે પાછાં કોઇનાં પગળાં સમજાયાં, અને તેની આશા ખરી પડી કારણ તે નીતા હતી.

રાલફને જોતાં તેણીએ ધાસ્તીથી એકાએક બુમ પાડી.

"ચુપ–ચુપ" રાલફ ધીક્કારથી બોલ્યો "તું હયાં છે તે શું સઘળાને જણાવવા માંગેછ કે?" પણ ત્યારપછી તેનો અવાજ બદલાયો "તું કયાં હતી નીતા, હું તારી રાહ જોઇને આખરે હયાં આવ્યો છું."

"હું ભુલી પડી" નીતા ધીમેથી બોલી "કારણ થીયેનર પરથી બ્હાર આવતાં મેં એવું વીચાર્યું કે આ ખેતરમાંથી રેતન-હોલ તરફ જવાનો ટુંકો રસ્તો હતો પણ મેં થાપ ખાધી અને હું પાછી ફરતી હતી તેવામાં મેં તારા પગલાં અવાજ સાંભળયો."

"ઠીક, ત્યારે હું ધારૂંછ નીતા કે આજે તું કાંઇ પકકો વીચાર કરીનેજ હયાં આવી હશે."

"હા, મેં પુરતો વીચાર કીધો છે, અને હું તારી ગઇ કાલની માંગણી સાફ ના પાડુંછ" નીતા હીંમતથી બોલી.

"તેનું કારણ?"

"કારણ તારા જીવને પુછ."

"ત્યારે શું તું આપણા લગન લોકો આગળ જાહેર કરવા ધારેછ?"

"હા, અને હીચકારા, એજ તારી મોટી ધાસ્તી છે. તું મને પરણીને લજવાય છે. હું તારી ચાલ જાણુંછ, રાલફ, કે તું કેવા પ્રકારનો જુઠ્ઠો, બેશરમ, નફ્ફત——"

"તું શું મને હયાં ગાળ દેવા અને બીધરાવા આવીછ કે?"

"નહિ હું તારી સાથે એક સાટું કરવા આવીછ" નીતા પોતાનાં કપાલ ઉપર હાથ ફેરવતાં બોલી "ગઇ રાતે તેં મને. તારી સાથે નાહશી જઇને એક જુઠ્ઠાં લગણનાં ઓઠાં હેઠળ પાછાં ફરીને, તારા ખેતાબ અને દોલતમાં એક ધણીયાણી દાખલ હક આપવા જણાવ્યું હતું, પણ આજે હું તે ના પાડુંછ. કારણ આપણે પાછાં સાથે રેહવાથી તું એવું વીચારશે, કે તારી ધણીયાણી દાખલ મને કબુલ કરવા મેં તુંને ફરજ પાડી છે, અને તેથી——"

"હું કસમ ખાઉંછ નીતા કે——"

"એવા તો તું એક પેનીનાં પાંચ કસમ ખાવા તઇયાર થશે. બસ હવે તો જેમ આટલો વખત ચાલ્યુંજ તેમ હું તારેથી દુરજ રેહવશ."

"હં!" રાલફ અજાયબીથી બોલ્યો.

"હું તે માટે તુંને વચન આપુંછ, અને તું સારી રીતે

જાણેછ કે હું એકજ વચનની સ્ત્રી છું. પણ તે એકજ શરતે. મને તારા પૈસા નથી જોઇતા, મારી પાસ પુરતા છે. પણ મને તારી પાસેથી એક વચન જોઇયેછ, કે જે જવાન છોકરીને તું છેતરીને પરણવા ધારે છે, તે છોકરી સાથનું તારૂં કારજ તોડી નાંખે, અને ત્યાર પછી હું તારા માર્ગમાં કદી પણ આવીશ નહિ."

રાલફ ચેંકયો, અને તેનો હાથ તેનાં ઓવરકોટનાં ખીસાંમાં ગયો.

"બસ એટલુંજ?" તે દાંત્યાં પીસીને બોલ્યો.

"હા, એક ભોલી નીરદોશ છોકરીનાં સુખનું સત્યાનાશ વાળતાં હું તુંને જરૂર અટકાવીશ. બોલ મને વચન આપ, રાલફ. પણ છત, તારાં વચનનો ભરોશો કવો! હું જીવતી છું ત્યાં સુધી તો હું એ બાબદ તારી ઉપર મજબુત ચોકાસી રાખીશ."

રાલફનાં આંગળાં તે છરીનાં હાથા આસપાસ વીટળાયાં.

"હું, તું એક સાંપની મીસાલ મારી આગળ ભમ્યા કરશે, અને મારી સઘળી હીલચાલ તપાસસે કેમ?

"અલબત જયાં સુધી તું એ છોકરીનો ખ્યાલ છોડશે નહિ, ત્યાં સુધી હું કદીબી જંપીને બેસીસ નહિ નાપાક, તેણી તુંને ધીક્કારે છે, અને ખુદા ખબર તેં કેઇ તરકીબથી તુંને પરણવાનું તેણી પાસે વચન લીધું છે."

કોઇ અણદીઠ લાગણીથી રાલફે પોતાનાં ખીસાંમાંથી તે છરી સહેજ બ્હાર કાઢી.

"હું તેણીને તારા જેવા નાપાક દેવથી બચાવવા માગુંછ" નીતા મક્કમ અવાજે બોલી "તેણીનું નામ નીશાણ મને બરાબર ખબર છે, અને જો તેં જરાબી તેણીને પરણવાની કોશેશ

કરીછ તો હું તેણી આગળ જઇને સઘળો ખરો ખુલાસો કરી દેવા કદીબી પાછળ હઠીશ નહિ"

"ચુ-ઉ-પ" રાલફે ઝનુનથી બુમ પાડી.

"હા. જો ચુપકીદી હસ્તીની નીરની બનાવી શકતી હોય તો હું સદાકાળ ચુપ રહું."

રાલફનાં મગજ ઉપર લોહી ધાઇ આવ્યું, ઝનુનથી તેનાં ડોળા વીકાળ બન્યા, તેની આસપાસ ઝાડો ડોળવા લાગ્યાં, અને ધર્તી ધુજતી જણાઇ.

"તું-તું કદીબી તેણી આગળ જઇ શકશે નહિ."

તેના જમણા હાથની હીલચાલ અને વીકાલ દેખાવ જોઇને, નીતા હેબતથી એક દગળું પાછળ હઠી. પણ રાલફ વરૂની માફક તેણી ઉપર કુદી પડયો. ત્રણ વેળા તેનો હાથ હવામાં ઉંચે ઉચકાયો. અને તે છરી પોતાની ધણીયાનીનાં કલેજામાં ભોકી દઇને. તુરતજ તેણીને જાનથી બેજાન કરી. નીતા માટે ફકત એકજ ફટકો બસ હતો, પણ જયારે ચોડી વેળા તેનો હાથ પાછો ઉચકાતાં આ કમનસીબ સ્ત્રી નીચે જમીન ઉપર તેનાં પગ આગળ મુરદું થઇ તુટી પડી, ત્યારે તે ફટકો રાલફ એટલો તો ઝનુનથી લગાવા જતો હતો કે તે છરી તેનાં હાથમાંથી છટકીને થોડેક છેટે જઇ પડી. બસ વાંચનાર, આ દોજખી દઇનનું દયાહીણુ કામ દરશાવતાં મારો કલમ કમકમે છે.

રાલફ હાંફતો તેણીનાં બદન આગળ ઉભો. તેનું મગજ ચકભમ થઇ ગયું હતું, તેની આંખમાંથી અંગાર નીકળતો હતો, અને ઘડીભર તેણે શું કર્યું હતું તેનું પણ તેને ભાણ હતું નહિ.

"નીતા" તે આખરે દબાઇ જતા સાદે બોલ્યો "નીતા ઉઠ, ઉભી થા. મેં કાંઇ એવું ધાર્યું હતું નહિ. તેં મને શું કામ દબરાવ્યો, અને મારામાં આવો શયતાનયતનો સોળો ઉતપણુ કીધો. ઉઠ, ઉભી થા."

તે ગુઠણમંડીયે પડયો. અને તેણીની છાતી ઉપર હાથ મુકી જોતાં તે લોહીથી ખરડાઇ ગયો રાલ્ફ પાછો હઠયો, અને નીતાના ઉઘાડા રહી ગયલા ભયંકાર ડોળા તરફ એક છેલ્લી નજર કરીને પોતાનાં ચેહરા ઉપરથી પસીનાનાં ટીપેટીપાં ટપકતાં તે ગીચ ખેતરનાં ઝાડોનાં છાયા હેઠળ જીવ લઇને ત્યાંથી નાઠો.

*   *   *   *   *

પેલા મોટર ડ્રાઇવરે રાથને દેવનશાયર ખેતરની બરાબર વચમાંથી ચાલી જવા કહ્યું હતું, પણ આવી રીતે તે છેટો ઘણો ટુંકો થઇ જશે એવું વીચારીને રાથ લગભગ તે ખેતરની કીનારીએથી ચાલવા લાગ્યો. પરીણામમાં તે "ટીમ" નામનાં એક ગામડાં આગળ આવી લાગ્યો, અને ત્યાં એક ધર્મશાળાના ઘરવાળાને પુછતાં તેને માલમ પડયું, કે તે બ્રાયન હાઉસથી તદન જુદીજ બાજુએ ભુલો પડયો હતો.

છતાં રાથ હિંમત હાર્યો નહિ. લગાર થાકેલો હોવાથી તેને એક ગ્લાસ બીર અને મટન ચાપનો ઓરડર આપ્યો, અને તે આવી પુગતાં તુરતજ તે ખાણાને ઇનસાફ આપવા બેઠો. પણ તે ઘરવાળો રાથ આગળ છરી કાટો મુકતાં ભુલી ગયો હતો. તેથી રાથે પોતાનાં ખીસામાંથી એક સાધારણ કદની છરી ખેચી કહાડી, અને જેવો તે કાપવા જતો હતો. કે ઘરવાળાએ એક છરી કાંટો તેના આગળ લાવી મુકયો.

"આય મજાહની છરી છે, સાહેબ" તે ઘરવાલો રાથ તરફ શકમંદ રીતે જોતાં બોલ્યો.

"હા, એ છરી મને ઘણી કામની છે" રાથે હંમેશની ગંભીરતાથી જવાબ આપ્યો.

તે ઘરવાલો જરા અજાયબ થયલો જણાયો, અને રાથે તે છરી પોતાનાં ખીસામાં પાછી સેરવી દીધી.

આખરે તે જમી રહયો, અને તેનાં પૈસા ચુકવી અપીને રાથે બરાયન હાઉસ તરફની ઇધાણી પાછી પુછી, તે આ ઘરવાળાને સલામ કરીને "ટીમ" ની ધર્મશાળામાંથી બહાર પડયો.

એક વાર ફરીથી તે અંધારા ખેતરમાં દાખલ થયો. અને તે ખેતરની બરાબર વચમાં રેહવાની સંભાળ રાખતાં તેની ખાત્રી થઇ કે હવે તે બરાયન હાઉસ તરફ જરા પણ મુશકેલી વગર પોંહચી શકશે. પણ થોડોક વખત ચાલ્યા પછી તેને એકાએક કાંઇ ઠોકડ લાગી, અને આ શું હતું તે જોવા રાથ વાંકો વળીયો. તે દવ અને ધુમમસથી ભીજાયલો એક આકાર હતો, અને પોતાનાં ખીસામાંથી મેચીસ કહાડીને જોતાં—યા અલ્લાહ, આ તો કોઇ સ્ત્રીનો લોહીથી ઝઝરતો આકાર હતો. દેખીતી રીતે તેણીનું ખુન થયું હતું. મદદ માટેનો પોકાર કરતો રાથ આમતેમ દોડવા લાગ્યો, જેવામાં પોતાની પાછળ કોઇનાં ઝડપી પગલાંનો અવાજ સાંભળતાં તે શાંત અને દલગીર ચેહરે પેલી મુવેલી સ્ત્રી તરફ પાછો ફરયો, અને તે આવનારની આતુરતાથી રાહ જોવા લાગ્યો.

## પ્રકરણ ૩૬ મું.

રાથ, નીતાની લાશ આગળ વાંકો વળયો મદદ માટે તેનાં પોકાર કોઇએ સાંભળયા હતા, કારણ એક બે મીનીટ પછી એક ઠીંગણો આદમી તે ગીચ ઝાડીમાંથી દોડી આવ્યો, અને જયારે તેણે જમીન ઉપર પડેલા એક સ્થીર આકારને, અને તેની ઉપર વાંકા વળેલા રાથનાં તેટલાજ સ્થીર આકારને દીઠો, ત્યારે તે દોડતો અટકી ગયો. તુરતજ તેણે એક મેચીસ સળગાવી, અને જોકે તે રોશની ઘણીજ ધીમી હતી, છતાં ત્યાં શુ બન્યું હતું

તે તુરતજ સમજી ગયો, અને મદદ માટે એક મોટી બુમ સાથે તે રાથની ઉપર તુટી પડયો.

આ નધારેલા હુમલાથો રાથ ગભરાઇ ગયો, બીજીજ પળે તે ખડો થયો, અને પોતાની ઉપર હુમલો કરનારને ગરદનમાંથી પકડીને ખાસ્સા ત્રણ વાર જેટલો દુર ફેંકી દીધો.

"ખુન–મદદ–ખુન" પેલાએ બરાડ મારી.

તેજ પળે ઝાડીમાંથી બીજા બે જણા ધસી આવ્યા. એકનાં હાથમાં ફાનુસ હતું, પણ તે જમીન ઉપર મુકી દઇને, પોતાનાં બીજા ગોઠયા સાથે રાથ તરફ ધસી ગયો.

પણ રાથ અંગ્રેજી કાયદા કાનુણથી બે માહીતગાર હતો, અને તેથી તે હાલમાં કેવા ભયમાં હતો તે સમજી શકયો નહિ. તે તો એટલુંજ જાણતો હતો, કે આ માણસો વગર કારણે તેની ઉપર હલ્લો લાવ્યા હતા, અને તેથી તે બોંય ચહડાવીને તેઓ સાથે લડવા તૈયાર થયો.

તેની સાંમે પેહેલ્લા આવનારને તેને ઉંચકી અફાળી નાંખ્યો, બીજાએ તેનાં દાચામાં એક જબરદસ્ત મુકકીનો સ્વાદ ચાખ્યો, અને જ્યારે તેની રાક્ષસી તાકાતનો પેહેલ્લો અનુભવ મેળવનાર પેલો ઢોંગણો જમીન ઉપરથી પાંછો તતાર થયો, ત્યારે તેને આ માણુસ સાથે લડવાનું દરસ્ત ધાયું નહિ.

"હમારી સાંમે થવામાં કશો ફાયદો નથી, હમુને તાબે થાઓ" તે દુરથીજ બોલ્યો.

"ત્યારે તમે મારી ઉપર શું કામ હુમલો કરો છો? શું તમે મને લુટવા માંગોછ?" રાથે ઝનુનથી પુછયું.

આ દેખીતા હસવા સરખા સવાલથી તેઓ અજાયબીથી ચોંકયા.

"અરે મીસતર, એ તમારી લુચ્ચાઇ હમારી આગળ

ચાલશે નહિ. હયાં ખુન થયું છે, અને હમે તમુને આ લાશ આગળ જોયા છે."

ગુસ્સાથી રાથનો ચેહરો તપી ગયો. અને તે માણસ ઉપર એક છલાંગ મારીને તેને ખુબ હીલવી નાખતાં બોલ્યો.

"ચુઉપ. તું શું એમ કેહવાની હિંમત કરેછ કે મેં આ બાઇનું ખુન કીધુંછ."

એક પળવારમાં તે ખેતરમાં મોટો શોરબકોર થઇ રહયો. રાતનાં શાંત વખતમાં આ હમેશનું ઉજડ ખેતર મદદની બુમથી, મારામારીના પોકારથી અને રાથનાં હાથ તળે ઇજા પામેલા દરેક માણસનાં જમીન ઉપર પટકાવનાં અવાજથી ધમધમી રહયું. રાથ દસ માણસની તાકાતથી લડતો હતો અને જયારે ગડબડમાં પેલું ફાનુસ ઉંધું વળી ગયું ત્યારે રાતનાં સીહા અંધરકારમા જાણે દોજખના દઇતો ત્યાં ઉછળી પડીને એકેક સાથે લડતા હોય એવો ત્યાં કલાબકોર મચી રહયો હતો

એકાએક આ ગડબડમાંથી કોઇનો અવાજ સંભળાયો.

"બતી—એક બતી."

આ અવાજથી રાથ ચોંકયો અને તે તરફ નજર કરી.

"એડવર્ડ" તે બોલ્યો "એડવર્ડ!"

"એ કોણ? રાથ, સબર ભાઇઓ સબર કરો. એને મારતાં નાં હું એને ઓળખુંછ એક બતી લાવો"

કોઇએ તે ફાનુસ પાછુ સલગાવ્યું હતું. અને તે રાથનાં માથાં ઉપર ઉચકતાં આ બંને દોસ્તો એકબીજાને અજાયબીથી તીકતા ઉભા.

"રાથ" એડવર્ડ બોલ્યો "તું હયાં શું કરેછ? અને આ માણસો સાથે કાંય લડે છે?"

"તમોનજ પુછ" રાથે ગુસ્સાથી જવાબ આપ્યો.

આ સાંભળતાં તેવાંમાંથી એક જણ બાહર આવ્યો.

"હયાં એક સ્ત્રીનું ખુન થયુ છે અને મેં તેણીનાં બદન આગળ એને વાંકો વળેલો જોયો છે."

"ખુન! રાથ એ શું બકેછ" એડવર્ડ અજાયબીથી બોલ્યો "હયાં કાંઇ જબરી ભુલ છે. સાહેબો, હું આ જવાનને ઓળખું છું. એવણ મારા એક મીત્ર છે."

"હશે" પેલાએ જવાબ આપ્યો "અને જો તમારી ખાત્રી નહિ થતી હોય તો જરા પેલા ઝાડ નીચે નજર કરો."

એડવર્ડ ત્યાં ગયો, અને નીતાનો મુવેલો આકાર જોઇને તે હેબતથી એક દગલું પાછળ હઠ્યો.

"કોઇ ડોકટરને બોલાવો" તેણે બુમ પાડી.

"સઘળું ફોકટ છે, મીસતર" પેલા બે ખેડુતો કે જેઓએ રાથ ઉપર હુમલો કીધો હતો, તેઓ બોલ્યા "તેણી અર્ધો કલાક અગાઉની મરણ પામી છે."

એડવર્ડ તદન ગુંચવાયલી હાલતમાં આમતેમ જોવા લાગ્યો.

"મારા દોસ્ત ઉપર આ ખુનનો આરોપ મુકનાર કોણ છે?"

"હું છું," પેલો ઠીંગણો બ્હાર નીકળી આવતાં બોલ્યો "મેં એને તેણીનાં બદન આગળ જોયો છે. હું તેને પકડવા જતો હતો, પણ મારા કરતાં એ ઘણો જોરાવર હોવાથી એને મને ઉંચકીને અફાળી નાંખ્યો."

"તમે કોણ છો?" એડવર્ડે પુછયું.

"મારૂં નામ વરકલી છે."

"તમે હયાં શું કરતા હતા, અને રાતની વખતે આ ખેતરમાં શા માટે આવ્યા હતા."

વરકલીએ એક દચકું ખાધું.

"હું તેણીને ઓળખું છું" તે ગુંગળાતા સાદે બોલ્યો

" યા ખુદા, તેણી મરી ગઇ ! મેં આજે તેણીને આ ખેતરમાં આવતાં દીઠી, અને હું તેણીની પુઠે આવ્યો."

" કાંય ? "

વરકલીએ પોતાનું માથું નીચે નમાવ્યું, અને પોતાની જીણી તીક્ષણ આંખ્યો એડવર્ડ તરફ ફેરવી.

" હું—હું તેણીને પરણવા ધારતો હતો, અને તેથી તેણીની હીલચાલ બારોકીથી તપાસતો હતો. પણ તમે શું કરવા મને આ સવાલો પુછો છો. તમે પેલાનેજ કાંય નહિ પુછતા કે તે હયાં કાંય આવ્યો હતો " વરકલી રાથ તરફ આંગળી કરતાં બોલ્યો.

એડવર્ડે રાથ તરફ નજર કરી, અને જો કે તેનો ચેહરો સેહજ ફીકકો હતો, તોપણ તે એટલા તો શાંત ચેહરે એડવર્ડ તરફ જોતો હતો, કે તે દીવશે તેના હાથે થોકાઇ ગયલો દરેક જણ ઘડીભર તેને વખાણથી જોવા લાગયા.

" તું તેણીને ઓળખેછ કે રાથ ?" એડવર્ડે પુછ્યું " અરે પણ એમ તો બનેજ નહિ. તું હયાં કેવી રીતે આવી લાગયો ?"

" હું ભુલો પડયો. હું આપણે છુટા પડયા પછી ચાલતોજ આવતો હતો, જેવામાં મને થોકડ લાગી, અને મેં આ બાઇને મુવેલી પડેલી દીઠી."

આ અરસામાં વરકલી અને પેલા બે ખેડુતો લાશ આગળ ગયા હતા, અને તે તપાસ્યા પછી વરકલીએ બુમ પાડી.

" આ છરીનાં જખમ છે, પેહેલ્લે એનાં આંગ ઉપરથી તે છરી શોધી કહાડો."

" તમે શું એમ ધારોછ કે મેં મારી છરી વડે તેણીનું ખુન કીધું છે. લેવ મારી છરી તો મારા ખીસામાં છે. "

રાથે પોતાનાં ખીસામાં હાથ નાંખ્યો, અને તે ખાલી

ખેંચી કહાડીને બીજાં ખીસાંઓ તપાસવા લાગ્યો. પણ તે છરી કેઠે હતી નહિ, અને આખરે ફગળાયલે ચેહરે તે એડવર્ડ તરફ ફરીયો.

"મને નથી મલતી, તે કેઠે પડી ગઇછ."

તે ટોળામાં જબરો ખલભલાત થવા માંડયો.

"પકડો એને" વરકલીએ જબરી મોટેથી બુમ પાડી "એજ છરીએ એને આ બાઇનું ખુન કીધું હશે."

ચાર મજબુત શખશો રાથને પકડવા દોડયા, પણ એડવર્ડ તેઓની અગાઉ રાથની બાજુમાં જઇ ઉભો.

"ખબરદાર" તે બોલ્યો "મારા આ દોસ્ત તરફ સેહજ પણ હાથ ઉંચકનાર પોતાની જીંદગીને માટે જોખમદાર રેહશે. આ ગ્રહસ્થ મારા મીત્ર છે, તેવણ તદન નીર્દોશ છે, અને આવું કામ કદીબી કરશે નહિ. હું એવણના નીર્દોશપણા માટે જોખમદાર છું. રાથ, મારા કમનશીબ દોસ્ત, હયાં કાંઇ જબરી ભુલ થઇછ, કાંઇ ગંભીર ઘોટાળો થયોછ. ચાલ દોસ્ત મારી સાથે પોલીસ સ્ટેશન ઉપર આવીને ઇનસપેકટર આગળ સઘળો ખરો ખુલાશો કરી દે"

"ખુલાસા માટે જે સઘળું કેહવાનું હતું તે હું હયાંજ કહી ચુકયો છું" રાથ દલગીર અવાજે બોલ્યો.

"પણ ત્યારે એ પેહેલ્લેથીજ હમુને તાબે કેમ નહિ થયો. એને તો હમુને મારી હથાવીને નાહશી જવાની કોશેશ કરી" એક અવાજ સંભળાયો.

"તેઓએ મારી ઉપર હુમલો કરયો" રાથ પોતાનાં બચાવમાં જાણે કેવું એક મુસ્તકીમ કારણ આપતો હોય એવી રીતે બોલ્યો "અને મારા બચાવમાં જો એ લોકને કાંઇ ખમવું પડયું હોય, તો તે તેઓની મુર્ખાઇનેજ આભારી છે. કેમ એડવર્ડ ખરૂં કેની?

"હા, હું–હું તે સમજુછ" એડવર્ડ પોતાનાં દોસ્તની સલામતી માટે ધાસ્તીથી બોલ્યો "સાહેબો મારો આ મીત્ર આ દેશમાં તદન અંજાણ્યો છે, અને આવા સંજોગો વચ્ચે પોતાનાં બચાવમાં લડવાથી શું પરીણામ નીપજશે, તેનો એવણને સેહજ પણ ખ્યાલ નથી. દોસ્તો આ કમનશીબ સ્ત્રીનું ખુન કરનાર તો કોઇ બીજો છે, અને હવે તેને આપણે પકડી કાઢીને મારા આ દોસ્તનું નીર્દોશપણું સાબેત કરીશું. એ કોણ ડેકતર કે?" એડવર્ડે એક બુઢ્ઢા ગ્રહસ્થને પોતાની આગળ આવી લાગતાં ઉમેરીયું.

તે ડોકતર હતો, અને નીતાને તપાસવા પછી, તે પોતાનું મોંહ કુમળાવીને એડવર્ડ તરફ ફરયો.

"આ બાઇ આશરે એક કલાક અગાઉ મરણ પામી છે, અને તેણી છરીનાં ત્રણ મજબુત જખ્મથી બેજાન થઇ છે. આય એવણ કોણ છે?" રાથને જોતાં ડોકતરે પુછ્યું.

"આ માણસને મેં તેણીનાં બદન આગળ જોયો છે," વરકલીએ તુરતજ જવાબ આપ્યો.

ડોકતરે તે ફાણુસ ઉપાડીને રાથનાં ચેહરા સાંમે ધર્યું. ખાસ્સી એક મીનીટ સુધી તે આ જવાનનો રાથોડી આકાર, અને તેનો શાંત અને ખુબસુરત ચેહરો જોતો ઉભો. એકાએક તેને રાથનાં દગલાની બોંય પકડી લીધી. ત્યાં લોહીનાં દાઘ હતા, અને તે જોતાં ડોકતરનો ચેહરો ગંભીર બની ગયો.

"આય લાશને જુરી હાઉસમાં તપાસ માટે લઇ જાવ." તે આખરે બોલ્યો.

"અને હું પણ મારા મીત્ર સાથે પોલીસ સ્ટેશન ઉપર જાઉં છું" એડવર્ડ બોલ્યો "એવણ તદન નીર્દોશ છે."

પણ આ વેળાએ એક માણસ ટોળામાં ધસી આવ્યો.

"મને આ છરી મળી છે" તે ઉસકેરાઇને બોલ્યો.

તે છરી ડૉકતરે પોતાનાં હાથમાં લીધી, અને ફાનુસની રોશની વડે તે બારીકીથી તપાસવા લાગ્યો.

"હયાં કાંઇ H P. ની નીશાણી છે" તે બોલ્યો. "અને——"

"આ છરી મારી છે, મને આપી દો" રાથ તુરતજ બોલ્યો.

આ દેખીની ન સમજી શકાય એવી વર્તણુકથી તે ટોળામાં ગુસ્સાનો બડબડાટ મચી રહયો અને તેઓમાંનાં ઘણાંકો રાથને દીવાનો ધારવા લાગયા.

"નહિ એ છરી મારે હસ્તક રેહશે" ડૉકતર સખતાઇથી બોલ્યો.

એડવર્ડે તેનો હાથ પકડયો, અને ધાસ્તીનાં અચુક ચીન્હ સાથે તે રાથને જોવા લાગયો.

"આય તારી છરી છે, રાથ?' તેને ગભરાઇને પુછ્યું "જો બરાબર તપાસ અને વીચાર કરીને જવાબ દે. આય છરી લાશ નજદીકથી મળી આવેલી છે, અને તે લોહીથી ખરડાયલી છે."

"એ મારી છે" રાથ આગળનાં જેટલીજ શાંતીથી બોલ્યો "પણ તે હયાં કેમ આવી તે મને ખબર નથી. હું ધારૂં છ કે તે મારાં ખીસામાંથી પડી ગઇ હશે."

એક વાર ફરીથી ત્યાં ખળભળાત મચી રહયો, પણ તે થોડાજ વખતનો હતો. કારણ રાથનો શાંત, સોહામણો અને ધાસ્તીથી નીરાળો ચેહરો તેનાં નીર્દોશપણાની ગવાહી આપતો હતો. સામટી રીતે લેતાં એક ખુની કરતાં, એક ગુચવાયલા ગભરાયલા આદમીનાં જેવો વધુ દીસતો હતો. પણ અફસોસ, તે લાશ

આગળ મળી આવ્યો હતો, તે ત્યાંથી નાહસી જવા લડયો હતો, તેનાં ડગલાની બાંય ઉપર લોહીના ડાઘ મળી આવ્યા હતા, અને છેવટે આ તેનીજ લોહીથી ભરેલી છરી જોતાં, જે ગંભીર સંજોગોનું વળું તેની આસપાસ વીટળાઇ ગયું હતું, તે સઘળું સમજવાને રાથ તદન અશકત હતો.

એડવર્ડ, રાથ સાથે પોલીસ સ્ટેશન ઉપર ફરયો. જયારે ડોકટર અને વરકલી નીતાની લાશ સાથે જુરી હાઉસ તરફ ચાલવા લાગ્યા.

"રાથ તું હયાં કેવી રીતે આવી લાગયો એ વીશે સઘળી હકીકતથી મને વાકેફ કર" એડવર્ડ બોલ્યો.

રાથે પોતાની સઘળી હકીકત કહી સંભળાવી.

"એ સઘળો ઠપકો મનેજ ઘટેછે." એડવર્ડ આખરે બોલ્યો "મારા સ્વાર્થને ખાતર હું તુંને એકલો છોડી આવ્યો, તેનું આવું પરીણામ આવ્યું છે."

"પણ એમાં શું થઇ ગયું ? તું જાણેછ કે મેં આ બાઇને મારી નાખી નથી."

"છતાં તારી સાંમે ઘણી મજબુત જવાની પડવાની વકી છે."

"પણ આખરે તો મેં તેણીનું ખુન કીધું નથી. હું તેમ શું કરવા કરૂં. મેં તેણીને જીવની જોઇજ નથી."

"હા, એ સઘળું તારા ફાયદામાં છે પણ જેઓ તુંને ગુનેહગાર ઠેરવવા માંગે છે, તેઓ એ માટે સઘળા નવા તોર શોધી કહાડવાને ચુકશે નાહ."

"તેઓ મનેજ શું કરવા ગુનેહગાર ધારે છે, તેઓ ખરા ખુનીને કેમ નથી શોધી કહાડતા" રાથે અજાયબીથી પુછ્યું "આહ, જો મને આગળથી ખબર હતે તો હું આ

ખુનીને તેજ વેળા ખેતરમાંથી શોધી કહાડતે."

અત્યારે તેઓ પોલીશ સ્ટેશન નઝદીક આવી પુગયા હતા. અને સઉથી પેહેલ્લું કામ એડવર્ડે પોતાને ઘરે એક ચીઠ્ઠી મોકળવાનું કરીયું. તેમાં તેણે જણાવ્યું કે તેનાં દોસ્તને એક "અકસ્માત" નડીયો હતો, અને તેથી ઘર આવતાં તેને મોડું થશે. પોલીશ સુપ્રીનતેનડંત મી૦ લૉકને ખુન વીશે કાંઇ ખબર મળવાથી તે બાહર નીકળતો હતો, પણ એડવર્ડે તેને અટકાવ્યો.

"આ મારા દોસ્ત સાંમે ખુનનો આરોપ મુકવામાં આવ્યો છે. એવણુ તદન નીર્દોશ છે, અને તે માટેનો સઘળો ખરો ખુલાસો એવણુ પોતાને મોઢેથી તમુને કહી સંભળાવશે."

મી૦ લૉકે તે ખુલાશાની નોંધ કરી લીધી.

"મને એવણુની ઝડતી લેવી જોઇશે મી૦ બ્રાયન."

"અલબત હમુંને તે માટે કાંઇ વાંધો નથી. એડવર્ડ બોલ્યો "રાથ તારા ખીસા ખાલી કર."

રાથે તેમ કરયું. પણ મી૦ લૉક તુરતજ કાંઇ સમજી ગયો.

"હયાં આ તમારાં બ્રેસ્ટ પોકેત આગળ કાંઇ છે" તે રાથની છાતી આગળ હાથ મુકતાં બોલ્યો.

"હા, પણ તે જોવાને તમુને હક નથી." રાથે ગુસ્સાથી જવાબ આપ્યો.

"મને આ ચીજ આપી દો" તે શંકાથી બોલ્યો.

"રાથ તારી પાસે જેબી હોય તે એવણુને આપી દે" એડવર્ડે સુચવ્યું.

"પણ આ ચીજ કાંઇ મારી નથી. હું તો ફકત એની સંભાળ રાખુછું. શું એવણુ પાસે આ ચીજ તદન સલામત રેહશે."

"તદન-તદન" એડવર્ડે ખાત્રી આપી

રાથે તે બાજુનો દોરો ઉખેડયો અને તે વાસકુતનાં અસ્તરમાંથી એક નાનો દાબડો ખેંચી કહાડયો.

"આ સીલ કીધેલો છે, અને તે ઉખેડવાની તમુને કાંઇપણ સત્તા નથી" રાથ તે દાબડો મી૦ લૅાકને આપતાં બોલ્યો.

"એમાં શું છે?" તેણે પુછ્યું.

"મને તે ખબર નથી."

"કેવું અજાયબ જેવું. તમે આ દાબડાની આટલી બધી સંભાળ રાખો છો, તોબી એમાં શું છે તે તમે જાણુતા નથી! પણ વેલ. તમારી મરજી છે તો હું હાલતુરત આ દાબડો ઉખેડીશ નહિ. અને તમારી તપાસને દીવશે તે એમનો એમજ જડજને સ્વાધીન કરવામાં આવશે. મી૦ બ્રાયન હું તમુને હાલતુરત તમારા દોસ્તથી છુટટા પાડવા દલગીર છેઉં."

આટલું બોલતાં મી૦ લૅાક, રાથને કેદીઓની અંધારી કોટડી તરફ લઇ ગયો. એડવર્ડે થોડો વખત રાથ આગળ રેહવાની રજા માંગી લીધી. અને તે કોટડીનો મજબુન દરવાજો ઉંઘડતાં, રાથ એક ખુણામાં મુકેલા નાના બીછાણા ઉપર થાકેલી હાલતમાં, પણ ધાસ્તીનાં કાંઇપણ ચીન્હ વગર બેસી ગયો.

"હું તુંને કેટલી તસદી આપુંછ, એડવર્ડ" રાથ બોલ્યો "તું ખેતરમાં મારી શોધમા આવ્યો હતો? દોસ્ત મારે ખાતર તું તારાં કુટુંબને છોડી આવ્યો છે. અને હા, તેણીની પણ મારે ખાતર દરકાર કરી નથી."

એડવર્ડ ચોંકયો, રાથને આવા આરોપમાં ફસી પડેલો જોઇને તેનું ચીત એવું તો રોકાઇ ગયું હતું, કે તે પોતાની નાસીપાસી ઘડીભર ભુલીજ ગયો હતો.

"રાથ, કીસમત આપણુ બંનેની સાંમે છે" એડવર્ડ શોકા-

તુર અવાજે બોલ્યો "કારણ જે દોલત આપણે જે આશાથી હયાં ભેગી કરી લાવ્યા છીએ, તે સઘળી આશા જમીનદોસ્ત થઇ છે, ઓ રાથ તેણી—તેણી મને પરણી શકશે નહિ, અને મારૂં વચન તોડીને કોઇ બીજા સાથ અદરાઇ ચુકીછ."

"ત્યારે તેણી તારા પ્યારને લાયક નથી" રાથે મત આપ્યું.

"ઓ નહિ, એમ નાં બોલ રાથ તેણી એક ભલી, સાચ્ચી અને વફાદાર—અરે પણ એ હું શું બોલુંછ. હા. રાથ, તેણી મને બેવફા થઇછ. તો પણ હું તેણી માટે કાંઇ પણ અડું વીચારી શકતો નથી. પણ દોસ્ત મારાં કરતાં તો તારી મુશકેલી વધારે ગંભીર છે '

"હું તે માટે બીહતો નથી. તેઓ ખરા ગુનેહગારને શોધી કહાડશે, અને અલબત હું હ્યાંથી જલદી છુટટો થવશ. જા દોસ્ત તારે ઘરે સધાવ, અને મારે માટે કાંઇ પણ ચીન્તા નાં કર."

એડવર્ડે તે અંધારા ઓરડા આસપાસ નજર કરી. આવો સાચ્ચો, પ્રમાણીક, બાહદુર અને દયાળુ જવાન, એક નીરદોશ સ્ત્રીનું ખુન કરે, એ વીચારવુંજ તદ્દન હેમાકત ભરયું હતું

રાથે એડવર્ડ તરફ પોતાનો હાથ લબાંવ્યો, અને તેને જોરથી સેકહેંડ કરીને, પોતાની કંગાળ પથારી ઉપર અઓનાઇ ગયો.

"જા દોસ્ત સધાવ, મને ઉંઘ આવેછ, હું જરા ઠાકી ગયોછ," તે એક બગાસું ખાતાં બોલ્યો.

ઘણીજ નામરજીથી એડવર્ડ બારણા તરફ ફરીયો, પણ તેની પાછળ રાથનો અવાજ પાછો સંભળાયો.

"પેલો દાબડો, એડવર્ડ. તે કોઇ ઉઘાડશે નહિ?"

"તે માટે તરે બેફીકર રેહવું."

એડવર્ડ સેહજ થોભ્યો, કારણ તેણે વીચાર્યું કે કદાચ

રાથ એ વીશે તેની આગળ કાંઇ ખુલાશો કરશે, પણ નહિ. રાથ પોતાની પહારી ઉપર પાછો પડયો, અને દયા, દલગીરી અને ઉપકારની ભેગી લાગણીથી એડવર્ડ આશરે પાંચ મીનીટ પછી જેલરે બારણું ઉઘાડતાં, પોતાનાં દોસ્તને શાંત ઉંઘમાં પડેલો જોઇને, બંદીખાણામાંથી બ્હાર પડયો.

## પ્રકરણ ૩૭ મું.

રાલફ તે ખેતરમાથી બ્હાર પડયો. પોતાની આસપાસ સાવચેતીની નજર કરતો, અને બનતાં સુધી તેનું બદન સંકોચાવીને તે પોતાનાં ગુનાહની જગ્યાથી દુર નાઠો. આખરે તે રેતન–હોલ નઝદીક આવી પુગ્યો, અને દરવાજા આગળ સેહજ થોભતાં તેને માલમ પડયું કે અંદર સઘળું ચુપચાપ હતું. રે વાંચનાર, રેતન–હોલની અંદર સઘળું શાંત હતું, બ્હાર કુદરત પણ જાણે નચીંત ઉંઘમાં પડી હતી; પણ તે કુદરતનો એક સઉથી નાનો નજીવો ભાગ—રાલફનું મગજ અને અંતકરણ શાંત હતું નહિ. પોતે કીધેલા આ કર્પીણ ગુનાહથી તેનું અંતકરણ ગેયા બ્હારની ચુપકીદી સાથે ખુનખાર જંગ ચલાવતું હતું, અને તેનાં મગજમાં ભયનાં હથોડા થોકાતા હતા. એક મજબુત કોશેશ પછી રાલફ પોતાનાં બેડ–રૂમમાં દાખલ થયો, અને તે ઓરડામાં અહિંતહિં લતાર મારવા સાથે, પોતાની હાલતનો વીચાર કરવા લાગયો.

ખુન! ઓહ, આ નાનો ભેદી શબ્દ કેવા ભયંકાર સંજોગ નેઅ લાગણીઓથી ભરપુર હતો? આ બે અક્ષરી બોલને ઘડીભર પોતાની મરજીનું હથીયાર બનાવનાર, પાછળથી કેવો સેતાન્યતની જાળમાં ફસી પડે છે?

અફસોસ, તેણે આ શું કર્યું હતું? તેને પોતાનાં જાતભાઇનું ખુન કર્યું હતું; જે કીરતારે તેને પેદા કીધો હતો, તેનાં તે પ્રાણ પાછો લેવાનાં હક ઉપર તેણે ગોયા તરાપ મારી હતી! ખુન! અને તેબી વળી પોતાની નીર્દોશ પરણેતરનું! અને પરીણામમાં તે પરવરની અચુક ગોઠવણથી જેમ નેકીનો નતીજો સુખ અને આબાદીથી મળે છે, તેમ પાપ અને ગુનાહનો બદલો, તેની સજામાં આખેર થાય છે. હા, રાલફ, અરલ ઓફ રેતન, ઓહલી મીલકતનો માલેક, પુશકલ દોલતનો ધણી, અને સેંકડો નોકરોનો શેઠ, હવે એક કંગાળ કુટરાની માફક ફાંસીને લાકડે ચઢશે.

આ વીચારથી રાલફ પગથી તે માથાં સુધી ધ્રુજયો. ફાંસી? નહિ એમ કદી બનેજ નહિ. એ તો પીધેલાની ઝુમમાં તે આવી રીતે ગભરાતો હતો, જયારે નીતા ખરેખર તો જીવતી હતી. રાલફે સેહજ હસવાની કોશેશ કરી, પણ તે અવાજ તેનાં ગળાંમાંજ અટકી બેઠો. કારણ તે ઓરડાની આસપાસ નજર કરતાં, જે જગયાઓ ઉપર તેની લોહીથી ભરેલી આંખ્યો ફરી વળી ત્યાં સઘળે ઠેકાણે નીતાનાં મુવેલા ચેહરા સીવાય, તેને બીજું કાંઇ પણ નજર પડયું નહિ.

ત્યાર પછી તેની લાગણીનો બીજો તબકકો શરૂ થયો. નીતા, તેની બાયડી મરી ગઇ હતી, અને તેનાં રસ્તામાંથી એક સદાની નડતર દુર થઇ ગઇ હતી. હા, હવે તે મેરીને પરણવાને છુટો થયો હતો—જો તેનો ગુનાહ પકડાય નહિ તો!

"જો" આયજ નાના શબ્દ ઉપર રાલફનું મોહત યા જીંદગીનું ત્રાજવું લટકતું હતું, અને છેલ્લે પાટલે બેઠેલા એક આદમીની માફક, રાલફે હવે પોતાનાં સંજોગ સામે થવાનો નીશ્ચય કર્યો. કોઇએ પણ તેને આજે પોતાનો મેહલ છોડી જતાં

જોયો હતો નહિ. કોઇ પણ નીતા સાથની તેની આગળે દીવસની મુલાકાતથી વાકેફ હતું નહિ, અને કોઇએ પણ તેને તે છરી વડે ફટકા લગાવતાં દીઠો હતો નહિ. વાહ, ખુદ જે છરી વડે તેને ખુન કીધું હતું, તે પણ કોઇ બીજાની હતી, અને તે છરીનો માલેક હવે આ ગુનાહ માટે તકસીરવાર ઠરવો જોઇયે.

ત્યાર પછી એકાએક તેની નજર પોતાનાં દગલાની બોંય ઉપર પડેલા લાલ ડાઘ ઉપર પડી. તુરતજ તેણે આ ખુનની મુંગી સાક્ષીએ પોતાનાં બદન ઉપરથી ખેંચી કહાડી, અને તેનો કોઇ પણ રીતે નીકાળ કરી નાંખવાનો વીચાર કીધો. અલબત, તે આ કોટ કેઠે છુપાવી યા બાળી તો નાંખી શકેજ નહિ. કારણ તેનો ચાલાક બટલર પારકીન્સ પોતાનાં શેઠનાં કપડાંની ગેર-હાજરી તુરતજ પારખી કહાડશે, અને તેથી કદાચ તે કાંઇ શકમંદ બને. આખરે તેને એક વીચાર સુજયો. પોતાની ડરે-સીંગ ટેબલ ઉપરથી એક સપન્જ ઉંચકીને તેને પાણીમાં બોળાયું, અને ત્યાર પછી ઘણીજ સંભાળથી તે લાલ દાઘ ધોઇ નાંખીને તે સપન્જ પોતાની પાસે પડેલી સગડીમાં બાળી નાંખ્યું. ત્યાર પછી પોતાનો કોટ વખાતો કરીને તે બીછાણા ઉપર પડયો, અને પોતાનું ઢગઢગતું માથું શાંત પાડવાની કોશેશ કરી. પણ ફોકટ. મીઠ્ઠી ઉંઘ તેનાં જેવા ખુનીઓને ફાળે આવતી નથી, અને જે વેળાએ તે પોતાની આંખ્યો બંધ કરતો, તેજ વેળાએ તેનાં મગજની સાંમે તેનાં ગુનાહનો સામટો ઇનતેખાબ પાછો શરૂ થતો હતો.

રાલફ જો કે ધાસ્તીથી નસેનસ ધ્રુજતો હતો, છતાં અફ-સોસ, નીતા માટે તેનાં અંતકરણમાં સેહજ પણ દયા યા પશ્ચાતા-પનો અંસ હતો નહિ. તેને આ સ્ત્રીને ધીક્કારી હતી, તેણીએ તેની ઇચ્છાને જમીનદોસ્ત કીધી હતી અને તેથી જે છરી વડે

તેણે તેણીનો કાંટો કાઢી નાંખ્યો હતો, તેજ છરી વડે હવે તેણે આ અટકાવને પણ તોડી નાંખ્યો હતો, અને તે માટે રાલ્ફને શેહજ પણ પશ્ચાતાપ ઉપજયો નહિ.

સહવાર પડી—તે એક થંડી ધુમ્મસથી ભરેલી સહવાર હતી. અને જ્યારે આફતાબનાં પેહેલ્લાં સોનેરી કીરણો રાલ્ફનાં બીછાણા ઉપર પડયાં, ત્યારે દુખની એક હાય સાથે તેને વીચારયું, કે જો તેનો ગુનાહ પકડાઇ જાય તો આવી બીજી કેટલી સહવારો તે જોઇ શકશે?

તેને સારી રાત ઉંઘ વગર પસાર કરી હતી. અને હમણા પણ રાલ્ફે પોતાનું બીછાણું છોડવાનું દાહપણ ધાર્યું નહિ. પોતાનો શર્ટ અને કોટ બરાબર સુકાયલો જોવા પછી, તે પાછો બીછાણે પડયો, અને રાબેતા મુજબ પારકીન્સની આવવાની રાહ જોવા લાગ્યો.

આ ભલો બતલર રોજ આશરે નવ વાગે તેને ઉઠાડવા આવતો હતો, પણ આજે તો સાડા આંઠની પણ અગાઉ તેનાં ઓરડાનું બારણું ઉંઘડયું. અને પારકીન્સ ગભરાયલે ચેહરે ત્યાં દાખલ થયો. રાલ્ફ જાણે કેની એક ઉંડી ઉંઘમાં હોય એવી રીતે સુઇ રહયો. અને પારકીન્સ પગનાં અંગોઠા ઉપર ચાલીને પોતાનાં શેઠનો "તોઇલેત" નો સઘળો અસબાબ ટેબલ ઉપર ગોઠવવા લાગ્યો. આખરે રાલ્ફની ધીરજ ખુટી, અને એક મોટાં બગાસાં સાથે તે બીછાણા ઉપર ખડો બેઠો.

"કેટલા વાગ્યા. પારકીનસ?"

"સાડા આંઠ મારા લોર્ડ."

"ત્યારે તેં આજે મને જલદી ઉઠાડયો" રાલ્ફ ઠપકાનાં અવાજે બોલ્યો.

"હું દલગીર છું. મારા લોર્ડ. પણ–પણ ગઇ રાતે કાંઇ અસાધારણ બનીયું છે. અને–અને હું તમુને ગઇ રાતેજ સજાગરૂ કરવા ધારતો હતો."

એકવાર ફરીથી રાલ્ફે એક મોટું બગાસું ખાધું.

"શું બનીયું પારકીનસ" રાલ્ફ પોતાનો ચેહરો છુપાવાની કોશેશ કરતાં બોલ્યો.

"ગઇ રાતે એક અકસમાત–નહિ મારા લોર્ડ—આપણી બાજુનાં દેવનશાયર ખેતરમાં ખુન થયું છે" પારકીનસ જે કોટ રાલ્ફે પેહડયો હતો તેને બ્રશ મારતાં બોલ્યો.

"ખુન! હા, હશે કોઇ બે ખેડુતો મરાયા હશે, અને પરીણામમાં એકે બીજાનું ખુન કીધું હશે. કેમ એમજ કેની?"

"નહિ મારા લોર્ડ, તે કાંઇ ખેડુત નથી. એ તો એક સ્ત્રીનું ખુન થયું છે."

"એક સ્ત્રી?" રાલ્ફ અતયંત અજાયબીથી ખોલતો સંભલાયો.

"હા, મારા લોર્ડ આ કમનશીબ સ્ત્રીનાં બદન ઉપર છરીનાં ત્રણ ઉંડા જખમો જોવામાં આવ્યા છે. ગરીબ બીચારી તેણી કાંઈ બદકાર બદમાશનો નીર્દોશ ભોગ થઇ પડી છે."

"તેણી ક–કોણ છે અને રાતની વખતે ત્યાં શું કરતી હતી."

"કોણ જાણે મારા લોર્ડ, તે વીશે કોઇ જાણતું નથી."

"પણ ત્યારે તેં મને ઉઠાડયો કેમ નહિ. હું કાંઇ મદદ કરી શકતે."

"હું જાણતો હતો કે ગઇ રાતે તમે ઘણી ઠાકેલી હાલતમાં બીછાણે ગયા હતા, અને તેથી મેં તમુને હરકત કરવા દરૂસ્ત ધાર્યું નહિ."

રાલફે છુટકારાનો દમ ખેંચ્યો, પણ આ બાબદ પોતાની તરફેણમાં લેવાને તે ચુકયો નહિ.

"ઘણો નેક વીચાર. ગઇ રાતે મેં જરા વધુ લીધેલો હોવાથી હું કાંઇ ઘણી સારી હાલતમાં હતો નહિ, અને તેથી બીછાણા ઉપર પગ મેળનાંજ, તું મારી આગળથી જવા પછી હું ભર ઉંઘમાં પડયો. તુંને યાદ છે પારકીનસ?"

"હા, મારા લોર્ડ."

"અને હમણા તું હયાં આવ્યો ત્યારે પણ હું ઉંઘાયલોજ હતો."

"હા, મારા લોર્ડ."

"પણ તે છતાં તેં મને જગાડયો હતે તો વધારે બેહતર. હું આ ચંડાળ ખુનીને પકડી આપવામાં તમુને મદદ કરતે."

"સારાં નશીબે આપણુને તેવી કાંઇ પણ જરૂર પડી નથી."

રાલફ ચોંકયો.

"એટલે?" તે મોટેથી બોલ્યો "ત્યારે શું ખરો ખુની પકડાયોછ?"

"હા, મી૦ વરકલી નામનો એક શખશ—કે જે એક વેળા તમારી આગળ આવેલો મને યાદ છે—તેણે આ ખુનીને તેણીની લાશ આગળ બેઠેલો પોતાની નજરોનજર જોયો હતો. ના, એટલુંજ નહિ, પણ જે છરી વડે તેને ખુન કીધું હતું તે છરી પણ તેની પોતાની હતી."

ખુશાળીનો એક જબરદસ્ત ઝટકો રાલફનાં દીલમાંથી પસાર થઇ ગયો...કર્મ, કીસમત, સંજોગ, એ સઘળા તેની મદદે ધસી આવ્યા હતા.

"આ ઘણી તાજુબીભરેલી ખબર છે, પારકીનસ" તે

કઠોર અવાજે બોલ્યો "આ ખુનીનું નામ શું છે?"

"મેં તે સાંભળ્યું નહિ. પણ મી૦ ગ્રે બોલતા હતા કે તે મી૦ એડવર્ડ બ્રાયનનો મીત્ર થાય છે."

"પણ મી૦ બ્રાયન હમણા કાંઇ ઇંગલેંડમાં નથી."

"તેવણ ગઇ સાંજેજ હયાં આવ્યા હતા, અને જયારે મી૦ વરકલી અને બીજાઓ આ ખુનીને જેર કરવાની કોશેશ કરતા હતા, ત્યારે તેવણ ત્યાં જઇ પુગ્યા, અને પોતાનાં દોસ્તનાં અપરાધ માટે જોખમદાર રેહવાને જણાવ્યું હતું."

રાલફ એક કુદકા સાથે પોતાનાં બીછાણાંમાંથી બ્હાર પડયો. પણ તે એટલો તો લઠડી પડયો, કે પારકીનસને મદદનો હાથ આપવાની ફરજ પડી.

"ગઇ રાતે હું ઘણોજ કઢંગી હાલતમાં હોવશ પારકીનસ" તે પોતાનું માથું પકડતાં બોલ્યો "અલબત મને ઘણો વીસ્કી સડતો નથી. અને તેની અસર હજુણ મને માલમ પડેછ. ગઇ રાતે હું કેટલે વાગે સુવા ગયો હતો? તુને કાંઇ યાદ છે?"

"દશ ને પાંચ મીનીટે મારા લોર્ડ પારકીનસ વીચાર કરીને બોલ્યો.

"દશ-ને-પાંચ. મીનીટે" રાલફ દરેક બોલ ઉપર ભાર મુકતાં બોલ્યો. કારણ તે બીહતો હતો કે જો દઇવયોગે આ કેસ તેની સાંમે ઉલતાય તો જરૂર પડવે તેનો આ બતલર તેની તરફેણમાં સાક્ષી આપી શકશે "જા મારો નાસ્તો તૈયાર કર."

તે બતલર ગયો. અને રાલફ પોતાનો "તોઇલેત" ખલાસ કરવા પછી નીચે દાઇનીંગ રૂમમાં દાખલ થયો. અલબત નાસ્તાનું તો ફકત નામજ હતું. પણ ચાહેના ત્રણ ચાર કપ

બોટી જવા પછી રાલફ તે દીવસનું ન્યુસપેપર વાંચવા લાગ્યો. પણ તેવામાં એક બતલર ત્યાં દાખલ થયો.

"લોર્ડ હેથરલી, મારા લોર્ડ."

"અંદર મોકલ" અને પોતાનો ભાગ શાંતીથી ભજી બતાવવા રાલફ તૈયાર બેઠો.

લોર્ડ હેથરલી એક લાકડીનો તેકો લઇને ત્યાં આવી પુગ્યો અને રાલફને જોતાં તે તુરતજ બોલ્યો.

"તેં–તેં આ ખબર સાંભળી કે રાલફ ?"

"મને તે હમણાજ ખબર પડી છે. પણ મેરી, મેરી એ જાણેછ કે ?"

"હું નહિ ધારતો. રાલફ, ઘણોજ કમનશીબ અને ગંભીર બનાવ બનીયોછ, ગંભીર એટલા માટે કે દેવનશાયરમાં આવો બનાવ પેહેલ્લોજ છે, અને તે ખુદ તારી માલેકીનાં ખેતરમાં બનવા પામ્યો છે. તું આ કમનશીબ સ્ત્રીને ઓળખેછ કે ?"

રાલફે દોકું ધુણાવ્યું. તે કાંઇપણ બોલી શકયો નહિ. ટેબલ ઉપરની દરેક ચીજ તેની સાંમે દાનસ કરવા લાગી. અને તે લોર્ડ હેથરલીને ગોયા ધુમમ્મસમાંથી જોવા લાગ્યો.

"તેણી એક ગાનારી એકત્રેસ છે" હેથરલીએ આગળ ચલાવ્યું "અને હમણા જે નાટકી ટોળી હયાં આવી છે તેમાંની તેણી એક હતી. તેણી મેડમ નીતાનાં નામે ઓળખાતી હતી."

રાલફ કોફીનું એક બીજું કપ લેવા જતો હતો. પણ તેનો હાથ એટલો તો ધુજયો. કે તે પ્યાલું તેનાં હાથમાંથી પડી જઇને તુકડે તુકડા થઇ ગયું.

"એક્ષકયુઝ મી૦ હેથરલી" તે બોલ્યો "આજે સહવારની મારી તબીયેત નાદરૂસ્ત છે. ખરી વાત તો એ છે કે ગઇ રાતે મેં જરા વધારે લીધો હતો અને——"

"હા, મને પણ એમ દેખાયછ. રાલફ તું જરા વધારે સંભાળ રાખે તો સારૂં. બેહતર કે દારૂ પીવાનો તું તદન માંડીજ વાળે" હેથરલી દલગીર અવાજે બોલ્યો.

"અલબત-અલબત" રાલફે નીચી મુંડીએ જવાબ આપ્યો "તેણીનું નામ તમે શું કહ્યું. નોતા—નીતા ? વેળ, એ નામ મેં આજેજ સાંભળ્યું."

"અને તેણીનું નામ હેંડબીલોપર વાંચવા સીવાય હું પણ તેણી માટે કાંઇ વધુ જાણતો નથી. તેઓએ એક જવાનને પકડયો છે " રાલફે ડોકું ધુણાવ્યું " પણ, સૌથી અજાયબ જેવું તો એ છે કે આ જવાન એડવર્ડ બરાયનનો મીત્ર થાય છે."

"ચોરનો ભાઇ ઘંટી ચોર" રાલફ ધીમેથી બોલ્યો.

"એટલે ? તું શું કેહવા માંગેછ, રાલફ" હેથરલી ગુસ્સાથી બોલ્યો "એડવર્ડ માટે હજુણ કોઇએ પણ આડો સખુન કાહડવાની હિંમત કરી નથી. તે એક ભલો, સાચ્ચો, પ્રમાણીક અને સારા ખાનદાનનો નબીરો છે."

"પણ તેનો દોસ્ત અને સાથી એક નીર્દોશ અબળાનું ખુન કરવાને પણ ચુકયો નથી" રાલફે તાણો માર્યો.

લોર્ડ હેથરલી પોતાની ખુરસી ઉપરથી ખડો થયો.

"એ તદન ગલ્લત ગેરવાજબી છે. ખબરદાર રાલફ, એડવર્ડ સાંમે બોલાયલો એક પણ સખુન હું સાંખી શકીશ નહિ. ખુન થવા પછી તે ત્યાં આવી લાગ્યો," અને તે માટે તે કાંઇ પણ તકસીરવાર નથી. રાલફ, હું ઇચ્છુંછ એડવર્ડને તું જરા બરાબર ઓળખી શકે."

"હા, હું તો એટલુંજ જાણુંછ કે મી૦ બરાયન એક રખડતો આદમી છે, અને તેવા માણસો બાજે વેળા પોતાનાં મીત્રોની પસંદગીમાં કાંઇ ઘણી સંભાળ રાખતા નથી. તેનો

દોસ્ત આ બાઇની લાશ આગળ મળી આવ્યો હતો, અને પાછળથી પેલી છરી મળતાં તેણે કબુલ્યું હતું કે આ છરી તેની પોતાની હતી——"

"હા, હા, પણ આપણને તો તેની મતલબ શું હતી તે તપાસવાનું છે" હેથરલી શંકાથી બોલ્યો "તે તો ફક્ત ગઇ સાંજેજ એડવર્ડ સાથે હયાં આવ્યો છે."

"પણ તેથી શું થયું" રાલફ ગુસ્સાથી બોલ્યો "આ માણસ સાંમે એવા મજબુત પુરાવા છે કે કોઇ પણ જડજ તેને ગુનેહગાર ઠેડવ્યા વગર રેહશે નહિ. તપાસ કયારે છે ?"

"આવતી કાલે સહવારે" હેથરલી એક ધીમાં નીસાસા સાથે બોલ્યો "પણ હું અજાયબ થાઉંછ, રાલફ, કે હયાં ઇંગલેંડમાં પગ મુકતાંજ આ જવાન તે ખેતરમાં કેવી રીતે આવી પુગ્યો, અને એક સ્ત્રીનું ખુન કરવાને તેને શું કારણ મળીયું હશે ?"

રાલફે પોતાનાં ખભાં ચહડાવ્યાં. કીસમત હમણા ગોયા તેની આગળથી ઉડી જતું હતું, તોપણ સંતોષની હાય સાથે રાલફે વીચારયું કે આખરે તો તે સલામતીનાં કીનારાની ઘણો નઝદીક હતો.

"કારણ શોધવાનું કામ મેજીસ્ટરેટ અને જ્યુરીનાં હાથમાં છે, અને અલબત હેથરલી આપણને તે તુરતજ માલમ પડશે. પણ મેરી કેમ છે ?"

"તેણી આજે કેટલોક વખત થયો બેચેન જેવી ફરીયા કરેછ." હેથરલી ઉદાશીથી બોલ્યો "અને ગઇ કાલે હું તેણીને કહયા વગર તેણી માટે લંડન કોઇ મોટા દાકતરની સલ્લાહ લેવા ગયો હતો. તેણી મને લેવા સ્ટેશન ઉપર આવી હતી, પણ હું ટરેન ચુકી જવાથી તેણી ઘરે એકલીજ પાછી ફરી હતી.

હું ઇચ્છુંછ કે તેણી આગળનાં જેવીજ હસમુખી બને.”

“બનશે બનશે” રાલફ ઉશકેરાઇને બોલ્યો “આ નાપાક મુજી ચંદાલ ખુનીને તેને ફેજે બરાબર પુગાડયા પછી મેરી હેથરલીને લેડી–રેતન તરીકે એક, હસમુખી રૂપસુંદરી બનાવાની હું પુરતી સંભાળ લેવશ.”

પોતાનાં ભવીષ્યનાં જમાઇને આવી રીતે આ ગુનેહગાર સાંમે એકદમ ઉસકેરાયલો જોઇને, લોર્ડ હેથરલી ઘણો અજાયબ થયો, અને ત્યાર પછી રાલફને શેકહેંડ કરીને ત્યાંથી વીદાય થયો.

## પ્રકરણ ૩૮ મું.

અંગ્રેજીમાં કેહતી છે કે “આવતા બનાવો પોતાનો પડછાયો આગળથી નાંખે છે,” તેમ નીતાનું ખુન થયું તે દીવશે રાતે સ્ટેલા નચીંત જીવે ઉંઘાઇ શકી નહિ. જો કે ભલી નીતાની સંભાળથી તેણીનો પગ હવે ઘણો નરમ પડયો હતો, છતાં કાંઇ ન જણાયલી ધાસ્તીથી તેણી ઘણાજ બેચેન જીવે નીતાની ગહ જોવા પછી પોતાને બીછાણે ગઇ. ભયકાર સ્વપણાઓ તેણીની હંમેશની શાંત ઉંઘમાં ખલલ કરતા હતા, ધ્રુજતાં જીગરે તેણી નીતાનાં પગલાંનો અવાજ સાંભળવા ત્યાં જાગતી પડી, અને જયારે આખરે તેણીને ઉંઘનો ઝોકો આવ્યો, ત્યારે બારણા આગળ કાંઇ ખખડાતથી તેણી પાછી જાગી ઉઠી.

“એ કોણ નીતા કે?”

એક તડાકા સાથે તે બારણું ઉઘાડયું, અને તેઓની ઘરવાળી મીસીસ સ્મીથ તે ઓરડામાં ઘણીજ ગભરાયલી હાલતમાં દોડી આવી.

"શું છે, મીસીસ સ્મીથ?" સ્ટેલાએ પુછયું "નીતા ક્યાં છે?"

"ઓહ, હું તે તમુને કેવી રીતે જણાઉં"

"બોલી દો જલદી" સ્ટેલા ઝડપથી પોતાનાં કપડાં બદલતાં બોલી "શું તેણી ઘણી-ઘણીજ બીમાર છે? મને તેણી આગળ લઇ જાઓ."

"તમે કયાં જશો, તેણી તો મરી ગઇછ" તે ઘરવાળી ધ્રુજતા અવાજે બોલી.

"મરી ગઇ? એ શું બોલોછ, તેણી આજે સહવારે હયાંથી ગઇ ત્યારે તો તદન તંદરોસ્ત હતી. મરી ગઇ?

"હા, ગરીબ બીચારી તેણી ઘણાજ કમોહતે મરી ગઇછ. તેણીનું ખુન થયુંછ."

સ્ટેલા એકદમ ચોંકી. આ ભલી નીર્દોશ સ્ત્રી કે જેણીએ તેણીની આટલી માવજત કરી હતી, તેણો હમણા શા કારણે એક ખુનીનો ભોગ થઇ પડે એ વીચારવું ઘણું મુશકેલ હતું.

"મને કહો એ કેમ બન્યું" સ્ટેલા ગુંગળાતા સાદે બોલી "ખુન, ઓ નહિ નહિ હયાં કાંઇ ગંભીર ભુલ થઇ છે."

"એ સઘળું ખરૂં છે, અને તે માટે તપાસ કરવા હયાં પોલીશનાં માણસો તમારી રાહ જોતા આગલા ઓરડામાં બેઠા છે, તેઓએ નીતાનો ઓરડો તપાસ્યો છે."

"મને મદદ કરો" સ્ટેલા પોતાનાં કપડાં તે ઘરવાળીને આપતાં બોલી "પણ આ બનાવ કયાં અને કયારે બનયો?"

"ગઇ રાતે દેવનશાયર ખેતરમાં" મીસીસ સ્મીથ ધીમાં અવાજે બોલી "ઓ નહિ તમે રડો નાં, તેણી તો હવે સુખી થઇ છે, અને શુકાનાં કે તેઓએ ગુનેહગારને પકડયો છે."

"પણ—પણ તેણીને મારી નાખવાની મતલબ શું ?" સ્ટેલાએ આતુરતાથી પુછ્યું.

"કોણ જાણે, પણ હયાં લોકોને મોંધેથી એવું સંભળાય છે કે તે હયાં ઇંગલેંડમાં તદન અંજાણો છે. અલબત તે નીતાને ઓળખતો હોવો જોઇયે. ચાલો બાઇ તેઓ તમારી રાહ જોતા હશે, કારણ પોલીશનાં માણસ સાથે મી૦ વરકલી નામનાં એક ગ્રહસ્થે તમુને ત્યાં જલદી લાવવાની મને તાકીદ કરી છે."

"હું તઇયાર છું" સ્ટેલા બોલી.

તેઓ આગળા હોલમાં ગયાં, મી૦ વરકલી, ડીટેક્ટીવ મી૦ ગ્રીન સાથે ટેબલ ઉપર પડેલાં તેણીનાં કાગળ અને બે ચાર દાબડાઓ તપાસતો ઉભો હતો. તેનો ચેહરો તદન ફીકકો હતો, અને તેની આંખ્યોમાં કીનાની કાંઇ એવી રોશની દેખાતી હતી, કે ત્યાં દાખલ થતાંજ, સ્ટેલા આ બંનેને જોઇ ધ્રુજવા લાગી.

"મેડમ નીતા સાથે રેહનાર આયજ જવાન બાનુ છે" ઘરવાળીએ કહયું.

"હમે તમુને હરકત કરવા ઘણા દલગીર છીએ" ડીટેક્ટીવ બોલ્યો "પણ અલબત હમુને હમારી ફરજ બજાવા તમારી મદદ જોઇયે છે. તમારૂં નામ શું જી."

"મીસ સ્ટેલા મોરડાન્ટ."

"ત્યારે તમે આ બાઇ વીશે જે સઘળું જાણતાં હોવ તે હમુને જણાવો. મીસ મોરડાનટ" ડીટેકટીવ બોલ્યો "આ ગ્રહસ્થ મી૦ વરકલીને એ બાબદમાં ઘણો અતલગનો સંબંધ છે, તેથી તમે સઘળી ખરીજ હકીકત જણાવશો."

સ્ટેલાએ વરકલી ગમ નજર કરી, અને તેણે પોતાનું માથું નીચે નમાવી દીધું.

"હું–હું તેણીને ચાહતો હતો, અને તેણીનાં ધણી વીશે ખબર કાહડીને હું તેણીને પરણવાનો ઇરાદો રાખતો હતો" વરકલી ધ્રુજતે અવાજે બોલ્યો.

"હું તે જાણું છ, તેણીએ તમારે વીશે મારી આગળ વાત કીધી હતી" સ્ટેલા દલગીર અવાજે બોલી "અલબત તેણી એક ઘણીજ ભલી અને માયાળુ સ્ત્રી હતી. એક દીવશે કાંઇ અકસમાતથી મારો પગ લચકાઇ ગયો, અને જયારે હું હયાં તેણીનાં ઘર આગળ ઉભી હતી, ત્યારે તેણીએ મને પોતાનાં ઘરમાં આશરો આપ્યો, અને મારી એક બેહન તરીકે સારવાર કરી. તેણીએ પોતાની જીંદગીની થોડીક હકીકત મને કહી હતી, દાખલા તરીકે તેણી પરણેલી હતી, અને તેણીનો ધણી તેણીને તજી ગયો હતો."

"તમે હયાં રેહવા પછી કોઇ તેણીને મળવા આવ્યું હતું. મીસ મોરડાનટ?" ડીટેકટીવે પુછ્યું.

"નહિ, મારા પગને લીધે હું આખ્ખો વખત ઘરમાંજ રેહતી હતી, અને તેણીને કોઇ પણ મલવા આવ્યું નથી."

"તેણીની ચાલચલણ વીશે તમે કાંઇ જાણો છો?"

"તે વીશે મને કાંઇપણ શક નથી. પણ ગઇ પરમ દીવસની રાતે તેણી ઘરે મોડી આવી હતી,"

દીતેકટીવે નોંધ કરી લીધી.

"તેણી કયાં ગઇ હતી એ વીશે તમુને કાંઇ જણાવ્યું હતું? તેણી કોઇને મળી હતી એવું તમુને કાંઇ યાદ છે?"

"નહિ, પણ તે દીવશે સાંજે તેણી બારી આગળ ઉભી હતી ત્યારે એકાએક તેણી બોલી હતી કે તેણીએ પોતાનાં ધણીને જોયો હતો."

દીતેકતીવે પાછી નોંધ લીધી.

"તમે તેને જોયો હતો. મીસ મોરડાનટ? દીતેકતીવે પુછ્યું.

"નહિ, હું તે વેળા આ સોફા ઉપર હતી પણ તેણીનો સાદ સાંભળવા પછી તેણી આગળ દોડી ગઇ."

"બરાબર એજ તેણીનો ધણી હોવો જોઇયે. તેણીએ તેને શોધી કહાડયો, અને પાછળથી રાતે તેને મલવા ગઇ હશે. પણ આ ચંદાલે તેણીને ફરેથી બાજે દીવશે પાછી બોલાવી અને ત્યાં તેણીનું——" વરકલી બોલતાં અટકી પડયો.

"તમે ખોટા છો, મી૰ વરકલી" દીતેકતીવ તુરતજ બોલ્યો. "તમારે યાદ રાખવું જોઇયે કે બંધવો ગઇ રાતેજ પોતાનાં મીત્ર સાથે હયાં આવ્યો હતો."

"હા, લોકો એમ કહેછ, પણ હું તે માનતો નથી." વરકલી બોલ્યો.

"બસ તમે આ બાઇ વીશે એટલુંજ જાણોછ. મીસ મોરડાનટ?

સ્ટેલાએ ડોકું ધુણાવ્યું.

"ત્યારે મેહેરબાની કરીને તમે આજે જે હમુને જણાવ્યુંછ તે કોઇને પણ કેહશો નહિ. આવતી કાલે તપાસ નીકલનાર છે, અને હું ધારૂંછ કે ત્યાં તમારી જુબાનીની જરૂર પડશે. તમે હયાંજ રેહવોછ?"

"હા." સ્ટેલા અચકાતાં બોલી. ગરીબ બીચારી તેણી કયાં જઇ શકે!

ધીમેથી દીતેકતીવે તે ઓરડાનું બારણું ઉઘાડયું, અને સ્ટેલા નવધાર આંસુઓ સાથે તે ઓરડામાંથી બ્હાર પડી.

"હયાં કાંઇ મોટો ભેદ છે મી૰ વરકલી" સ્ટેલા ગયા પછી દીતેકતીવ બોલ્યો "અને આ કેસ તમે ધારોછ એટલો

સેહલ નથી. જો આપણે એવી રીતે પુરવાર કરવાની કોશેશ કરીયે કે આ બાઇ પોતાનાં ધણીને મલવા બે રાત અગાઉ ગઇ હતી એટલે ગઇ પરમ દીનની રાતે ગઇ હતી, તો બંધવાનું નીદોંશપણું પોતીકી મેળે સાબેત થાય છે. કારણ મી૦ એડવર્ડ બ્રાયનની સાક્ષી પ્રમાણે આ બંને જણાઓ ફકત ગઇ રાતેજ આવ્યા હતા, એ માટે મને સેહજ પણ સંદેહ નથી."

"પણ જે શખશને તેણીએ બારીએથી જોયો હતો તે તેણીનો ધણીજ હતો" વરકલી તુરતજ બોલ્યો.

"તેણીનું આખું નામ શું છે?" દીતેકતીવે પુછ્યું.

"મને તે ખબર નથી. હું તો ફકત તેણીને મેડમ નીતાનાં નામથીજ ઓળખતો હતો."

"પણ ત્યારે તેણીનાં લગનની સરતીફીકેત આપણને શોધી કહાડવી જોઇયે. ખચીત તે હયાં તો નથીજ."

"તેણીની લાશ ઉપર હશે."

"તે બનવાજોગ નથી" દીતેકતીવે કહયું "તમે કહોછ તેમ જો તેણીનો ધણી એક લફંગોજ હોય તો પછી પોતાની પાસે આ સરતીફીકેત રાખીને તેણી કદીપણ તેને મલવા જવાની હિંમત કરે નહિ. ખરૂં કહું તો હું આ ખુનનું કારણ સમજી શકતો નથી. તેણી એક ખુબસુરત સ્ત્રી હતી કે જેને મેળવવા ઘણા જણા મગરૂર બની શકે, તેણીની આવક પણ મોટી હતી, અને જયાં સુધી તેણી પોતાનાં ધણીને કોઇ રીતે એક નડતર સમાન હોય, યા તો તે પાછો પરણવા ધારતો હોય——"

"તમારી આ સઘળી અટકળો મારી ઉપર કાંઇ પણ અસર કરતી નથી મી૦ ગ્રીન" વરકલી પાછો ચીરડાઇને બોલ્યો. "આ બંધવાની સાંમે ઘણા મજબુત પુરાવા છે——"

"તોપણ તે આ કમનશીબ સ્ત્રીનો ધણી છે, એવું હું માનતાં અચકાઉંછું" દીતેકતીવ બોલ્યો.

"નહિ, મારી તો એ વીશે ખાત્રી છે, અને હું તેને ફાંસીને લાકડે ચઢાવવાની પુરતી સંભાળ રાખીશ." વરકશી દાંત્યાં પીસતાં બોલ્યો.

* * * * *

રાથને બંદીખાનામાં મુકી આવવા પછી ઘરે પાછો ફરતાં એડવર્ડે પોતાનાં કુટુંબને ઘણીજ ઉસકેરાયલી હાલતમાં દીઠું. તેઓ સઘળાં તેની આસપાસ ફરી વળ્યાં, અને એડવર્ડે પોતાનો સઘળો હેવાલ કેહવા માંડયો. વાંકુરનાં ટાપુ ઉપર તેની રાથ સાથની જીંદગી, અને હયાં આવવા પછી જે આફતમાં તે. રાથ, સપડાઇ ગયો હતો તે સઘળું તેઓ ઘણાજ ધ્યાનથી સાંભળતાં હતાં. અત્યંત અજાયબીથી તેઓએ તે સોનાની ખાણ વીશે સાંભળ્યું, પણ આજે રાતનાં બનાવ સાથે સરખાવતાં તેઓને તે ખબર ઘણીજ નજીવી માલમ પડી. મેરી એડવર્ડને બેવફા થઇ હતી એ વાત પણ પેલાં ખેતરમાં થયલાં ખુનની આગળ કુચ્છ બીસાદમાં હતી નહિ.

"તારી ખાત્રી છે કે તે નીર્દોશ છે એડવર્ડ?" સઘળી વાત સમજી રહયા પછી સર ગીલબરતે પુછ્યું.

"હા પપા, જેટલો હું નીર્દોશ છું. તેટલોજ મારો દોસ્ત પણ છે. રાથ એક ખુની? અરે પપા જે માણસ ખુદાની પેદા કીધેલી સઉથી નજીવી ચીજને બચાવવા એક પલવારમાં પોતાનો જાન જોખમમાં નાખે તે માણસ આવી દયાહીણ રીતે એક લાચાર સ્ત્રીને મરતી બચાવવા એવી તો પોતાની જીંદગી સેંકડો વખત પણ જોખમમાં નાખવાને કદી પણ પાછળ હઠે નહિ. અલબત તેની સામે ઘણાં મજબુત પુરાવા છે, તોપણ રાથને ખુની વીચારવો એ તદન બેહુંદું છે."

"ત્યારે તો તુંને ફકત એકજ ચીજ કરવાની બાકી છે અને

તે એ કે કોઇ સોલીસીટરની સલ્લાહ લેવી. તારો દોસ્ત નીર્દોષ છે, ખરો ગુનેહગાર કોઇ બીજો છે. તો મી૦ ગ્રેનને બચાવવા આપણી પેહેલ્લી ફરજ તે ગુનેહગારને પકડી આપવાની છે. જા દીકરા આવતી કાલે સહવારે—પણ સહવાર તો લગભગ પડવા આવીછ—મી૦ બુલપીત આગળ જઇને એ બાબદ તેવણની સલ્લાહ લે. તમે સઘળા હવે બીછાણે જાઓ, હું એડવર્ડ સાથે કાંઇ ખાનગી વાત કરવા માંગુછ" સર ગીલબરત પોતાનાં કુટુંબ તરફ ફરતાં બોલ્યો.

તેઓ ગયા પછી તેનો પીતા બોલ્યો.

"તારાં મમાંએ મેરી વીશે મને કહયું છે. દીકરા, હું ઘણો દલગીર છું."

"મારૂં કીસમત પપા," એડવર્ડ દલગીર અવાજે બોલ્યો "મેરીએ પોતાની રાજીખુશીથી એમ કરીયું છે. અને–અને હું ઇચ્છુંછ કે તેણી સુખી રહે. પણ લોર્ડ રેતન કરતાં જો કોઇ બીજા જવાન સાથે—અરે પણ હું લોર્ડ રેતનને ફોકતનો ગેર-ઇનસાફ કરૂંછું."

"વેલ, લોર્ડ રેતન વીશે મને પણ કાંઇ ઘણું ઉંચુ મત નથી. તે તારાં સૂખની અડે આવ્યો છે અને મારાં સાંભલ-વામાં આવ્યુંછ એડવર્ડ, કે તે હમણા કેટલો વખત થયો પુશકળ દારૂ પીએ છે. અને શરત અને જુગારમાં પોતાનો સઘળો પૈસો બરબાદ કરેછે."

"ખુદા મેરીને બચાવે" એડવર્ડ ગંભીર અવાજે બોલ્યો.

"દીકરા, એક સ્ત્રી દોલત અને દરજ્જા ઉપર બીજી કાંઇપણ ચીજ કરતાં વધારે જલદીથી લલચાઇ જાય છે. પણ તેમ મેરી હેથરલી વીશે એવું વીચારવું એ પણ કાંઇ ઘણું વાજબી કેહવાય નહિ."

" હયાં કાંઇ ભેદ છે. પપા " એડવર્ડ નાસીપાસીથી બોલ્યો પણ હવે તો જે બન્યુંછ તે મુંગે મોહડે ખમવા શીવાય મારો છુટકો નથી. જોવ મારો દોસ્ત પોતાની મુશકેલી સાંમે કેવી હિંમતથી જુએ છે, અને હું પણ તેનેજ પગળે ચાલીશ."

સહવાર પડતાં એડવર્ડ ઉતાવળે નાસ્તો લઇને મી૦ બુલપીતની ઓફીસમાં ગયો, પણ જેમ હંમેશ બનેછ તેમ જે ચીજની આપણને ઘણી જરૂર હોય છે તે ચીજ આપણને જલદી મળતી નથી. તેમ એડવર્ડને તુરતજ ખબર પડી કે મી૦ બુલપીત કાંઇ કામ માટે ગઇ સાંજના લંડન ગયા હતા, અને તેવણ ઉપર જલદી ઉપડી આવવાનો તાર કરવા કહીને, એડવર્ડ પોલીશ સ્ટેશન ઉપર રાથ આગળ ગયો

તે પોતાની કોટડીમાં ઘણા ગંભીર ચેહરે લતાર મારતો હતો.

" કેમ છે રાથ " એડવર્ડનો અવાજ સાંભળતાં તે એકાએક ચાલતો અટકી પડીને બોલ્યો.

" હું સારીકાની છું " રાથે જવાબ આપ્યો " કેમ પેલો મલ્યો કે ? "

" નહિ, પણ તેને શોધી કહાડવા માટે બનતી કોશેશ કરવામાં આવે છે."

" એડવર્ડ, મારી એક અરજ છે " રાથ એકાએક એડવર્ડનો હાથ ઝાલતાં બોલ્યો " મને હવે હયાંથી જલદી છુટટો કર. હયાં પુરાઇ રેહવાથી હું સ્ટેલાને માટે શોધ ચલાવી શકતો નથી, અને જે મકશદથી હું હયાં આવ્યો છું તેમાં મારી સઘળી આશા ઉંધી વળી જાય છે. જો તેણી મને હયાં નહિજ મળશે તો હું પાછો મારા ટાપુ ઉપર જઇને તેણીની યાદમાં મારા દહાડા પુરા કરીશ."

ગરીબ બીચારો રાથ. તે હમણા કેવા ભયમાં હતો એ વીશે એડવર્ડ તેને શું કહી શકે?

"આપણે તેણીને શોધી કહાડશું" એડવર્ડ પતામણા અવાજે બોલ્યો "અને થોડાજ વખતમાં હવે તું છુટટો થશે. મેં મારા સોલીસીટર મી૦ બુલપીતને તારો કેસ સોંપ્યો છે, અને તેવણ તુંને નીર્દોશ પુરવાર કરશે."

"અને ખરા ગુનેહગારને પણ શોધી કહાડશે."

"તેમાં કાંઇ પણ શક નથી. બીજું કાંઇ કેહવુંછ રાથ?" જેલરને બ્હાર દરવાજા આગળ ઉભેલો જોઇને એડવર્ડે પુછ્યું.

"નહિ કાંઇ નહિ. ફકત મારો હયાંથી જલદી છુટકો કર."

સાંજ પડતાં એડવર્ડ મી૦ બુલપીતની ઓફીસમાં પાછો ગયો. તે હજુણુ આવ્યો હતો નહિ, અને ઘણીજ નાસીપાસીથી એડવર્ડ પાછો ફરતો હતો, જેવામાં મી૦ બુલપીત તરફથી એક ટેલીગ્રામ આવ્યો કે જેમાં તેણે જણાવ્યું હતું કે તે આવતી કાલે સહવારે અગીઆર વાગે દેવનશાયર આવી પોંહચશે.

એડવર્ડને જરા સખ્યારો મલ્યો, અને બીજી સહવારે પોતાની ગાડી લઇને તે મી૦ બુલપીતને લેવા સ્ટેશન ઉપર ગયો. રાથની તપાસ બાર વાગે નીકળનાર હતી, અને હવે તેઓને કોર્ટમાં જવા ફકત એકજ કલાક બાકી હતો. ટ્રેન આવતાં એડવર્ડે આ ઘરડા સોલીસીટરને ડબ્બામાંથી લગભગ બ્હાર ખેંચી કહાડયો, અને તેને પોતાની ગાડીમાં બેસાડીને કોર્ટ તરફ હંકારવા માંડયું. આ ખુનની ખબર બુલપીતે લંડનનાં પેપરોમાં વાંચી હતી, તો પણ તેને એડવર્ડનો હેવાલ ઘણોજ ધ્યાનથી સાંભળ્યો. રાથ સાથની તેની પેહેલી મુલાકાત, અને ત્યાર પછી તેઓએ મેલવેલી દોલત એ સઘળું સમજીને મી૦ બુલપીત ઘણો અજાયબ થયો, અને મુબારકબાદી અને ઉત્તેજનનાં એક બે

સખુન પણ તે કેહવાને ચુકયો નહિ; પણ એડવર્ડે તેને વધુ બોલતો અટકાવ્યો.

"દુન્યાનું સઘળુ સોનું હવે મને કાંઇ પણ ખપનું નથી, મી૦ બુલપીત" તે બોલ્યો "હું ધારૂંછ કે તેનું કારણ તમે જાણુતા હશો."

"હા, બહુજ દલગીરીની વાત છે કે તમે ઘણાજ મોડા આવ્યાછ!

"હમે હયાં આવ્યા એજ બહુ દલગીરીની વાત છે" એડવર્ડે તાણો માર્યો "કારણ હયાં આવવાથી મને મોટી નાસીપાસી મળી છે, જયારે મારો દોસ્ત એક ગંભીર ગુનાહ માટે નાહકનો બંદીખાનામાં સબ્દે છે."

"કે જેણે માટે આપણુને તેને બેગુનાહ ઠેડવવો છે," બુલપીત બોલ્યો "અલબત એ કાંઇ નાની વાત નથી. જો આપણા હાથમાં વખત હતે તો હું આ તમારા દોસ્તને મળવા માગતો હતો."

"પણ મેં જે તમુને કહયુંછ તે ઉમાંત તે વધુ કાંઇ પણ તમુને કહી શકતે નહિ" એડવર્ડ બોલ્યો "તે એટલો તો ભોળો અને નીર્દોશ છે કે પોતાની હાલની હાલત સમજી શકતો નથી, કારણ મારા દોસ્તે પોતાની આખ્ખી જીંદગી એક એકાંટ ટાપુ ઉપર તદન એકલી હાલતમાં ગુજારી છે."

"અર્ધો જંગળી" બુલપીત વીચાર કરતાં બોલ્યો.

"નહિ જો કે તે સુધરેલી દુન્યાંથી તદન અંજાણો છે, છતાં તેની ચાલચલણુ અને રીતભાત આબાદ એક ગ્રહસ્થનાં જેવી છે. અરે પણ કેટલું લોક. બાજુ-બાજુ."

એડવર્ડે પોતાનાં ઘોડાની લગામ ખેંચી. તેઓ લગભગ કોર્ટ આગળ આવી પુગ્યા હતા, અને રસ્તો લોકોની ભીડથી

તદ્દન ચીકાર ભરાઇ ગયો હતો, તે એટલા સુધી કે ખાસ્સી પાંચેક મીનીટ સુધી તેઓની ગાડી એક દગળું પણ આગળ વધી શકી નહિ. આખરે તે ટોળું રસ્તાની બંને બાજુએ થઇ ગયું. પણ તેઓની ગાડી પસાર થતાં ત્યાં અસાધારણ ઘોંઘાટ થઇ રહયો.

આજે રાથની તપાસ હતી, અને જે અસાધારણ સંજોગ વચ્ચે તે પકડાયો હતો, તેથી લોકોમાં એટલી તો ચર્ચા વધી પડી કે તેનો કેસ સાંભળવા આજે હજારો લોક કોર્ટનાં બારણા આગળ એકકી વેળા ધસારો લઇ જતાં હતાં. સહવારનાં સકારેથીજ લોકોનો ધુજારો શરૂ થયો, અને દશ વાગતા સુધીમાં તો તે આખી કોર્ટ અને તેની નજદીકનો રસ્તો લોકોની ભીડથી એટલો તો ચીકાર ભરાઇ ગયો, તેઓનાં ઘોંઘાટથી જાણે ત્યાં મોટું હુલ્લડ જાગ્યું હોય એવો દેખાવ થઇ રહયો હતો.

---

## પ્રકરણ ૩૯ મું.

લોર્ડ હેથરલી તેને મળી ગયા પછી બાકીનાં કલાકો રાલફે કેવી રીતે ગુજારયા એ દરશાવવું મહાલ છે. દરેક જણ આ ખુનનીજ વાત કરતું હતું. અને તેણે દલગીરીનાં ઢોંગ કરીને તેઓની વાત સાંભળવાની અને તેમાં ભાગ લેવાની ફરજ પડતી હતી. તે રાથની તપાસની એક દીવશ અગાઉ, બનતાં સુધી પોતાનાં "ગુફા" માંજ ભરાઇ બેઠો. અને વારંવાર તે પોતાનાં મગજને શાંત પાડવા. પોતાની બાજુમાં પડેલી ટેબલ આગળ જતો હતો. પણ નહિ તે જાણતો હતો કે ઘણો દારૂ લેવાથી તે પોતાનાં ઉપર કાબુ રાખી શકશે નહિ. અને તેવી હાલતમાં તે કાંઇપણ આડુંતીડું બોલી દે તો કાલનો દુકાળ

આજે પડવાનો સોદો હતો. મજણુન કોશેશો પછી તે ત્યાંથી પાછો ફરતો હતો, અને એક બે વેળા તે એટલો તો નાહિંમત બની ગયો કે મેજીસ્ટ્રેટ આગળ જઇને પોતાનો ગુનાહ કબુલ કરીને તેની માફી ચાહવાનો વીચાર કરયો. પણ નહિ. બીજીજ પળે તે પોતાનાં મગજમાં રાલ્ફની સામેનાં પુરાવાની તપાસ લેતો અને ઓહ, એકવાર ફરીથી તેની ખાત્રી થતી કે આવા પુરાવાઓ કોઇને પણ ફાંસીને લાકડે ચઢાવાને પુરતા હતા.

સાંજ પડતાં તે હેથરલી હોલ તરફ ફરીયો. પણ મેરીને તે મળી શકયો નહિ. તેણી હજુણ પોતાનાં ઓરડામાંજ હતી. અને તેણીની ફરજયાત ગેર હાજરી જોઇને રાલ્ફ મનમાં ખુશી થયો. બીજાં સઘળાંઓ આગળ તે પોતાનો ભાગ, ગમે એમ પણ કરીને ઠીક ભજી બતાવતો હતો, પણ મેરીની ખુલ્લી ચળકતી આંખ્યોનો ફકત વીચારજ કરતાં રાલ્ફ હવે ધ્રુજતો હતો.

"કેમ કાંઇ નવી જુની ખબર મળી કે?" લોર્ડ હેથરલીએ પુછ્યું.

"કાંઇજ નહિ" રાલ્ફે જવાબ આપ્યો હેથરલી હવે હું તો તદન કંતાળી ગયોછ. કારણ જયાબી હું જાઉંછ, ત્યાં બસ એની એજ વાત," અને આવતી કાલે કોર્ટમાં પણ જવાનો મારો કાંઇ ઘણો વીચાર નથી."

"નહિ, રાલ્ફ આપણે બંને ઓનરરી મેજીસ્ટ્રેટ હોવાથી આપણને તો કોર્ટમાં હાજર રેહવુંજ જોઇયે. હા, આ એક નાખુશ ફરજ છે. છતાં તે એવી ફરજ છે કે જેમાંથી આપણે મોકળા થઇ શકતા નથી."

"ઠીક ત્યારે આવતી કાલે આપણે સાથેજ કોર્ટમાં જઇશું."

"અને રાલ્ફ મને હમણા ખબર પડીછ કે મી૦ ગ્રીન દીતેકટીવ હાલમાં હયાં છે. અને તે ખુન થયું તે જગ્યાની આજે બારીકીથી તપાસ લેનાર છે."

"પણ એમાં ફાયદો શું" રાલ્ફ ચોંકતાં બોલ્યો "તે કાંઇ પણ નવી ચીજ શોધી કહાડી શકશે નહિ."

"હું પણ એમજ ધારૂંછ" લોર્ડ હેથરલી બોલ્યો "પણ આખરે તો તે એક ડીટેકટીવ છે, અને આપણા સઘળાં કરતાં પોતાનું કામ વધારે સમજે છે."

"હશે. પણ આ જવાન સામે એટલા મજબુત પુરાવા છે કે તેને સેશનશમાં નોંધવાને આપણને ઝાઝી મુશકેલી પડશે નહિ."

"હું તે કહી શકતો નથી" હેથરલી ભવાંનો ચીલ્લો ચઢાવતાં બોલ્યો "આ ગુનેહગાર માટે એટલું ચોક્કસ મત બાંધવાને હું દરૂસ્ત ધારતો નથી. સઘળાંને એકસરખો ઇનશાફ મળવો જોઇયે."

"અલબત આ શખશને પુરોજ ઇનશાફ મળશે," રાલ્ફ તુચ્છકારથી બોલ્યો "વેલ, ત્યારે આવતી કાલે સહવારે હું હયાં આવીશ, અને તેટલાં મેરીને મારી સલામ કેહજો. તેણી સીક છે એ જાણી હું ઘણો દલગીર છું, પણ તેણીને જલદીથી પાછો મળવાની આશા રાખું છું."

રાતે સુતી વેળા રાલ્ફે ઉંઘવાની દવાનો એક મોટો ડોઝ લીધો, અને બીજી સહવારે પોતાની ભારી ઉંઘમાંથી બીદાર થવા પછી, તેણે હેથરલીને બંગલે જવા ગાડી જોડવાનો હુકમ આપ્યો.

તેઓ થોડાજ વખતમાં કોર્ટ આગળ આવી પોંહચ્યા, અને આપણે આગળાં પ્રકરણમાં જોયું તેમ, તેઓ મી૦ બુલપીત અને એડવર્ડની સેહજ અગાઉ ત્યાં જઈ પુગ્યા હતા. અંદર દાખલ થતાં સર ગીલબરત બ્રાયન તેઓ આગળ આવ્યો.

"એડવર્ડ કયાં છે, બ્રાયન?" લોર્ડ હેથરલીએ પુછ્યું.

"તે બુલપીતને લેવા સ્ટેશન ઉપર ગયો છે. મી૦ બુલ-

પીત બચાવ પક્ષનો ધારાનો હીમાયતી છે," સર ગીલબરતે જવાબ આપ્યો.

"બુલપીત ?" રાલફ તુચ્છકારથી હસ્તાં બોલ્યો "અરે એ બુદ્દુ ડાગુ શું આ કેસ ચલાવતો તો."

બુલપીત સાંમે આવા અસાધારણ ટીકકા સાંભળતાં રાલફનાં દોસ્તો અચરત થયા, પણ તેઓ કાંઇ પણ બોલ્યા નહિ. રાલફ પોતે કીધેલા આ છબરડાથી દગદગયો, અને તેણે તુરતજ વાત ફેરવી નાંખી.

"ઓ–હો–હો શું લોક એકઠું થયુંછ" તે ધીમેથી બોલ્યો.

"તેમાં કાંઇ નવાઇ નથી" લોર્ડ પેરોડલનો અવાજ સંભળાયો "મરનાર બાઇ હયાં થોડાજ વખતમાં ઘણી જાણીતી થઇ ગઇ હતી."

આખરે બારનો તકોરો થયો. મેજીસ્ત્રેટે એક ઉંચા આશાન ઉપર પોતાની જગ્યા લીધી અને તેવણની આસપાસ સઘળા ઓનરરી મેજીસ્ત્રેટ રાલફ, લોર્ડ હેથરલી અને લોર્ડ પેરોડલ ગોઠવાયા, પણ ત્યાં એટલો તો ઘોંઘાટ થઇ રહયો હતો કે ચોપદારને "ઓરડર–ઓરડર" ની બુમ પાડવાની ફરજ પડી.

બીજી તરફ દરવાજા આગળ મી૦ બુલપીત અને એડવર્ડ કોર્ટમાં દાખલ થવાની સેહજ અગાઉ વાતે ઉભા હતા.

"આ કેસ મારા હાથમાં લેવાની અગાઉ હું તમારા ફ્રેન્ડને મળી શકતે તો વધારે બેહતર" બુલપીત બોલતો હતો "કારણ મારી ખાત્રી છે કે બંધવાને જામીન ઉપર છોડવામાં આવશે નહિ."

"મને પણ એજ ભય છે." એડવર્ડ બોલ્યો.

આ પળે લોર્ડ લેસલી ઘણીજ ગભરાયલી હાલતમાં ત્યાં

આવી લાગ્યો. તુરતજ તે પોતાની ગાડીમાંથી ઉતરી પડયો, અને એડવર્ડ તરફ ધસ્યો.

"એડવર્ડ આ સઘળું ખરૂં છે કે? મેં એ ખબર લંડનમાં સાંભળીછ."

"હા, મારા દોસ્ત રાથ રેન ઉપર ખુન કરવાનું તોહમત મુકવામાં આવ્યું છે."

"નોનસન્સ એ કદી બની શકેજ નહિ. એડવર્ડ આ તારો દોસ્ત આવું કામ કદીપણુ કરે નહિ. એવી મારી ખાત્રી છે. અને જરૂર પડવે હું તે માટે સાક્ષી પણુ આપવા તૈયાર છું."

"સાક્ષી?" બુલપીત અને એડવર્ડ સાથે બોલી ઉઠયા.

"હા, કારણુ જે માણુસ હમણા પકડાયો છે. તેણે લંડનમાં મારી જીંદગી બચાવી હતી. આ જવાન માટે હું જોખમદાર છું."

"થેંકસ લેસલી" એડવર્ડ તેનો હાથ ઝાલતાં બોલ્યો "જોકે તારી જીંદગી બચાવવા વીશે તું શું બોલે છે, એ હું જરા પણુ સમજી શકતો નથી. રાથ એક એવો જવાન છે કેજે પોતાનાં ભલાં કામને માટે કદીપણુ પોતાને મોહડેથી બડાઇ હાંકતો નથી."

ત્યારપછી આ ત્રણે જણા તે કોર્ટનાં દીવાનખાનામાં દાખલ થયા અને ધારાના હીમાયતી દાખલ મી૦ બુલપીતે પોતાની બેઠક લીધા પછી, મેજીસ્ત્રેટે બંધવાને લાવવાનો હુકમ કરયો.

સઘળાંની નજર દરવાજા તરફ ફરી રાથ બે સીપાઇઓની વચમાં ચાલતો ત્યાં દાખલ થયો, અને તેણે જોવા જે અત્યંત ચુપકીદી ફેલાઇ રહી હતી, તે એક ધીમાં બડબડાતમાં ફેરવાઇ ગઇ આ સીધો સરોવર જેવો ગબરૂ જવાન, તેનો શાંત શોકાતુર ચેહરો અને અજાયબીથી ચોતરફ ફરતી તેની ચળકતી

આંખ્યોએ જોનારા ઉપર એવી અસર કરી, કે તે આખી કોર્ટમાં તેનાં જેવા નીર્દોશ દેખાવનો આદમી મળવો મુશકેલ હતો.

રાથ દાખલ થયો તે વેળા મી૦ બુલપીત કાંઇ લખવામાં રોકાયો હતો. જયારે તેણે ઉંચું જોયું ત્યારે તે ઘણો ચોંકયો, અને એક પળ વાર રાથનો ચેહરો ગુચવાયલી રીતે જોયા કીધો. પણ આવી રીતે અજાયબ થનાર મી૦ બુલપીત એકલો હતો નહિ, કારણ ઘણીક ચશમો રાથનાં સોહામણા ચેહરા ઉપરથી લોર્ડ હેથરલીની પાછળ લગભગ છુપાઇને બેઠેલા રાલફનાં ભખી ખાધેલા ચેહરા તરફ ફરી હતી.

"કેટલો એકસરખો ચેહરો" બુલપીત બડબડયો "રાથ, રાથ રેન?"

આખરે રાથ સાંમેનો આરોપ વાંચવામાં આવ્યો, અને ત્યાર પછી સુપ્રીનટેનડંટ મી૦ લૉક સાક્ષીનાં પીજરાંમાં હાજર થયો. તેની નજદીકમાં વરકલીનો ઉજળો ચેહરો જોવામાં આવ્યો હતો, કે જે વારંવાર તે પોતાની ઝીણી તીક્ષણ આંખ્યો રાથ તરફ કીનાથી ફેરવતો હતો.

એક વાર ફરીથી "ઓરદર–ઓરદર" નાં પોકારો થયા અને મી૦ લૉકનાં બોલ સાંભળવા દરેક જણ એટલું તો આતુર હતું, કે એક ટાંચણી પડે તો તેનો પણ અવાજ આવે. એવી ત્યાં ચુપકીદી ફેલાઇ રહી.

"હું આ બંધવા સાંમે મેડમ નીતા નામની સ્ત્રીનું ખુન કરવાનો આરોપ મુકું છું. મારા લોર્ડ" તે મેજીસ્ત્રેટ તરફ ફરતાં બોલ્યો.

મી૦ બુલપીત પોતાની ખુરશીમાં તતાર બેઠો.

"બંધવાની "એરેસ્ત" કયાં થઇ હતી?" તેણે પુછયું.

" તે મી૦ એડવર્ડ બરાયન સાથે પોલીશ સ્ટેશન ઉપર રાતે મોડેથી આવ્યો હતો, અને તુરતજ તે મને શરણ થયો હતો."

" તમારી ખાત્રી છે કે તેઓ તદન એકલાજ આવ્યા હતા ?" બુલપીતે પુછ્યું.

" હા."

મી૦ લૉકની જબાની ખલાસ થઇ, અને તેની જગ્યા ડૉકટરે લીધી. તેને પોતાનાં ધંધાની ચાલાકીથી જણાવ્યું કે મરનારનું મોહત છરીનાં જખમોથી નીપજયું હતું.

" તમારાં મત મુજબ તેણી કેટલો વખત અગાઉ મરણ પામી હતી ?" બુલપીતે પુછ્યું.

રાલફ તેનો જવાબ સાંભળવા એકાએક વાંકો વળ્યો.

" આશરે એક કલાક અગાઉ."

" પણ આ જખમો મરનારનાં પોતાને હાથે થયા હોય !"

" નહિ આ જખમો એવી રીતના હતા, કે જે એક સામાં આદમી વગર થઇ શકે નહિ."

" તમે બંધવાનાં શરીર ઉપર લોહીનાં દાઘ જોયા હતા ?"

" હા, તેની બાંય ઉપર લોહીનાં દાઘ હતા."

મી૦ બુલપીતે કાંઇ નોંધ કરી અને હવે ડૉકતરની જગ્યાએ વરકલી આવી ઉભો, થોડોક વખત તે કાંઇપણ બોલી શકયો નહિ, પણ રાથ તરફ એકકી તગરે જોવા લાગ્યો.

" આ બંધવો તેણીનાં બદન આગળ વાંકો વળીયો હતો, અને તમે તેને પેહેલ્લાં જોયો હતો ?"

" હા, મદદ માટેની બુમો સાંભળીને હું ત્યાં દોડી ગયો, અને મેં તેને તેણીનાં બદન આગળ વાંકો વળેલો દીઠો હતો."

"વારૂં બંધવાએ નાહશી જવાની કાંઇ કોશેશ કરી હતી કે ?"

"તે હું કહી શકતો નથી પણ તે મારી સાથે બાથો-બાથ લડયો હતો."

"અને તેમાં તમુને ઇજા થઇ હતી ?" "હા."

"અને તમારી પાછળ જે બે ખેડુતો આવ્યા હતા, તેઓની પણ તે સામે થયો."

"હા, સાહેબ તેઓને પણ તેણે ઇજા કરી."

"ઠીક, હવે ધારો કે તમારી ઉપર કોઇ એકાએક અને વગર કારણે હુમલો કરે તો તમે પણ એવીજ રીતે તેની સામે થાઓ કે ?"

"જરૂર."

"મી૦ વરકલી તમે મરનારને ઓળખતા હતા. તમે કોઇ દીવશ તેણીને બંધવાનું નામ બોળતાં સાંભળી હતી ?"

"નહિ."

"હું તમારી લાગણી દુખાવા માગતો નથી, મી૦ વરકલી, પણ તમે આ કમનશીબ સ્ત્રીને પરણુવા ધારતા હતા એ વાત શું ખરી છે."

"હા" વરકલી મુશકેલીથી બોલ્યો.

"પણ તેણી તો પરણેલી હતી."

મેજીસ્ત્રેટે આ સવાલ સામે વાંધો ઉઠાવ્યો.

"તમે આ સવાલ સાક્ષીને પુછી શકશો નહિ. તેણી પરણેલી હતી એ આપણુને સાબેત કરવાનું છે."

વરકલીની જબાનીની નોંધ લેવાઇ, અને ત્યાર પછી પેલા બે ખેડુતોમાંનાં એકને બોલાવવામાં આવ્યો. તેણે છરી કેવી રીતે મળી હતી તે સઘળું વીગતવારે દરશાવ્યું અને જ્યારે

તે છરી કોર્ટમાં હાજર કરવામાં આવી ત્યારે ઘણાકો રાથની સાંમે તીરસ્કારથી નજર કરવા લાગ્યા.

"આ છરી જોતાં બંધવાએ તે તુરત માંગી હતી?"

"હા સાહેબ, તુરતજ" ખેડુતે જવાબ આપ્યો.

"પણ તે અગાઉ બંધવાએ પોતાનાં ખીસામાં તેની તપાસ કરી હતી કે?"

"હા, સાહેબ, અને તે નહિ મળવાથી તે ગભરાઇ ગયો હતો પણ મેં તેનું દાબું ખીસું ફાટી ગયલું જોયું હતું."

"આ છરી લોહીથી ખરડાઇ ગઇ હતી?"

"હા, અને બંધવાનાં ડગલાની બાંય ઉપર લોહીનાં દાઘ હતા."

"એ દાઘ તો મરનારનું બદન બંધવાએ ઉંચકયું હતું તેથી પણ પડયા હોય."

"હું તે કહી શકતો નથી."

મી૦ બુલપીતે આ સાક્ષીને જવાની ઇશારત કરી, અને તે આખી કોર્ટમાં ભયંકાર ચુપકીદી ફેલાઇ રહી. આખરે મી૦ બુલપીત ઘણાજ ગંભીર ચેહરે મેજીસ્ટ્રેટ તરફ ફર્યો.

"મારા લોર્ડ, મેં બંધવા સાંમેની જબાની ઘણીજ ધ્યાણથી સાંભળી છે, અને તે મને એટલી તો અપુર્ણ માલમ પડીછ, કે મારૂં કુલ આ ખુન માટે ગુનેહગાર છે એ વીશે મને મોટો શક છે. હયાં કોઇ પણ એવો સાક્ષી નથી કે જે આ બંધવાની મરનાર સ્ત્રી સાથે ઓળખ, તેનાં સંબંધ વીશે કાંઇ જુબાની આપી શકે. બંધવો મરનારને તે રસ્તે અકસમાતથી યા તો આગળથી નકકી કરી રાખેલી ગોઠવણ મુજબ મળ્યો હતો, એ વીશે કાંઇ પણ ચોકકસ પુરાવા મને મળયા નથી."

આ પળે કોર્ટમાં કાંઇ ગડબડ થઇ રહી, અને દરેકની

નજર બારણા તરફ ફરી. પણ રાથ પોતે તો શાંત ઉભો હતો. એડવર્ડે તેને કહ્યું હતું કે ઇંગલંડ એક સુધરેલો દેશ હતો, પણ હમણા તેની અજાયબી એજ હતી, કે આ કેહવાતો સુધરેલો દેશ, એક ગુનેહગારને પકડી આપવાની ચાલાકી બતાવી શકતો હતો નહિ.

અને જાણે ખુલાશા માટે તેણે મેજીસ્ત્રેટ તરફથી એડવર્ડ ગમી નજર કરી, અને એડવર્ડે પણ જાણે પોતાનો દોસ્ત શું કેહવા માંગતો હોય એ સમજયો હોય એવી રીતે રાથ તરફ ડોકયું કીધું.

પણ રાથ જયારે આવી રીતે રોકાયો હતો, ત્યારે મી૦ લૉક સુપ્રીનટેનડંટ એક જવાન ખુબસુરત છોકરી સાથે તે દીવાનખાનામાં દાખલ થયો હતો, અને જયારે તેણી નીચી નજરે પોતાનાં બંને હાથ જોડીને સક્ષીનાં પીંજરાં તરફ આવી લાગી, ત્યારે લોર્ડ લેસલી એક મજબુત ઝટકા સાથે પોતાની ખુરસી ઉપરથી ઉભો થયો. રાથે તેની તરફ જોયું, અને ત્યાર પછી સાક્ષીનાં પીંજરાં તરફ નજર કરતાં—યા ખુદા—તેની એક જબરદસ્ત બુમથી તે આખી કોર્ટ ગાજી રહી.

"**સ્ટેલા!**"

તેણીએ એકદમ ઉંચું જોયું, અને ઓ, અજાયબી અને ખુશાળીની ભેગી લાગણીથી, તેણીએ પોતાનાં બંને હાથો લંબાવીને બુમ પાડી.

"**રાથ-રાથ.**"

## પ્રકરણ ૪૦ મું.

"રાથ."

"સ્ટેલા!"

તેઓના બંને હાથ એકેક તરફ લંબાવીને આ બે જવાન

જીવો એકબીજા તરફ અત્યંત અજાયબી અને ખુશાલીથી ટીકવા લાગ્યા. એ વાંચનાર, જો ઘડીભર મોહતને કીનારે આવેલા માણસને એમ કેહવામાં આવે કે હજીણુ તેને એક લાંબી જીંદગી ભોગવવાની બાકી છે, ફાંસીની સજા પામેલા એક અપરાધીને એવું જણાવવામાં આવે કે તેને માફી બક્ષ-વામાં આવી છે, યા તો રસ્તે ચાલતા એક ભીખારીને એમ સમજાવવામો આવે કે તેને લાખ્ખો પૌંઉડની દોલત મળી છે, તો શરૂઆતમાં તે આપણી તરફ શક વેહમ અને અવીશ્વાસની નજરથી જુએ છે. તેમ રાથ અને સ્ટેલા તેઓની આવી એકા એક થયલી મુલાકાતથી એટલા તો અજાયબ થયાં, કે ઘડીભર તેઓ અકેકને મળીયાં હતાં, એ સઘળું તેઓ ખરૂં વીચારી શકયાં નહિ. આહ જો કોઇ જાદુગરે પોતાની કરામતથી આ બંને જણાને પથ્થરમાં ફેરવી નાખ્યાં હતે, તો તેઓ એક બીજાને કયામતનાં દીન તલક ટીકતાં ત્યાંજ ઉભાં રેહતે જો રાથની બાજુમાં ઉભેલા સીપાઇએ તેને અતકાવ્યો નહિ હતે, તો રાથ ફકત એકજ કુદકે પોતાનાં પીંજરામાંથી બહાર નીક-ળીને સ્ટેલા તરફ ધસી ગયો હતે.

અને સ્ટેલા પણ ઉંચકાઇ જતી છાતીએ અર્ધ બેભાણ જેવી હાલતમાં "રાથ-રાથ" કરીને બડબડતી હતી.

આખ્ખી કોર્ટ જાણે અજોયબીથી એક પળ દંગ થઇ ગઇ. મેજીસ્ત્રેટ પોતે પણ આ બનાવથી એટલો ગુચવાઇ ગયો, કે તે બંધવાનાં પીંજરા તરફથી સાક્ષીનાં પીંજરામાં ઉભેલી અતી ખુબસુરત છોકરી તરફ વમાસણમાં નજર કરતો બેઠો.

લોકો એક બોલ પણ બોલી શકયા નહિ. તેઓની નજર રાથ અને સ્ટેલા પર ચીતકાઇ ગઇ હતી, અને હવે શું બનશે તેની ઇતેજારીમાં તેઓ દાંત્યાં પીસીને ચુપ બેઠા.

એડવર્ડ પણ બીજા સઘળાંઓની માફક ચુપ બેઠો, અને તે આખ્ખી કોર્ટમાં જો સૌથી પેહેલ્લું કોઇ આ અજાયબીનાં આંચકાંમાંથી સાવધ્ધ થયું હોય તો તે મી૦ બુલપીત હતો.

"તેણી કોણ છે?" બુલપીતે પોતની પાસે બેઠેલા એડવર્ડને પુછ્યું.

"કોણ જાણે મને કાંઇ ખબર નથી—અરે હા, હું જાણુંછ. તેણી પેલા ટાપુ ઉપરની છોકરી છે."

"કોણ છોકરી?"

"જેણે તે ગુમાવી બેઠો હતો. જે છોકરીને તે ચાહે છે. અરે પણ લોર્ડ લેસલીને જુઓ, એને શું થયું છે"

લોર્ડ લેસલી સ્ટેલાને જોવા પછી પાછો ખુરશીપર બેસી ગયો હતો. અને જાણે તેને એકાએક કાંઇ આંચકો લાગ્યો હોય. એવી રીતે પોતાનું માંથુ બંને હાથમાં પકડીને, આ હેરતભર્યા બનાવ ઉપર વીચાર કરતો બેઠો હતો.

પણ આ અસામાં સ્ટેલાને માલમ પડ્યું કે રાથ જોકે ત્યાં હાજર હતો. તોપણ તે તેણીને મળવા છુટટો હતો નહિ. બે પોલીસ સીપાઇએ તેને બાજુમાંથી પકડી રાખ્યો હતો. તેની ઉપર ખુનનો આરોપ મુકવામાં આવ્યો હતો, અને અફસોસ, તેણીને તે માટે જુબાની આપવા ત્યાં લાવવામાં આવી હતી. તેણીનાં ચેહરા ઉપરથી પાછો રતાશ ઉડી ગયો, અને ટેકાને માટે તેણીએ તે પીંજરાની કીનારી પકડી લીધી.

"સ્ટેલા" જાણે તેઓ બંને તદન એકળાં હોય એવી રીતે રાથે બુમ પાડી—અને ખરેખર તે વેળા રાથની નજર સાંમેથી સ્ટેલાના આકાર સીવાય દરેક ચીજ ગુમ થઇ ગઇ હતી—"સ્ટેલા, બો બોલ મને કેહ કે તું હયાં કેમ આવી?"

"ઓરદર-ઓરદર" સીપાઇએ બુમ પાડી "તમે આ સાક્ષી સાથે વાત કરી શકશો નહિ."

રાથનાં ભવાં ચઢયાં, અને તે કાંઇ બોલવા જતો હતો. પણ આખરે સ્ટેલાએ મેજીસ્ત્રેટ તરફ ફરી અતી આજીજી ભરેલી રીતે જોયું.

"તે નીર્દોશ છે, તે બેગુનાહ છે" તેણી ધ્રુજતા અવાજે બોલી "ઓ, મારા લોર્ડ જોઇએ તો મને ગુનેહગાર ઠડાવો, પણ એને સેહજ પણ દુખી નાં બનાવો. ઓ મને એક પળ એની સાથે વાત કરવા દો"

"ઓરદર-ઓરદર" નો પાછો પુકાર થયો, અને લોર્ડ હેથરલીની ઇશારતથી એક કલારક ઉઠીને તેણીનાં પીંજરામાં ગયો.

"ધીરજ ધરો, બાનુ" તે બોલ્યો "તમે હવે થોડાજ વખતમાં બંધવા સાથે વાત કરી શકશો. તમારે યાદ રાખવું જોઇયે કે હમણા તમે જબાંની આપવા હયાં ઉભાં છો.'

સ્ટેલાની આંખ્યો બંધ થઇ, તેણીએ એક ઝોંકો ખાધો, અને એક મજબુત કોશેશ પછી તેણી તે પીંજરાના કટેરાને પકડીને રાથ તરફ જોતી ઉભી.

મી૦ લૉક સુપ્રીનટેનડંટ ખડો થયો, અને તેણીને બાઇબલ આપી.

"સચ્ચાઇ અને સચ્ચાઇ સીવાય બીજું કાંઇ પણ નહિ બોલવાને તમે ખુદા આગળ સોગંદ લેઓ છો" ચોપદાર બડબડયો.

સ્ટેલાએ સોંગદ લીધા, અને મી૦ લૉકે પુછયું.

"તમારૂં નામ શું ?"

"સ્ટેલા મોરડાન્ટ."

"તમે મરનાર મેડમ નીતાને ઓળખતાં હતા. તમે તેણીની સાથેજ રેહતાં હતાં. તમુને તેણી સાથે કેમ ઓળખ પડી ?"

ધીમાં પણ ખુલ્લા અવાજે સ્ટેલાએ નીતા સાથની

પોતાની પેહેલ્લી મુલાકાતનો હેવાલ આપ્યો. અને જ્યારે તેણી પોતાનાં પગ માટે નીતાની દયા અને કાળજીને માટે બોલી, ત્યારે ઘણાક જણાઓએ રાથ તરફ કરડી નજર કરી.

"તેણી પરણેલી હતી એ તમે જાણોછો. પણ તમે કદીબી તેણીનાં ધણીનું નામ બોલતાં સાંભળી હતી?"

રાલફ એકાએક લોર્ડ હેથરલીની પાછળ પોતાની ખુરસી હથાવતો માલમ પડયો હતો.

"નહિ"

"જે દીવશે મરનારે પોતાનાં ઘરની બારીએથી તેણીનાં કેહવા પ્રમાણે પોતાન ધણીને જોયો હતો, ત્યારે તમે ત્યાં હાજર હતાં કે?"

"હા."

"અને તેજ દીવસે તેણી ઘરે મોડી આવી હતી. તેણી કોઇને મળવા ગઇ હતી એવું તમુને કાંઇ જણાવ્યું હતું?"

"નહિ, તેણી હંમેશ મુજબ થીયેટર ઉપર ગઇ હતી."

"અને ઘણુંખરૂં તેણી થીયેટર ઉપરથી સીધ્ધી ઘરેજ આવતી હતી?"

"હા, ફકત આયજ એ રાત્રે તેણીને મોડું થયું હતું."

"થેંક્યુ, તમે મરનાર સ્ત્રી વીશે જે સઘળું જાણતાં હતાં તે હમુને જણાવ્યું છે" બુલપીત બોલ્યો "અને હવે આ બંધવા માટે જે સઘળું તમે જાણતાં હોવ. તે જણાવવાને કોર્ટ તમુને હુકમ કરે છે. તમે બંધવાને જોતાં તેણે ફકત "રાથ" નાં નામથીજ બોલાવ્યો હતો. શું તમે તેને ઓળખો છો?"

"હા, એવણ મારા એક મીત્ર છે" રાથ તરફ પ્યારભરી નજર કરતાં તેણી બોલી.

"તમે આ બંધવાને કયાં મળીયાં હતાં?"

"ટાપુ ઉપર."

"કીયા ટાપુ ઉપર?"

"મને તે ખબર નથી."

"ઠીક, તમે આ ટાપુ ઉપર કેવી રીતે જઇ પોંહચ્યાં?"

"સ્ટેલા એક પળ અટકી અને રાથ તરફ એકવાર ફરીથી પોતાની સુંદર આંખ્યો ફેરવી.

"હું કહું કે, રાથ"

બંધવાને આ એકાએક સવાલ થતાં દરેક જણની નજર તેની તરફ ફરી. રાથ સેહજ હસ્યો, અને પોતાની આંગળી ઉંચકીને તેણીને ઇશારત કરી.

"સ્ટીમર "એન્ડરોમીદા" નાં બચી ગયલાં ઉતારૂઓમાં હું અને મારાં મમાં હતાં" સ્ટેલાએ બોલવા માંડયું "હમે બંને જણા તે ટાપુ ઉપર ઘસડાઇ ગયાં, અને રાથે હમુને બચાવી લીધાં. ત્યાર પછી તેને હમુને આશરો આપ્યો, હમારી સંભાળ લીધી, અને ટુંકમાંજ તેની મદદથી હમે જીવતાં રહયાં. તે વેળા મારાં મમાં સીક હતાં, પણ થોડો વખત પછી તેવણ મરણ પામવાથી હમે બંને જણા તે ટાપુ ઉપર તદન એકલાં પડયાં."

કોર્ટમાં હાજર રહેલી ધણીક સ્ત્રીઓએ પોતાનાં નાકનાં ટીચકાં ચઢાવીને સ્ટેલા ગમ શકથી નજર કરી. ઓ વાંચનાર, જગને મોઢે તાળું નથી, તો પણ સ્ટેલા નીર્દોશતા અને પાકદામાનની એક પુટલી હતી.

"એક દીવશે હું માછલી પકડવા મછવામાં ગઇ. એકાએક તોફાન થઇ આવ્યું અને હું કાંઇ પણ કરી શકું તે અગાઉ મારો મછવો કીનારાથી દુર ઘસડાઇ ગયો, અને હું દરીયાનાં મોજ્નઓની દયા ઉપર પડી." આટલું બોલતાં તેણીની આંખમાં

આંસુ આવ્યાં હતાં, અને આ અસાધારણ વાત સાંભળતાં કોર્ટ-માંની ઘણી સ્ત્રીઓની આંખ આગળ રૂમાલો ગયા હતા. "હું દર પળે મોહત તરફ ઘસડાઇ ગઇ, અને મેં વીચાર્યું કે તે કદી પણ મને મળશે નહિ. ઓહ તે હવે મને પાછો મળીયો છે—હા, હું આગળ ચલાવીશ. મને એક સ્ટીમરે ઉપાડી લીધી——"

લોર્ડ લેસલી તરફ કાંઇ હીલચાલથી તેણી બોલતાં અટકી પડી.

"મ–મને હવે વધુ કેહવાની જરૂર નથી. ઓ મારા લોર્ડ, ગ્રહસ્થો, તે નીર્દોશ છે. તે કદીબી એક સ્ત્રીનો જાન લેશે નહિ. એક ખુની એક હીચકારો છે, કોઇ પણ બાહદુર માણસ એક અબલાને મારતો નથી, પણ રાય, ઓ મારા લોર્ડ, તેનાં જેવો બાહદુર બચ્ચો આખ્ખી દુન્યામાં બીજો કોઇ મળશે નહિ."

સ્ટેલા આ સઘળું એકજાતની અસાધારણ હિંમતથી બોલી ગઇ. તેણીનાં હાથ જોડેલા હતા, તેણીની આંખ્યો આંસુથી ભીંજાઇ ગઇ હતી, અને પોતે એક ભર કોર્ટમાં, પોતાનાં દોસ્તને માટે આવી મીનતજારી કરતી હતી, તે સઘળું તેણીને જાણ-વાનું ભાણ હતું નહિ. વાંચનાર, ઇનશાનની લાગણી એક ઘણા નાજુક વાજીંત્ર મીસાલ છે, અને જેમ તે ઉપર સેહજ પણ આંગળું પડતાં આખખાં વાજીંત્રમાં ધ્રુજરી પ્રસરી નીકળે છે, તેમ સ્ટેલાની આ હકીકત સાંભળતાં, લોકોમાં ઘણીક સ્ત્રીઓએ તેઓની આ બેહનપણી સાથે પોતાનાં આંસુ ભેળ્યાં હતાં, કે જેણી ભર કોર્ટમાં મોહબતનાં જુસ્સાથી જે માણસે તેણીની જીંદગી બચાવી હતી, તેનાં નીર્દોશપણા માટે ખાત્રા આપતી હતી, અને તેનાં છુટાપણાં માટે આજીજી કરતી હતી.

કોર્ટનાં કામકાજમાં એકવાર ફરીથી જબરી ખલલ થઇ, પણ તે માટે મેજીસ્ટ્રેટે ઝાઝો વાંધો ઉઠાવ્યો નહિ, અને તેનીજ ઇશારતથી પેલો "ઓરદર–ઓરદર" નો પોકાર પણ બંધ રહયો.

આખરે મી૦ બુલપીત, સ્ટેલા તરફ ફર્યો. કે જેણી પોતાનાં હાથ વડે તે પીંજરાનો કતેરો પકડી ધ્રુજતી ઉભી હતી.

"હવે એક બે વધુ સવાલ, મીસ મોરડાન્ટ" તે ધીમાં અવાજે બોલ્યો. અને મી૦ બુલપીત આટલી નરમાશથી કદીપણ બોલતો સંભળાયો હતો નહિ "આ ટાપુથી દુર વસડાઇ જવા પછી તમે ફરીથી આ બંધવાને જોયો હતો?"

"નહિ, નહિ," તેણી દચકાં સાથે બોલી "તે હયાં કેમ આવ્યો તે પણ હું જાણુતી નથી."

"સ્ટેલા" રાથનો અવાજ સંભળાયો "તારા ગયા પછી મેં તુંને દુબી ગયલી વીચારી હતી. ત્યારપછી એડવર્ડ આવ્યો તેને મને આશા આપી. અને હું તેની સાથે તુંને શોધવા હયાં——"

"આરદર-આરડર" કલારકે બુમ પાડી.

રાથ ગુસ્સાથી કાંઇ તાણો મારતા જતો હતો. પણ તુરતજ મી૦ બુલપીત મક્કમ અવાજે બોલ્યો.

"તમે હયાં જે સમજો તેનો તમારે કાંઇપણ જવાબ આપવો નહિ" (સ્ટેલાને) તમે બંધવાને કોઇ દીવશ મરનારનું નામ બોલતાં સાંભળ્યો હતો?"

"નહિ" સ્ટેલા અજાયબીથી બોલીં "એ બનીજ કેમ શકે? તે નાનપણથીજ પોતાનાં બાપ સાથે ટાપુ ઉપર એકલો રેહતો હતો. ઓ રાથ એ લોકને કેહ-સમજાવ."

મી૦ બુલપીતે ડોળા ધુરકયા.

"મીસ મોરડાન્ટ હમે તમારી લાગણી સમજયે છીએ. પણ તમુને બંધવાને કાંઇ પણ સવાલ પુછવાની યા તો તેની સાથ વાત કરવાની હું સખત મના કરૂં છું. અને હવે મારો છેલ્લો સવાલ. તમે કદીપણ બંધવાને તેની બૈરી વીશે બોલતાં સાંભળ્યો હતો?"

આ દેખીતો હસવા સરખો સવાલ સમજીને સ્ટેલાનાં ચેહરાપર રતાશ ધાઇ આવ્યો.

"નહિ—અરે—નહિ તેને મને અને મારાં મમાં સીવાય પોતાની આખ્ખી જીંદગીમાં બીજી કોઇપણ સ્ત્રીને જોઇ હતી નહિ."

"થેંક યુ" મી૦ બુલપીત બોલ્યો.

એક પોલીશમેન તેણીને નીચે ઉતારવા ત્યાં ગયો. પણ લોર્ડ લેસલી જાણે કેવી એક ભર ઉંઘમાંથી ચોકી ઉઠયો હોય એવી રીતે ત્યાં દોડી ગયો. અને તે પોલીશમેનને એક ઝટકે બાજુ કરીને, મદદ માટે સ્ટેલા તરફ પોતાનો હાથ લંબાવ્યો.

"ઓ લોર્ડ લેસલી મને એની સાથે એક પળ વાત કરવાની રજા અપાવો" તેણી કરગરીને બોલી.

અને તે પળે લોર્ડ લેસલીએ એક ઘણુંજ નાનું પણ ઉમદા કામ કર્યું. સ્ટેલાને કોર્ટમાંથી બ્હાર લઇ જવાનાં દેખાવ હેઠળ, તે બંધવાનાં પીંજરાં તરફ ફર્યો, અને ત્યાં જઇ પુગતાં એકાએક અટકી પડયો. વીજળીનાં એક ચમકારા માફક રાથે વાંકો વળીને તેણીનો હાથ પકડી લીધો, અને તેનો બીજો હાથ તેણીનાં માથાં ઉપર મુકયો. કોઇએ પણ તેઓને હરકત કરવાનું દરૂસ્ત ધાર્યું નહિ, કોઇ પણ તેઓ તરફ તુચ્છકારથી હસ્યું નહિ, અને જ્યારે આખરે એક સીપાઇ તેઓને છુટા પાડવા વચમાં પડયો, ત્યારે લોર્ડ લેસલી બોલ્યો.

"મીસ મોરડાન્ટ, હવે ચાલો. રાથ તેણીને જવા દે."

રાથ તુરતજ પાછળ હઠયો.

"સ્ટેલા, મારી સ્ટેલા, નાં રડ, નાં ધ્રુજ" તે બોલ્યો "હું નીર્દોશ છું, અને નીર્દોશનો વાલી ખુદા છે. તેઓ મારા

એક બાલને પણ ઇજા કરી શકશે નહિ."

લોકોમાં પાછી ગડબડ વધી પડી, અને સ્ટેલા છેલ્લી ઘડી સુધી રાથ તરફ જોતી, લોર્ડ લેસલી સાથે કોર્ટની બ્હાર ગોયા ધ્રસડાઇ ગઇ. મી૦ લૉક સુપ્રીનટેનડંટ ખડો થયો. લોકોની લાગણી બંધવા તરફ ખેંચાઇ ગઇ હતી, અને તે જોઇ મી૦ લૉક ધાસ્તીથી બોલ્યો.

"હું રોજર સ્પેડને બોલાઉં છું," અને "ટીમ" ધરમશાળાનો ધરવાળો સાક્ષીનાં પીંજરાંમાં દાખલ થયો. ખુન થવાની થોડોક વખત અગાઉ રાથ ત્યાં આવ્યો હતો, તેને પોતાનાં ખીસાંમાંથી એક છરી કહાડી હતી, અને તે જોઇ તેઓ વચ્ચે જે વાતચીત થઇ હતી, એ સાંભળવા પછી લોકો વળી પાછું રાથ તરફ કરડી નજર કરવા લાગ્યું.

"તમે બંધવાનાં હાથમાં આ છરી જોઇ હતી?" મી૦ લૉક એક છરી દેખાડતાં બોલ્યો.

"હા સાહેબ, મારી ખાત્રી છે."

"પણ મી૦ સ્પેદ તમે ખાત્રીથી કેમ કહી શકો કે આ છરી તેનીજ છે. એવી તો બીજી ઘણી છરીઓ હોય છે, કદાચ તમારી કાંઇ ભુલ હશે," બુલપીતે પુછ્યું.

"નહિ સાહેબ, મારી ખાત્રી છે. આ છરીનાં હાથા ઉપરથી એક ટીચકી ઉડી ગઇ હતી, અને જોવ સાહેબ, તમારા હાથમાંની છરીનો પણ એક તુકડો ઉડી ગયલો હોવો જોઇયે."

"આ માણસ ખરો છે, અને આ મારીજ છરી છે, એમ મેં તેને જણાવ્યું હતું" રાથ બોલ્યો.

"ચુઉપ, તમારે કાંઇ પણ વચમાં બોલવું નહિ." બુલપીતે બરાડ મારી.

"પણ સાચું બોલવામાં બીહવાનું શાનું" રાથે તાણો

માર્યો, અને લોકોનાં મોઢાંમાંથી "વાહ" નો ઉદગાર નીકળી પડયો.

મી० બુલપીત મેજીસ્ટ્રેટ તરફ ફર્યો.

"મારા લોર્ડ, મેં આ કેવો કેસ મારા હાથમાં લીધો છે, તેની મુશકેલી તમો નામદાર સમજી શકતા હશો. હું એક એવા માણસનો બચાવ કરૂં છું કે જે નીર્દોષ છે, એટલુંજ નહિ, પણ પોતે હમણા કેવી હાલતમાં છે. તે પણ સમજી શકતો નથી. મારા લોર્ડ, હું મારી ફરજ પુરેપુરી બજાવવા માટે, બંધવા સાથે થોડો વખત મુલાકાત લેવા ધારૂં છું, અને તેથી આ કેસ થોડો વખત મુલતવી રાખવા હું તમો નામદારને અરજ કરૂં છું."

મેજીસ્ટરેટ જરા વીચારમાં પડયો. તે આ હેરત ભરયાં બનાવોથી એટલો તો ગુચવાઇ ગયો હતો, કે આ સાંભળતાં તેણે છુટકારાનો દમ ખેંચ્યો.

"હું તમારી અરજ બહાલ રાખું છું" તે આખરે બોલ્યો "અને આ કેસ એક કલાક મુલતવી રાખું છું."

# પ્રકરણ ૪૧ મું.

રાથને પીંજરાંમાંથી બહાર કહાડવામાં આવ્યો. કેટલાકો ખુલાસાથી દમ લેવા બહાર ચોગાનમાં દોડયા, જયારે બીજા ઘણાકો રખેને તેઓને પાછી જગ્યા નહિ મળે એવી ધાસ્તીથી ત્યાંજ બેસી રહયાં.

"આવું કદી સાંભળ્યું હતું?" લોર્ડ પરેડલ તેઓ સઘળા બહાર નીકલવા પછી બોલ્યો "આજનાં બનાવો ઉપરથી હું ઘણીક વેળા અજાયબ થતો કે હું એક કોર્ટમાં બેઠો છું, યા એક નાટકશાળામાં! એક બે માલુમ ટાપુ ઉપર ધસડાઇ ગઇ,

એક અસાધારણ જવાને તેણીને બચાવી લીધી, તેની સાથે તદન એકલી પડી, ત્યાંથી પાછી ઘસડાઇ ગઇ, એક સ્ટીમરે તેણીને ઉપાડી લીધી, અને ત્યારપછી તેણી એકાએક આ કોર્ટમાં તેની સામે સાક્ષી દાખલ હાજર થાય છે. વેલ. આ બનાવો ખરી જીંદગીનાં કરતાં એક નોવેલનાં પ્લોટને વધુ મળતા આવે છે."

"જીંદગીમાં એક કીસ્સો છે" ડ્યુક ઓફ દેવનશાયર બોલ્યો.

"હા, એક "ફીકશન" પછવાડેથી કોઇનો સાદ સંભળાયો અને ફરીને જોતાં રાલફ પોતાનાં ચેહરા ઉપર તુચ્છકારનાં હસવા સાથે, પોતાનાં બંને હાથો તેનાં ગજવામાં મુકીને ત્યાં ઉભો હતો.

"તમે તેણીને નથી માનતા, લોર્ડ રેતન" લોર્ડ પેરોડલે અજાયબીથી પુછ્યું.

રાલફે ખભાં હીલાવ્યાં.

"કેવું અજાયબ જેવું" ડ્યુક ઓફ દેવનશાયર બોલ્યો "હું તો તેણીનો બોલેબોલ સાચ્ચો લેખું છું."

"વેલ એક જવાન ખુબસુરત સાક્ષી કરતાં બીજી કેઇ ચીજ વધારે સાચ્ચી છે" રાલફે તીકા કર્યા "જો તેણી બુઢ્ઢી અને બદસુરત હતે——"

"બરાબર છે, તેણી જવાન છે, અને ઓહ, ખુબસુરતીનો તો એક નમુનોજ છે" લોર્ડ પેરોડલ બોલ્યો.

"અને વળી નીર્દોશ" ડ્યુક બોલ્યો.

"કોણ જાણી બેઠું?" રાલફે શંકાથી ડોકું ધુણાવ્યું "તેણીની તોખમ આબરૂ ઇઝત માટે કોઇ પણ જાણતું નથી, અને વધુ તો તેણી એક-એક નાચનારીનાં ઘરમાંથી મળી આવીછ, કે જેણીનો પોતાની ચાલચલણ પણ ઘણી શકમંદ હતી."

"એ શું બોલેછ, રેતન" લોર્ડ પેરોડલ બોલ્યો "જો આ જવાન બાનુ સાચ્ચી અને પ્રમાણીક ન હોય તો દુન્યાદારીનો મારો સઘળો અનુભવ હું ધુળ બરાબર સમજીશ."

"ઠીક, ઠીક" રાલફે તાણકો કર્યો "કબુલ કીધું કે તેણી ખરી છે, તો પણ તેણીએ બંધવાને કેવી રીતે મદદ કરી છે. તેણીની જબાની કાંઇ તેની તરફેણમાં નથી."

"પણ બંધવો મરનારનો ભરથાર નથી, એટલું તો તે નકકી પુરવાર કરે છે" લોર્ડ પેરોડલે તાણો માર્યો.

"સાહેબો, ગ્રહસ્થો" લોર્ડ હેથરલી ત્યાં એકાએક આવી પુગતાં બોલ્યો "તમારે એ વીશે કાંઇ પણ વાદવીવાદ કરવો નહિ. જયાં સુધી મેજીસ્ટ્રેટ ચુકાદો આપે નહિ, ત્યાં સુધી એક ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે મને તમુને ચેતવણી આપવાની ફરજ છે. તમારે તમારા અંગત વીચારો હયાં દર્શાવવા નહિ."

"માફ કરજો હેથરલી, એ સઘળો ઠપકો મને ઘટે છે" લોર્ડ પેરોડલ હસતાં બોલ્યો.

"અને મને પણ" રાલફે ટેકો આપ્યો "આહ–ઓહ કેટલી ગરમી પડેછ."

અને આટલું બોલતાં રાલફ ત્યાંથી ચાલી ગયો, જયારે તેનાં બીજા મીત્રો તેની તરફ અજાયબીથી જોવા લાગ્યા.

"ડયુક, તમે આ બંનેનું મળતાપણું જોયું કે" પેરોડલે ધીમેથી પુછ્યું.

"હા જાણે આબાદ બંનેનો એકસરખો ચેહરો અને અવાજ. પણ રાલફ કરતાં હું બંધવાનાં દેખાવને વધારે વજન આપું છું. શું એનો તોર અને દેખાવ છે. હું ઇચ્છુંછ કે એને જયારે પેલા ખેડુતો ઉપર પોતાનો હાથ અજમાવ્યો, ત્યારે હું ત્યાં હાજર હતે."

* * * * *

લોર્ડ લેસલી સ્ટેલ્લાને તે કોર્ટની પાછળ એક નાનાં ઓરડામાં આસયસ માટે લઇ ગયો, અને ત્યાં જવા પછી સ્ટેલ્લા તુરતજ બોલી.

"મને માફ કરજો, લોર્ડ લેસલી,"

"હું તમુંને કયારનો માફ કરી ચુકયોછ. જો કે ફકત તમારો ગુનાહ હમુંને એકાએક છોડી જવાનો હતો. બેસો, મીસ મોરડાન્ટ તમે હમણાં મારી સંભાળમાં છો."

"ઓ, લોર્ડ લેસલી, મને ખરૂં કહો, રાથ હમણાં કાંઇ જોખમમાં છે કે? તે જાણવા પછી હું જરા પણ બીહવસ નહિ, તેની હું ખાત્રી આપુછ તમે મને મદદ કરશો, મારે ખાતર તેને મદદ કરશો, લોર્ડ લેસલી."

"અલબત, હું તમારે ખાતર કયામતનાં દીન તલક તેને મદદ કરીશ" લોર્ડ લેસલી હિંમતથી બોલ્યો "હું આ તમારા મીત્ર મી૦ રેતનને કાંઇ પેહેલ્લીજ વેળા મળ્યો નથી."

"નહિ?"

લોર્ડ લેસલીએ એક પળ તે સુંદર આંખ્યો તરફ નજર કરી. રે વાંચનાર, જો કે આ છોકરીએ તેનાં ભવીષ્યનાં સુખનું સત્યાનાશ વાળીયું હતું, તેની સઘળી આશાને જમીનદોસ્ત કરી નાખી હતી, તોપણ આ સાચો પ્રમણીક લોર્ડ લેસલી તેણીને માટે કાંઇપણ કરડી લાગણી ધરાવતો હતો નહિ. તે હવે તેણીને એક બ્હેનનાં પ્યારથી ચાહતો હતો, અને દીલાસા માટે તેને સ્ટેલ્લાનો હાથ પોતાનાં હાથમાં લીધો.

"નહિ, હમે પેહેલ્લે લંડનમાં મળીયા હતા."

જરા પણ અટકયા વગર લોર્ડ લેસલી, રાથ અને એડવર્ડને તે સેસીલ હોટેલમાં મળીયો હતો અને ત્યારપછી ટેમસ બ્રીડજ ઉપર પેલા બદમાશથી રાથે તેની જીંદગી કેમ બચાવી હતી તે સઘળી વાતથી સ્ટેલ્લાને વાકેફ કીધી.

"ઓ રાથ, બાહદુર રાથ" સ્ટેલા મગરૂરીનાં આંસું સાથે બોલી "અને તે છતાં તેની ઉપર ખુનનો આરોપ મુકવામાં આવ્યો છે! લોર્ડ લેસલી, ગરીબ નીતાને કોણે મારી નાખી હશે. શું તેણીનો ધણી તો નહોય?"

"હું તે કહી શકતો નથી" લેસલી બોલ્યો "અને હવે મીસ મોરડાન્ટ આ તપાસ ચાલે તેટલો વખત તમે લેસલી એબીમાંજ રેહશો. મેં સીસીલયાને હયાં બોલાવી છે. તેણી હમણા હયાં ગાડી લઇને આવતી હશે. ઓ લેવ, તેણીજ સામેથી આવેછ."

સ્ટેલાને જોતાંજ લેડી સીસીલયા ખુશાળી અને અજાયબીથી તેણી તરફ ધસી આવી.

"સ્ટેલા, સ્ટેલા. તું કયાં હતી? તું હયાં કેમ આવી?" સીસીલયા તેણીને ભેટી પડતાં બોલી.

"તેણીને ઘરે લઇજા, સીસ" લોર્ડ લેસલી ધીમેથી બોલ્યો.

પણ સ્ટેલાએ તે સાંભળ્યું હતું, અને તેણી સીસીલયાને વળગી પડી.

"ઓ નહિ, નહિ, તે હયાં છે, તેની તપાસ ચાલે છે, અને હું તેની આગળજ રહીશ. અરે કાંઇ નહિ તો હું તેનો ચેહરોજ જોઇને સંતોષ લેવશ."

લેડી સીસીલયા ચોંકી.

"એ તું શું બોલોછ, સ્ટેલા, હું કાંઇ સમજી શકતી નથી. આ તપાસ સાથે તુંને શું લાગે વળગે."

લોર્ડ લેસલીએ તેણીને ચુપ રેહવાની ઇશારત કરી.

"ઠીક, તુંને ગમે તેમ" સીસીલયા બોલી "જો તું હમુને છોડી જશે નહિ, તો હમે તારે ખાતર કાંઇપણ કરવા તઇયાર છાએ."

એ અરસામાં લોકોનાં પગળાંનો ત્યાં અવાજ આવ્યો.

"વખત થયોછ. લોર્ડ લેસલી" સ્ટેલાએ તુરતજ કહ્યું.

લેસલીએ મુંગે મોહડે તેણીનો હાથ લીધો, અને સેહજ મુશકેલી પછી આ ત્રણે જણાઓએ કોર્ટમાં પોતાની જગ્યા લીધી.

તેઓ દાખલ થયાં તે અગાઉ રાથને ત્યાં લાવવામાં આવ્યો હતો, પણ હમણાં તેનાં પીંજરાં આસપાસ એક દોરડું નાંખ્યુ હતું, અને સ્ટેલાને તેને દૂરથીજ જોઇને સધ્યારો લેવાનો હતો. ઓહ, આટલા વખતમાં તેનાં ચેહરા ઉપર કેટલો ફેરફાર થઇ ગયો હતો? તે રાએતા જેટલો ગંભીર દીસતો હતો નહિ, અને જ્યારે તેને સ્ટેલાને, સીસીલયા અને લોર્ડ લેસલીની વચમાં બેઠેલી જોઇ, ત્યારે તેની આંખ્યો કાંઇ અજબ રોશનીથી ચમકવા લાગી.

પણ રાથને બદલે મી૦ બુલપીતનો ચેહરો ઘણોજ ગંભીર બન્યો હતો. તેને રાથની મુલાકાત લીધી હતી, પણ તેથી તેની કાંઇ પણ મુશકેલી ઓછી થઇ નહિ. રાથ પોતાનાં બાપ વીશે કાંઇ પણ જાણતો હતો નહિ, અને સ્ટેલાની માના વીશે પણ તે કાંઇ ખુલાસો કરી શકયો નાહ, અને આખરે તો મી૦ બુલપીત જેવો ગયો તેવોજ પાછો આવ્યો હતો.

મેજીસ્ટ્રેટે પોતાની બેઠક લીધી, અને રાલફ પણ લોર્ડ હેથરલીની પછવાડે મુંગે મોહડે ગોઠવાઇ ગયો હતો. તેને હિંમતને માટે એક "પેગ" ચહડાવ્યો હતો, અને તેથી હમણા તેનાં ચેહરા ઉપર સેહજ રતાશ જણાતો હતો. "આરડર–આરડર" નાં પોકારો થયા અને અસાધારણ ચુપકીદી વચ્ચે સુપ્રીનટેનડંટ મી૦ લૉક બોલવા ખડો થયો

"મારા લોર્ડ, હું મી૦ ગ્રોન ડીટેકટીવને બોલાવા ધારતો

હતો, પણ તેવણ હમણા આ કેસ માટે તલાસ કરવા લંડન ગયા છે, અને હજુણ સુધી પાછા ફરયા નથી. મેં આ બંધવાની સામે મારાથી બને એટલા સાક્ષીઓ હાજર કર્યા છે અને તે ઉપરથી તમો નામદાર બંધવાની એક વાર ફરીથી તપાસ લઇને તેણે "શેશન" માં નોંધવાની જરૂર જોઇ શકશો."

તુરતજ મી૦ બુલપીત બંધવાનો બચાવ કરવા ખડો થયો, અને તેનાં શબ્દો સાંભળવા દરેક જણ આતુરતાથી ડોકાં તાણતું હતું.

"મારા લોર્ડ" તે બોલ્યો "મેં મારાં કુલ સાથે વાત કરી છે, અને બચાવ પક્ષનાં હું બીજા સાક્ષીઓને બોલાઉં, તે અગાઉ હું ચોકકસ બાબદ ઉપર બોલવા ધારૂં છું. પેહેલ્લાં તો હું મીસ મોરડાન્ટની જબાની ઉપર તમારૂં ધ્યાણ ખેંચું છું. તમે સઘળાઓએ તેણીની હકીકત સાંભળી છે, અને તે ઉપરથી એટલું તો નકકી પુરવાર થાય છે કે બંધવો મરનાર સ્ત્રીનો ભરથાર નથી તેણે પોતાનું બચપણ અને જવાનીનાં શરૂઆતનાં વર્ષો એક ઉજડ ટાપુ ઉપર કાઢ્યાં છે, અને ત્યાં પોતાનાં બાપ સાથે એક અસાધારણ શાંત જીંદગી ગુજારી છે. તેનાં બાપનાં મરણ પછી બંધવો આ ટાપુ ઉપર તદન એકલો પડયો. ત્યાર પછી મીસ મોરડાનટ અને તેણીની માતા સ્ટીમર એન્ડરોમીદા ડુબી જવા પછી ત્યાં ઘસડાઇ આવ્યાં. તેણે તેઓને કેવી રીતે બચાવ્યાં, અને તેઓને આશરો આપ્યો, એ સઘળું તમે હમણાજ સાંભળ્યું છે. તેણી મીસીસ મોરડાનટનાં મરણ પછી કેવી રીતે ત્યાંથી પાછી ઘસડાઇ ગઇ હતી, એ સઘળું તમુને રોશન છે."

ઘણીક નજરો સ્ટેલા તરફ દયાથી ફરી. પણ તેણીને કયાં દરકાર હતી ? રાથને પોતાની સામે ઉભેલો જોઇને, કોઇની દયાની તેણીને પરવાહ હતી નહિ !

"અને હવે હું આ કીસ્સાનાં બીજા અજાયબીભર્યા ભાગ ઉપર આવું છું" બુલપીતે આગળ ચલાવ્યું "તે એડવર્ડ બ્રાયનની આ ટાપુ ઉપર આમદની છે. તમે જાણો છો તેમ આ બાબદ સાથે તેને અતલગનો સંબંધ છે, અને તે સંબંધ બંધવા સાથની તેની દોસ્તીને આભારી છે. હું હમણા તેવણને બોલાવીશ અને તેવણ પોતાને મોંધેથીજ આ સઘળી હકીકત તમો નામદારને કહી સંભળાવશે. ઓહ, આખી કોર્ટમાં કોઇ એવો આદમી છે કે જે તેની સચ્ચાઇ અને પ્રમાણીકપણા ઉપર શક લઇ જશે? હયાં કોઇપણ એવો ગ્રહસ્થ હાજર છે કે જે એક "બ્રાયન" નાં સોગંદ ઉપર કરેલો એકરાર કદીબી માની શકે નહિ?" અને આટલું બોલતાં બુલપીતનો અવાજ ધ્રુજવા લાગ્યો.

"નહિજ. ત્યારે તો એવણને પોતાની હકીકત જણાવા દો, અને તે ઉપરથી એવું પુરવાર કરવા દો કે બંધવો તેણીને ઓળખતો હતો નહિ. તેણીનું ખુન કરવામાં આવ્યું તે અગાઉ તેણે તેણીને કદી જોઇ હતી નહિ, યા તો તેણીને મળ્યો હતો નહિ. મી૦ એડવર્ડ બ્રાયન."

એડવર્ડ હવે સાક્ષીનાં પીંજરામાં દાખલ થયો.

"મી૦ બ્રાયન હું તમુને કાંઇપણ સવાલ પુછતો નથી. ફકત તમુને એટલુંજ જણાઉં છું, કે બંધવાની જીંદગી વીશે તમે જે કાંઇ જાણતાં હોવ, તે સઘળાંનું હયાં ખુલાસાવાર બયાન કરવું."

એડવર્ડે લોકોની ચુપકીદી વચ્ચે પોતાની હકીકત સંભળાવા માંડી. તેણે કાંઇપણ છુપાવ્યું નહિ. અને દરેક નજીવી ચીજોનો પણ તેને એવી સરસ રીતે હેવાલ આપ્યો કે તેનું છટાદાર અને અતી અસરકારક બોલવું સાંભળીને લોકો ઉપર જબરી અસર થઇ. પેલી સોનાની શોધ માટે પણ તેને જરાપણ

અચકાયા વગર સઘળી હકીકત કહી દીધી, અને જ્યારે તે એ વીશે બોલતો હતો, ત્યારે ત્યાં હાજર રહેલા દરેક જણ વાંકા વળયાં અને જે જવાન બાહદુર મરદ કે જે એક લખોપતી હોવા છતાં, ખુનનાં આરોપ માટે ત્યાં લાચાર જેવો ઉભો હતો, તેની તરફ ડોળા ફાડીને જોવા લાગ્યાં.

"તમે આટલો વખત બંધવાની સાથેજ રહ્યા હતા?" બુલપીને પુછ્યું.

"હા."

અને બંધવાને તમારી ઉપર પુરતો ભરોસો હતો. તે પોતાની સઘળી વાત તમારી આગળ કેહતો હતો?"

"હા."

"અને તમારી આટલી દોસ્તી દરમ્યાન તમે કદીપણ બંધવાની ચાલચલણમાં કાંઇ એવી ખોડ જોઇ હતી કે જેથી તે આવો ગુનાહ કરે એવું તમે વીચારી શકો?"

"નહિ, અરે નહિ, રાથની જીંદગી એક પણ કાળાં કાર્ય વગર તદન સફેદ છે" એડવર્ડ ભાર મુકીને બોલ્યો.

"હું મી૦ બ્રાયનની સાક્ષીની નોંધ લઉં છું" મેજીસ્ત્રેટ બોલ્યો.

પણ તેટલામાં બારણાં આગળ કાંઇ ગડબડ જણાઇ અને લૉક સુપ્રીનતેન્ડંટ ખડો થયો.

"મારા લોર્ડ, મા૦ ગ્રોન ડીટેકતીવ આવ્યા છે. અને તેવણની આપણે જબાની લઇયે તે અગાઉ બંધવાનાં બદન ઉપરથી મળી આવેલો એક પત્રાનો દાબડો હું કોર્ટ સમક્ષ હાજર કરૂંછું."

"પણ તે અત્યાર અગાઉનો કેમ નહિ લાવવામાં આવ્યો" મેજીસ્ત્રેટે પુછ્યું.

"મેં તે મી૦ ગ્રીનને આપ્યો હતો. મારા લોર્ડ" સુપ્રીનતેનડંત બોલ્યો "પણ એવણ ભુલમાં પોતાની સાથે આ બોક્ષ લંડન લઇ ગયા હતા."

મી૦ લૉકે દીતેકતીવનાં હાથમાંથી તે દાબડો લીધો, અને તે મેજીસ્ત્રેટને આપીને તેણે સોગંદ લીધા, કે આ દાબડો તેને બંધવાનાં બદન ઉપરથી મળ્યો હતો.

"એમાં શું છે? આ બોક્ષ સીલ કીધેલો છે" મેજીસ્ત્રેટે પુછ્યું.

રાથે એક પળ તે દાબડા તરફ જોયું. અને ત્યાર પછી સ્ટેલા તરફ ફરયો.

"સ્ટેલા આ દાબડો તારો છે. એ મને ટાપુ ઉપરથી તારા ગયા પછી મળ્યો હતો."

અને "આરદર—આરદર" નાં પોકારો બંધ થતાં, મેજીસ્ત્રેટે તે દાબડો ઉખેડવાનો હુકમ કરયો.

## પ્રકરણ ૪૨ મું.

આ દાબડો ઉંઘાડવા મેજીસ્ત્રેટનાં હુકમ સામે કાંઇ ચકચાર થઇ રહી. ઘણાંકો તે દાબડો ઉંઘાડવાની સામે હતા. કારણ તે સાક્ષી મીસ મોરડાનટની મતા હતી, અને જોકે તે બંધવાનાં બદન ઉપરથી મળી આવ્યો હતો. છતાં દેખીતી રીતે બોક્ષને આ કેસ સાથે કાંઇપણ સંબંધ હતો નહિ.

"સાક્ષીની રજા વગર આ દાબડો ઉંઘાડવો નહિ" ઘણેક ઠેકાણેથી બુમ પડી.

પણ રાલફ તુરતજ ઉભો થયો.

"મારા લોર્ડ આ બોક્ષ બંધવાનાં બદન ઉપરથી મળી આવ્યો છે, અને હું તે ઉખેડવાની તમુને અરજ કરૂંછું. કદાચ

એમાં સમાયલી બીનાથી બંધવાનો ગુનાહ વધુ મક્કમ થશે, જોકે તેને "શેશન કમીટ" કરવા માટે પુરતી જબાની પડી ચુકી છે."

સઘળાંની નજર સ્ટેલા તરફ ફરી અને મી૦ બુલપીતે એકવાર ફરીથી તેણીને સાક્ષીનાં પીંજરામાં બોલાવી. લોર્ડ લેસલી તુરતજ તઇયાર થયો, અને સ્ટેલા આગળની માફક તે પીંજરાનો કતેરો પકડીને પાછી ધ્રુજતી ઉભી.

"મીસ મોરડાન્ટ, તમે સોગંદ ઉપર કહો છો કે આ દાબડો તમારો છે?" બુલપીતે પુછ્યું.

"હા." ધીમાં પણ ખુલ્લા અવાજે જવાબ મલ્યો.

"આ બોક્ષ તમે છેલ્લાં કયારે દીઠો હતો?"

"જે દીવશે હું ટાપુ ઉપરથી ઘસડાઇ ગઇ, તે દીવશે સહવારે મેં આ દાબડો જોયો હતો. તે મારાં બીછાણાનાં તકયા તળે હતો. આ દાબડો મારાં મમાંનો હતો, અને તેવણ તેની ઘણીજ સંભાળ રાખતાં હતાં." સ્ટેલા ધ્રુજતે અવાજે બોલી.

"પણ તે બંધવાના સ્વાધીનમાં કેમ આવ્યો?"

"રાથ, મારા ગયા પછી તુને એ મળીયો હતો?"

"મેં નાં કહ્યું કે તમે બંધવાને કાંઇ પણ સવાલ પુછી શકશો નહિ." બુલપીત સખતાઇથી બોલ્યો.

"તારા ગયા પછી મને એ દાબડો મળીયો હતો, અને મેં તે ઘણોજ સંભાળથી રાખ્યો હતો, કારણ હું જાણતો હતો કે આ તારી મતા છે" રાથ બોલ્યો.

રાલ્ફ તુચ્છકારથી હસ્યો, જાણે આયજ કારણથી તે બંધવાનાં બદન ઉપરથી મળી આવ્યો હતો!

"એમાં શું છે તે તમે જાણો છો?"

"નહિ, મારાં મમાંએ એ દાબડો મારા હાથમાં કદી પણ

આવવા દીધો હતો નહિ. એક દીવશે તે અચાનક મારા હાથમાં આવ્યો, તેથી તેવણ ઘણાજ ચીરડાઇ ગયાં, અને મારી પાસેથી ઝુંટાવી લીધો."

"કદાચ આ દાબડો તમારાં કોઇ સગાંનો હશે, અને તેવણે તમારાં માતાને રાખવા આપ્યો હશે."

"મારાં કોઇ પણ સગાં નથી, સાહેબ. હું રાથ સીવાય બીજાં કોઇને પણ ઓળખતી નથી."

"મીસ મોરડાન્ટ, હું આ દાબડો ઉઘાડવાનો હુકમ મુલતવી રાખું છું" મેજીસ્ત્રેટ બોલ્યો "આ કેસને લગતી એમાંથી કાંઇ બાબદ મળે એ વીશે મને શક છે, અને તેથી એ પાછળ વધુ વખત ન રોકતાં હું બીજા સાક્ષી લૉર્ડ લેસલીને બોલાઉં છું."

લોર્ડ લેસલી તે પીંજરામાં દાખલ થયો, પણ તે અગાઉ તે સ્ટેલાને પોતાની જગ્યાએ પાછો બેસાડી આવ્યો હતો. રાથ તેને લંડનમાં સેસીલ હોટેલમાં મળગો હતો, અને ત્યાર પછી તેને લોર્ડ લેસલીને, એક બદમાશનો ભોગ થઇ પડતાં કેવી રીતે બચાવ્યો હતો, એ સઘળું જયારે તેણે જાહેર કીધું, ત્યારે ઘણાકોની લાગણી રાથ તરફ ખેંચાઇ ગઇ.

"તે એક જંગળી છે, અને તેને આ કામ કાંઇ પણ ઉમદા લાગણીથી કર્યું હોય એમ હું ધારતો નથી" રાલ્ફે એકાએક ઉભો થતાં મત આપ્યું.

"હા સાહેબ, આ ઉપરથી બંધવો ગુસ્સાબાજ માણસ હોય એવું પુરવાર થાય છે" મી૦ લૉર્ક ટેકો આપ્યો.

પણ મી૦ બુલપીત તુરતજ ઉભો થયો.

"મારા લોર્ડ આ કેસ માટે ઘણો મોટો મતફેર પડે છે, અને આપણા કામ માટે ઘણુંજ અજબનું છે, કે આ કેસ સાથે સેહજ પણ સંબંધ ધરાવતી ચીજને નજીવી તરીકે પસાર કરવી

નહિ બંધવાનાં બદન ઉપરથી આ દાબડો મળેલો હોવાથી, હું તે ઉખેડવાની તમુને ભલામણ કરૂં છું, અને હું ધારૂં છ કે એ વીશે મીસ મોરડાનટને કાંઇ પણ વાંધો હશે નહિ. મીસ મોરડાનટ તમે શુ કહો છો?" ખુલ્લપીતે સ્ટેલા તરફ ફરતાં પુછ્યું.

"મારે કાંઇ પણ વાંધો નથી" સ્ટેલાએ જવાબ આપ્યો.

મેજીસ્ત્રેટે તે દાબડો લીધો, તુરતજ તેની ઉપરનું સીલ તોડવામાં આવ્યું, તેમાંથી કાગળનું એક ગોલ બંદળ સરી પડયું, અને મેજીસ્ત્રેટે તે કાગળ પોતાની નીચે બેઠેલા સોલીસીટરનાં કલાર્કને વાંચવા આપ્યું.

તે કલારકે આ કાગળની ઘડી ઉખેડી, અને તે ઉપર એક ઝડપી નજર કરી. દરેક જણ હવે આ નવો ધડાકો સાંભળવા ઉંચે દમે બેઠું.

"આ કાંઇ દસ્તાવેજ લાગેછ, મારા લોર્ડ, અને તે મીસ મોરડાનટનાં સંબંધમાં કાંઇ અગત્યનો ખુલાસો રજુ કરે છે."

"વાંચો, વાંચો" નાં પોકારો પછી શાંતી ફેલાતાં, કલાર્કે મોટે અવાજે આ દસ્તાવેજ નીચે પ્રમણે વાંચવા માંડયો :—

"'આ દસ્તાવેજ મારી દીકરી સ્ટેલ્લાને મારા મરણ બાદ વંચાવવો એવી મારી ખાહેશ છે. તેની પોતાની તોખમ, પોતાનું ખરૂં નામ, અને પોતાનાં બાપને માટે કાંઇ પણ જાણતી નથી, અને જયાં સુધી હું આય ફાની જહાન છોડી જાઉં, ત્યાં સુધી તેણીને આ નાપસદ ખેજાલતભરી હકીકત જણાવવાને મારી છાતી ચાલતી નથી. તેણીનું નામ મોરડાનટ નથી, અને તેણીનાં ધારવા પ્રમાણે હું એક વીધવા નથી, પણ એક અવા નકામા અને નાતરસ આદમીની પરણેતર છું, કે જેનાથી મને મારાં એકપુરાં બચ્ચાં સાથે નાહસી જવાની ફરજ પડી છે. હું તને છુપાછુપ પરણી હતી, પણ લગન પછી ફકત એકજ મહીનામાં

મને માલમ પડયું કે મારો ધણી મને કોઇ બીજીને માટે તજી ગયો છે. પાછળથી મને માલમ પડયું કે આ બીજી સ્ત્રીને તે પરણ્યો હતો, અને આ જીવતી બઇરીપર બીજી બઇરી કરવાનો ગુનાહ ઓસ્ટરેલીયામાં બનયો હતો. મેં મારો ગેરઇનશાફ મુંગે મોહડે ખમ્યો છે, તેની સાંમે કાંઇ પણ પગળાં લીધા વગર મેં તેને જનો મુકયો છે. આ ઉપરથી મારી બેટી સ્ટેલા જયારે ઉમરમાં આવશે, અને જયારે તેણી આગળ આ દસ્તાવેજ વાંચવામાં આવશે, ત્યારેજ તેણી સમજી શકશે, કે મેં તેણીનાં બાપનું નામ શા કારણથી તેણીને જણાવ્યું હતું નહિ, અને મને થયલા આ ધાટકી ગેરઇનશાફનો ભરમ મારી છાતીમાંજ દાબી રાખ્યો હતો. તેણીનેજ ખાતર મેં સઘળી આફતો ખમી છે, લેકોની નીંદા સાંભળી છે; એવું વીચારીને કે તે હજીુણબી પોતાનાં નહિ જનમેલાં બાલક તરફ રેહમ કરીને પાછો ફરશે. પણ નહિ, તે ગયો, અને સદાનો ગયો. આપણા ધરમમાં એવું કહયું છે કે "કીનો લેવો એ ખુદાનાં હાથમાં છે," અને તેથી હું પણ કીનાં માટે તેને ખુદાની દયા ઉપર છોડું છું. મારી બેટી હવે સમજી શકશે કે મને હંમેશાં બેચેન અને ઉદાશીત રેહવાનું એજ કારણ હતું, અને મોહતની તલબ કરવાની મારી એજ મતલબ હતી જયારે તેણી આ વાંચશે ત્યારે હું તો એક એવી ખુશનુમાં જગ્યાએ હોવશ, કે જયાં જીવતાંઓ કદીબી સતાવતાં નથી, અને ઠાકેલાંઓને હંમેશની રાહત મળે છે. જો આ વાંચવા પછી તેણીનો બાપ જીવતો હોય તો જેમ મેં તેને માફ કીધો છે, તેમ તેણી પણ તેને માફ કરશે, એવું હું તેણીને ફરમાઉં છું; કારણ એક ગુનેહગાર કદીબી પશ્ચાતાપ કર્યા વગર મરતો નથી, અને તેને પણ કદાચ પશ્ચાતાપ કીધો હોય. આ દસ્તાવેજ સાથે હું મારાં લગનની સરટી-

ફીકેટ સ્ટેલાનાં જનમની સરટીફીકેટ, અને તે ઉમાંત બીજાં ચોક્કસ કાગળ્યાંઓ મુકું છું, કે જે મારી દીકરીને તેની કાયદાપુર્વક બેટી તરીકે પુરવાર કરવા મદદ કરી શકશે. જો જરૂર પડે તો તેણી પોતાના બાપની મીલકત ઉપર પણ દાવો કરી શકશે, પણ હું તે તેણીની મુનસફી ઉપર છોડું છું. ખુદા તેણીનો નેગહબાન હોજો.' "

તે કલાર્ક થોડો વખત થોભ્યો. અને વળી પાછી તે આખી કોર્ટ લોકોનાં ગણગણાતથી ગાજી રહી. સ્ટેલા એક પુતલાંની માફક લોર્ડ લેસલીની બાજુમાં રાથ તરફ જોતી સ્થીર બેઠી હતી.

' હયાં કાંઇ ઉમેરેલું છે, મારા લોર્ડ " તે કલાર્ક બોલ્યો " પણ તે ઘણાજ ઝાંખા અને ઉતાવળા અક્ષરે લખાયલું છે."

એક સેહજ કોશેશ પછી તે કલાર્કે આગળ વાંચવા માંડયું.

" ' મેં એક અજાયબ જેવી શોધ કરી છે. આ ટાપુ ઉપર હમુને બચાવનાર એક જવાન રહે છે, તેનું નામ રાથ રેન છે, અને તે મારી દીકરીનાં કેહવા પ્રમાણે લગભગ પોતાનાં જનમ્થીજ તેનાં બાપ સાથે હયાં રહે છે. ગઇ રાતે જે ઝુંપડાંમાં હમે રહીયે છીએ, ત્યાં થોડીક ચોપડી ગોઠવતાં મારી નજરે એક ચામડાંનો કોથળો પડયો. તે સ્પ્રીંગનો હતો, અને તે ઉંઘાડતાં તેમાંથી એક છબી અને કાગળ——' "

" આ લખાણ હયાં એકાએક અટકી ગયું છે, મારા લોર્ડ " તે કલાર્ક બોલ્યો.

રાથે આ લખાણનો છેલ્લો ભાગ ઘણાજ ધ્યાણથી સાંભળ્યો હતો, પણ તે કાંઇ બોલે તે અગાઉ પેલા કલાર્કે તે બંડલમાંથી થોડાંક કાગળ્યાં બાહર ખેંચી કહાડયાં.

" આ દસ્તાવેજમાં જણાવેલી સરટીફીકેટ છે " તે મેજીસ્ટ્રેટને આપતાં બોલ્યો.

મેજીસ્ટ્રેટે તે લીધી, અને પોતાની સાંમે ધરી.

"આ **લુસી કીંગ** અને **રોબર્ટ પરસીવલ** નાં લગ-ગની સરટીફીકેટ છે." તે ધીમેથી બોલ્યો.

એક જબરદસ્ત પોકારથી તે આખી કોર્ટ ગાજી રહી. રાલફ એકદમ ખડો થયો હતો.

"તદ્દન જુઠ્ઠું છે" તેણે બરાડ મારી "મારા પીતા આ સ્ત્રી સાથે કદીબી પરણ્યા હતા નહિ. આ એક "ફોર-જરી" છે.

પણ મેજીસ્ટ્રેટે તેને બેસી જવા ફરમાવ્યું.

"આ લગન ૧૮૭૬ નાં સાલમાં બીજી જુલાઇને દીવશે લંડનમાં સેંટ જેમસનાં દેવળમાં થયાં હતાં, અને તેના સાક્ષીઓ હેનરી કોવેનટ્રી અને વીલયમ વરકલી છે.

જબરા બડબડાત સાથે હવે સઘળું લોક વરકલી તરફ ફરયું. પણ તે પોતાનાં આગળાં વટી દાધી તેકવીને રાલફ તરફ જોતો, જાણે ત્યાં કાંઇ પણ અસાધારણું બનતું ન હોય એવી રીતે થંડ કલેજે બેઠો હતો.

"સ્ટેલા પરસીવલનાં જનમની સર્ટીફીકેટ ૧૮૭૭ નાં સાલમાં લખાઇ છે, અને તેણીને રોબર્ટ પરસીવલની હકદાર બેટી તરીકે ઓળખવામાં આવી છે."

આખી કોર્ટમાં એવો તો જબરદસ્ત ઘોંઘાટ થઇ રહયો, કે ગમે એવા જોરથી પણ "આરડર-આરડર" પોકારો થતાં તે ગડબડ થામી પડી નહિ. આહ, હમણા તેઓની વચ્ચે રોબર્ટ પરસીવલની હકદાર બેટી બેઠી હતી, અને એજ રોબર્ટ પરસી-વલ પોતાનાં બીજાં લગણથી, હમણાનાં રાલફ અરલ ઓફ રેતનનો બાપ થતો હતો! ત્યારે સ્ટેલા અને રાલફ બંને સાવકાં ભાઇ બેહન હતાં!

પણ મી૦ જુલપીત મુગો બેસી શકયો નહિ. પોતાનાં કરચળીવાળા ગાલ ઉપર બે રાતાં ધાબાં સાથે તે બોલવા ખડો થયો, કારણ આ સરટીફીકેટનો પુરો અર્થ તે સમજી ગયો હતો. અને જો કે તે રાલફને ચાહતો હતો નહિ, તો પણ તેનાં બચાવમાં બોલી ઉઠયો.

" મારા લોર્ડ, હું આ સામે વાંધો ઉઠાઉં છું અને——"

પણ મેજીસ્ટ્રેટે તેને વધુ બોલતો અટકાવ્યો.

" આ કેસમાં એક નવું ગુંચવણ ભર્યું વળું ઉમેરાયું છે, અને તે માટે વીચાર કરવા, હું આ કોર્ટ આવતી કાલ ઉપર મુલતવી રાખું છું."

આ હુકમ દરેક જણને આવકારદાયક થઇ પડયો. તુરતજ રાથને ત્યાંથી ખસેડવામાં આવ્યો, મેજીસ્ટ્રેટ અને બીજા ઓનરરી મેજીસ્ટ્રેટ ત્યાંથી ચાલતા થયા અને અતયંત આતુરતાથી લોકોનું ટોળું વાત કરતું બ્હાર ધસી ગયું. સ્ટેલા કે જે રાથને પાછી મળવાની ફેકટની આશામાં ઉભી થઇ હતી, તેણી હમણા લેસલી, એડવર્ડ અને જુલપીત તરફ આતુરતાથી જોતી હતી.

" તેણીને ઘરે લઇ જા, સીસ " લોર્ડ લેસલીએ પોતાની બેહનને કહયું " હું હમણા તમારી પાછળ આઉં છું."

સ્ટેલા અને સીસીલયા ગયા પછી, આ ત્રણે જણાં એકબીજાંને ટીકતાં ઉભાં.

" બાઇ જોવ " એડવર્ડ બોલ્યો " જો આ દસ્તાવેજ અને સર્ટીફીકેટ ખરી હોય, જો તેણી રોબર્ટ પરસીવલની હકદાર દીકરી હોય, તો તેણી " રેતન " નાં ખેતાબની તો નહિ, પણ કાંઇ નહિ તો રેતન મીલકતની વારેસ બની છે."

" હું એ ધોરે તમારી સાથે વાદવીવાદ ચલાવવા માંગતો

નથી" બુલપીત ખભાં ચહડાવીને બોલ્યો "મારૂં કુલ લોર્ડ રેતન——"

"લોર્ડ રેતન!" લેસલી બોલ્યો "જો આ બીજું લગન કાયદાપુર્વક ન હોય, અને આ દસ્તાવેજમાં જણાવ્યા પ્રમાણે મીસ મોરડાનટનાં માતાનાં લગન પછીજ થોડો વખત રહીને આ બીજાં લગન થયાં હોય. તો—તો હાલનો રાલફ કાંઇ લોર્ડ રેતન નહી, પણ–પણ——"

અને લોર્ડ લેસલીને આ વાકય પુરો કરવાની કાંઇ જરૂર હતી નહિ.

"ગુડ નાઇટ" મી૦ બુલપીત બોલ્યો "મને મારાં કુલને મલવાનું છે."

"કીયાં?"

"બંનેને" બુલપીતે તાણો માર્યો, અને ત્યાર પછી ત્યાંથી ધસારાબંધ ચાલી ગયો.

"આંય બુઢ્ઢો આપણે જાણીયેછ તેનાં કરતાં કાંઇ વધુ સમજે છે" બુલપીતનાં ગયા પછી એડવર્ડ બોલ્યો "હા, મેં એવણુનાં ચેહરા ઉપર હમણાં કાંઇ અજાયબ જેવી લાગણી જોઇ છે, અને મને લાગેછ, કે હવે થોડા વખતમાં એ કાંઇ નવું જુનુ કરી દેખાડશે ખરો"

"રેતન ગેરકાયદાસર?" લોર્ડ લેસલી બોલ્યો "ત્યારે ખરો લોર્ડ રેતન કોણ છે?"

"ખુદા ખબર" એડવર્ડ બોલ્યો "જયાં સુધી મારો દોસ્ત "નૉટ ગીલ્ટી" જાહેર ન થાય, ત્યાં સુધી બીજી બાબદો ઉપર ધ્યાણ આપવાનું મારે માટે અશકત છે."

# પ્રકરણ ૪૩ મું.



રાલ્ફ પોતાનાં ગોઠયાઓ સાથે તે કોર્ટનાં એક નાનાં ઓરડામાં દાખલ થયો. સાંજ પડી ગયલી હોવાથી હવે બતી થઇ હતી, અને રાલ્ફ બનતાં સુધી પોતાનો ચેહરો છુપાવતો તે ઓરડામાં આવીને એક ખુણામાં બેઠો હતો. પોતાનાં બાપનાં લગનની તારીખ તેને યાદ હતી, તે બે બુનયાદ હતો, એ તે સારી રીતે સમજતો હતો, અને હવે તે અરલ ઓફ રેતન નહિ, પણ એક કંગાળ નામ વગરનો ભીખારી હતો, એ સમજવા પછી તેને આશા રાખી, કે તેની સાથનાં બીજા ઉમરાવો એક પછી એક તેની આગળથી ખરી જશે.

પણ નહિ, તેને પોતાની ગણત્રીમાં ઠાપ ખાધી, તેઓ સઘળા ઉંચ તોખમનાં ગ્રહસ્થો હતા, અને ગ્રહસ્થો એક પડેલા માણસની પડખે રેહવાને કદીપણ ચુકતા નથી, ખસુસ કરીને જ્યારે તેઓનો દોસ્ત પોતાનાં કાંઇપણ વાંક વગર પડી ભાંગ્યો હોય.

તેથી કોર્ટ ઉઠતાં જ્યારે લોર્ડ હેથરલી, લોર્ડ પેરોડાલ, ડ્યુક ઓફ દેવનશાયર વગેરે રાલ્ફની આસપાસ તેને સધયારો અને દીલાસો દેવા ફરી વળ્યા, ત્યારે રાલ્ફ કાંઇ થોડો અજાયબ થયો નહિ.

"આ કેસ અજાયબીથી ભરપુર છે, રાલ્ફ" લોર્ડ હેથરલી ગંભીર પણ ખુલ્લા અવાજે બોલ્યો "તું કાંઇ ફીકર નાં કર એ વધન તો વાટી જશે."

"બરાબર છે" લોર્ડ પેરોડલ રાલ્ફનાં ખભા ઉપર હાથ મુકતાં બોલ્યો "રેતન, ખરૂં કહું તો મને આ કેસ હું જાણે નાટક જોતો હોઉં એવો લાગેછ. ધીરજ ધર બેરાદર, દુન્યાં અજાયબીથી ભરપુર છે."

"અને દુન્યામાં કેટલાક એવા હોય છે, કે જે બીજાની ચઢતી નહિ જોઇ શકવાથી, તેને તોડી પાડવા દગો ફટકો અજમાવે છે." ડ્યુક બોલ્યો.

રાલફે તેઓ સઘળા ગમ નજર કરી જો તેને જગે કોઇ બીજો હતે તો ઉપકાર અને હેરાનથી તે લજવાઇ ગયો હતો, પણ નહિ ઉપકારનું ઝાડ કાંઇ સઘળી જમીન ઉપર ઉગતું નથી.

"થેંકયું" તે આખરે બોલ્યો "હું સેહજ પણ બીહતો નથી." "અલબત આ એક "ફોરજરી" છે, અને જોકે ઘડીભર તે મને સતાવશે ખરી, તોપણ છેવટે હું મારો હક પાછો પુરવાર કરીશ."

"અલબત અલબત" સઘળા એક અવાજે બોલ્યા.

રાલફે પોતાનાં કપાલ ઉપર હાથ ફેરવીને હસવાની કોશેશ કરી. પણ તેટલાં લોર્ડ હેથરલી તેને ઓરડાની બ્હાર ઘસડી ગયો.

"આપણી ગાડી ખોટી થાયછ, રાલફ" તે બોલ્યો.

રાલફે મુંગે મોહડે તેની સાથે ચાલવા માંડ્યું. લોકોનાં ટોળાંમાથી પસાર થતાં રાલફે વરકલીને મી૦ ગ્રોન દીતેકતીવ સાથે વાત કરતાં દીઠો. તુરતજ તેને ઇશારત કરી જેના જવાબમાં વરકલીએ પોતાનું દોકું ધુણાવ્યું.

"મામલો ઘણોજ બારીક થઇ ગયોછ રાલફ" તેઓ ગાડીમાં બેઠા પછી લોર્ડ હેથરલી બોલ્યો "અલબત પેલી સરતીફેકત ઉપર લગણની તારીખ ખોટી છે—"

"હાસ્તો" રાલફ તુરતજ બોલ્યો એ "તારીખ સાથે કાંઇ ચેડાં કાડવામાં આવ્યાં છે. અને મારાં મમાં આ સ્ત્રીની આગળ મારા પીતાને પરણ્યાં હતાં, ત્યારે શું મી૦ બુલપીતે અમથોજ મારો હક સ્વીકારયો કે?"

"અને તેથીજ હવે આપણને હિંમતથી કામ લઇને આ દાવાને જલદી દાબી દેવો જોઇયે. પણ કેવો દાવો. આહ, આપ છોકરી સ્ટેલા તારી સાવકી બ્હેન હોય તો!"

રાલફે કાંઇ સોગંદ ખાધા.

"બેહેન!" તે તુચ્છકારથી બોલ્યો "અરે એ તો ભેજાંની ખસેલી, હલકામાં વસેલી, બદીમાં ફસેલી, એક ઠગારી દુકતી છે. મારી સામે આ સઘળું તેણીનું કાવતરૂં છે. જરા ઉભા તો રહો. પેહેલ્લાં આપણે આ તેણીનાં કેહવાતા દોસ્તને તેનાં લાયક ફેજે પુગાડીને પછી આપણે તેણીનો પણ નીકાલ કરી નાખશું. પણ હેથરલી, તમે મેરીને એ વીશે કાંઇપણ જણાવશો નહિ."

"નહિ, નહિ, તેણી આ નાપસંદ બાબદ નહિ જાણે તેની હું પુરતી સંભાળ રાખીશ."

તેઓ રેતન-હોલ નજદીક આવી પુગ્યા હતા, અને રાલફ બોલ્યો.

"હું હવે રજા લઇશ, હેથરલી, સાહેબજી."

"સાહેબજી" અને ત્યાર પછી લોર્ડ હેથરલી પોતાને ઘરે જવા આગળ વધ્યો.

રાલફ લઠડતી હાલતમાં રેતન-હોલની સીડી તરફ ગયો. પારકીન્સ દરવાજા આગળ તેને માટે ખોટી થતો હતો, અને પોતાનું ભોનું તઇયાર કરવાનો એક ઝડપી હુકમ આપીને, રાલફ સીધ્ધો પોતાનાં "ગોફા" માં દાખલ થયો, અને અલબત સીધ્ધો બ્રેનડીની બાટલી તરફ ફરીયો.

હવે શું કરવું? આ સવાલ તે વારંવાર પોતાને પુછતો હતો. એક વેળા તેને કેઠે નાહસી જઇને પોતાની સલામતીનો વીચાર કરયો. પણ પેલા શરામતું ખાતું ખરાબ થાય, તે તેની

ધુંઇ મગજે ચઢતાં, રાલફને પાછી હીંમત આવી, અને હવે "મરવું યા મારવું" નો નીયમ અખત્યાર કરવાને તેણે નીશ્ચય કર્યો. એકાએક બારણું ઠોકાતાં તેનાં વીચારમાં ખલલ પડી. ટેકાને માટે તેને પોતાની ખુરસી પકડી લીધી, પણ તે કોણ હતો તેની યાદ થતાં તેને બારણું ઉઘાડયું, અને મી૦ વરકલી તે ઓરડામાં દાખલ થયો.

"તમે મને મલવા માંગોછ?" તેણે તુરતજ પુછ્યું.

વરકલીનાં બોલવામાં, રાલફને "મારા લોર્ડ" ની ગેરહાજરી તુરતજ માલમ પડી, અને તેને પોતાને હોશ કરડયો.

"હા" રાલફ બોલ્યો "બાગ પીતા માટે તું જે મને ધમકી આપતો હતો તે હવે હું સમજું છું. બોલ વરકલી, હવે તારી પોતાની સલામતી માટે મારી આગળ સઘળો ખરો ખુલાસો કરી દે, નહિ તો હું તુંને હયાંથી જીવતો છોડીશ નહિ."

વરકલીએ એક જબરદસ્ત બગાસું ખાધું.

"સખત પગલાં લેવાની કાંઇ પણ જરૂર નથી. મી૦ બેનીસ્તર" તે થંડે કલેજે બોલ્યો "તમે હવે સઘળું જાણો છો. હા, હું તમારા પીતાનાં લગણનો સાક્ષી હતો."

"કીયાં—કીયાં લગન?"

"લંડનમાં થયલાં તેનાં પેહેલાં લગન. અને અજાયબ જેવું તો એ છે કે આ લગન પછી ફકત મહીનાં દીવસમાં તે તમારાં માતા સાથે ઓસ્ટરેલીયામાં પાછો પરણ્યો હતો. ગરીબ બીચારો. જયારે તે દારૂની ઝુમ્માં હતો, ત્યારે આ સઘળું તેણે મને કહી દીધું હતું."

"ત્યારે મ—મારાં મમાં—હું—હું——"

"તમે તો આ બીજાં લગનની પણ વરશ દીવશ અગાઉ

જનમ્યા હતા, અને તેથી તમે કોઇપણ રીતે રોબર્ટ પરસીવલનાં હકદાર બેટા નથી. તમે સમજ્યો છ કેની, મારા લોર્ડ?" વરકલીએ તાણો માર્યો.

"ત્યારે-ત્યારે હું અરલ ઓફ રેતન——"

"નહિજ તો."

"ચંડાળ, બદમાશ——"

"તમારા પીતા!" વરકલી તેને વધુ બોલતાં અટકાવીને પોતાની આંગળી નાંક આગળ ધરતાં બોલ્યો "તમારા મરહુમ અશરાફ પીતાને કાંઇ પણ ગાળ દેશો નહિ."

રાલફ તે ઓરડામાં આમતેમ ઝડપથી ફરવા લાગ્યો.

"હવે હું શું કરૂં, વરકલી?" તે એકાએક અટકી પડતાં બોલ્યો.

"શું કરે વળી નાહશી જાવ" તેને સુચવ્યું "પણ હવે એ સઘળી બાબદ સાથે મને કામ નથી. જેણે હું ચાહતો હતો, તે તો—" વરકલી વધુ બોલી શકયો નહિ "હવે તો હું આ ગુનેહગારને ફાંસીને લાકડે લતકેલો જોવાજ ઇચ્છું છું."

"તે લુચ્છાનાં ગુનાહ માટે કાંઇપણ શક નથી, તેની સાંમેની જબાની——"

"હા, પણ કોર્ટ તેની તરફેણમાં દેખાયછ." વરકલી એક નીસાસા સાથે બોલ્યો.

"કાંઇ નહિ, હું તેની તરફેણમાં નથી" રાલફ બોલ્યો "જો વરકલી, તું મને મદદ કર, અને ત્યાર પછી હું આ બંધવાને ફાંસીને લાકડે ચઢાવાની જોખમદારી મારે માથે લઉંછું."

"કેવી રીતે?"

"કોર્ટ સામે એમ કેહજે કે આ દસ્તાવેજ ખોટો છે. અને તે પેહેલ્લા લગન મારા પીતાનાં બીજા લગનની એક મહીનો પછીજ—"

"છત–છત. હકીકત. સેંટ જેમસનાં દેવળમાં તે લગનની રેજીસતર નોંધ પડી છે."

રાલફ ફુગળાઇ ગયો.

"ત્યારે તું મને શું સલ્લાહ આપેછ? જો વરકલી મને મદદ કર. તારા સીવાય હવે મારૂં બીજું કોઇ નથી."

"નાહશી જાવ, માગ લોર્ડ નાહસી જાવ. આય તીજોરીની ચાવી તમારી પાસે છે, અને બને એટલી નોટો અને ઝવેરાત લઇને——"

"મેરી–મેરી!"

"મેરીને જીતતાં તમારા હાથમાં પડશે બેડી, તેણીને નાંખો જાહનમમાં."

"નહિ નહિ, વરકલી નહિ. જો હમણા તું મને તેણીની સાથે પરણાવી આપે, તો હું મારી દોલતનો અર્ધો ભાગ તુને આપીને, તેણીની સાથે સદાને માટે કેઠે દુરદરાજ નીકળી જાઉં."

"દોલતની મને હવે કાંઇપણ પરવાહ નથી" વરકલીનો અવાજ બદલાઇ જતાં બોલ્યો "જે ચેરાગ મારે માટે બળતો હતો, તે ચેરાગ હવે ગુમ થયો છે. તેણીને માટેજ મેં તમારી પાસેથી "રોઝ કોટેજ" માંગયું હતું, અને હવે તેણીને ખાતરજ હું તે કીરતાર પાસે મારો કીનો માંગુંછું" વરકલી હવામાં મુકકી ધુમાવતાં બોલ્યો.

રાલફ ધ્રુજતો હતો.

"મારે હવે બુલપીત આગળ જઇને સઘળો ખુલાસો માંગવો જોઇયે" તે બોલ્યો.

વરકલી બારણા આગળ જતાં અટકી પડયો.

"દુન્યાનાં હવે સઘળા બુલપીતો, પેલી છોકરીને આ ખેતાબ અને મીલકતની વારેસ બનતી અટકાવી શકશે નહિ.

મારૂં માનો મારા લોર્ડ અને હજીુણુઆ નાહસવાની આ ટક ચુકશો નહિ."

રાલફે વરકલીને તે બારણું ઉઘાડીને બ્હાર જતાં જોયો. અને ત્યારપછી એક આરમ ચેર ઉપર ફસડાઇ પડીને તે આ સલ્લાહ ઉપર વીચાર કરવા લાગ્યો.

નાહસવું ! અરે નહિ. કોઇને ખાતર નહી તો ફક્ત મેરીનેજ ખાતર તે હયાં રેહશે, અને છેવટ સુધી પોતાનાં કીસમતની સામે થશે.

આખરે તેને ઉંઘનો ઝોકો આવ્યો, અને પોરઢયાનાં પેહેલાં કીરણુની મદદથી જોતાં તે હજીુણુઆ પોતાની ખુરસી ઉપર તદન ફીકકા ચેહરે પડેલો માલૂમ પડતો હતો. અને જયારે તે દીવશે કોર્ટ પાછી બેઠી, ત્યારે લોર્ડ હેથરલીની પાછળ તેનો ઉજળો સપ ચેહરો જોઇને ઘણુકોએ અજાયબીથી દાંતમાં આંગળાં પકડયાં.

આજે લોકોનું ટોળું અસાધારણ ચુપ હતું, કારણ જે ઉપરાસાપરી ધડાકા આગળે દીવશે થયા હતા, તે સઘળાનું શું પરીણામ આવશે, તે જાણવા તેઓ ઉંચા દમે ચુપ બેઠાં હતાં. સ્ટેલા જયારે લેસલીઓની સાથે કોર્ટમાં હાજર થઇ, ત્યારે સેહજ બબડાટ સીવાય ત્યાં બીજું કાંઇપણ માલમ પડયું નહિ. અને જયારે છેવટે રાથને તેનાં પીંજરામાં લાવવામાં આવ્યો, ત્યારે આજની તેની સરજત ઉપર દરેક જણ મનમાંજ અટકલ કરવા લાગ્યું.

મી૦ બુલપીરે કોર્ટનાં કામકાજની શરૂઆત કરી.

"મારા લોર્ડ" તે મેજીસ્ટ્રેટ તરફ ફરતાં બોલ્યો "ચોક્કસ કારણો—કે જે હમણા તમુને જણાવામાં આવશે—તે કારણોને લીધે હું આ કેસમાંથી મુકત થાઉં છું અને મારી જગ્યા લંડનનાં સઉથી જાણીતા સોલીસીટર મી૦ ગ્રામને સોપું છું."

અને જ્યારે તે જાણીતો સોલીસીટર ખડો થયો, ત્યારે અજાયબીથી સઘળાં તેને જોવા લાગ્યાં, કારણ મી૦ બુલપીતે તેને તાર કરીને બોલાવ્યો હતો અને લગભગ આખી રાત તેની સાથે આ કેસ બાબદ તકરાર ચલાવી હતી, એવું કોઇને પણ ખબર હતું નહિ.

એક સુંદર "બાઉ" સાથે તે નામીચો સોલીસીટર મી૦ બુલપીતની જગ્યાપર આવ્યો.

"આ કેસમાં કાંઇ પણ વધુ કરવા અગાઉ હું તમો નામદારનું ધ્યાણ ખેંચવાની રજા લઉં છું કે ગુનાહનાં દસ્તાવેજ ઉપર બંધવાનું ખોટું નામ લખવામાં આવ્યું છે."

આ શબ્દો એટલા તો ધીમેથી બોલાયા હતા કે એક પળ તે શું કેહવા માંગતો હતો તે કોઇ પણ સમજી શકયું નહિ. રાથ આ નામીચા સોલીસીટર તરફ જોવા લાગ્યો, અને ત્યાર પછી તેણે સ્ટેલા અને એડવર્ડ તરફ ઇંતેજારીથી નજર ફેરવી.

"ત્યારે બંધવાનું ખરૂં નામ શું છે?" મેજીસ્ત્રે પુછયું.

મી૦ ગ્રામે પોતાની તેબલ નીચેથી એક ચામડાંનો કોથળો ખેંચી કહાડયો, અને તે ઉઘાડીને આગળના જેટલીજ શાંતીથી બોલ્યો.

"રાથ પરસીવલ મારા લોર્ડ——**રાથ પરસીવલ, અરલ ઓફ રેતન.**"

એક પલ ત્યાં અતયંત ચુપકીદી ફેલાઇ અને જ્યારે લોકોને આ શબ્દોનો ખરો અર્થ સમજ પડયો. ત્યારે એકવાર ફરીથી ગોયા તે આખા કોર્ટને ધરતીકંપનો આંચકો લાગ્યો. સ્ટેલાએ એક ચીસ પાડી, અને પોતાની પાસે બેઠેલી લેડી સીસીલયાનો હાથ પકડી લીધો.

"શુંઉં" મેજીસ્ત્રેટ બોલ્યો ("ચુપ બેસો રાલ્ફ")

કારણ તે એક ઝટકે ઉભો થયો હતો, અને ઘણુજ ગુસ્સાથી કાંઇ બોલવા જતો હતો, પણ લોર્ડ હેથરલીએ તેને તુરતજ બેસાડો દીધો. "તમે શું બોલ્યા" મેજીસ્ત્રેટે પાછું પુછ્યું "નહિ એમ કદી બની શકેજ નહિ."

મી૦ આમે ગંભીરતાથી દોકું ધુણાવ્યું.

"હું તમારી અજાયબી સમજી શકું છું, મારા લોર્ડ" તે બોલ્યો "પણ એ માટે હું જોખમદાર છું. મારાં કુલની ઓળખ માટે મારી પાસ પુરતા પુરાવા છે."

કોર્ટની શાંતીમાં મજબુત ભંગાણ પડયું. "ઓરદર—ઓરદર" નાં પોકારો નીકળી ગયા, અને તે આખી કોર્ટમાં એક મછી બજાર જેવો ઘોઘાટ મચી રહયો.

પાછી શાંતી ફેલાતાં મેજીસ્ત્રેટ બોલ્યો.

"મી૦ આમ, તમે એક ઘણો ગંભીર દાવો કરો છો અને તેનાં પુરાવામાં તમારે કાંઇ સધ્ધર કારણ આપવાં જોઇયે."

"હું તયાર છું, મારા લોર્ડ" તે એક ખંખાર સાથે બોલ્યો "તમારી સામે ઉભેલો બંધવો "રેતન" છે. એ માટે મારી પાસે કેટલાક પુરાવા છે. બંધવાનો ચેહરો મરહુમ છેલ્લા લોર્ડ રેતનને, અને હમણાનાં લોર્ડ રેતનને ઘણોજ મળતો આવે છે, અને લેડી રેતન—આ કેસમાં જબાની આપી ગયલાં મીસ સ્ટેલા પરસીવલનાં માતા, કે જેવણ પેલા ટાપુ ઉપર ગુજર પામ્યાં હતાં—તેવણે પોતાનાં દસ્તાવેજમાં તેને ઓળખવાનો જે ઇશારો કીધો છે, એ સઘળું મારાં કુલની તરફેણમાં જોય છે. મારી પાસે તેનાં પીતાનાં લગનની અને બંધવાનાં જનમની સરતીફીકેટ છે, કે જે મને આએ ચામડાંનાં કોઠળામાંથી મળી આવી છે, જે કોઠળો લેડી રેતને જોયો હતો, અને તે બંધવો પોતાની સાથે તે ટાપુ ઉપરથી હયાં લાગ્યો છે. આ ઉપરથી

તમો નામદારની ખાત્રી થશે કે આપણી સાંમે ઉભેલો બંધવો "રેતન" નો ખેતાબ, દોલત અને મીલકતનો ખરો હકદાર વારેસ છે બંધવો બીજા, યાને વચલા ભાઇ હેરોલ્ડ પરસીવલનો બેટો છે, કે જે પોતાની ધણીયાણીને લગતા ઘણાજ કમનશીબ સંજોગ વચ્ચે, પોતાનાં વડા ભાઇ ટકુદર પરસીવલ, તે મરહુમ લોર્ડ રેતન, સાથે મરાયો હતો, અને ત્યાર પછી પોતાનાં બાળક બેટાને લઇને ઇંગલેંડ છોડી દેશપાર ગયો હતો. તેઓની સ્ટીમર "જયોરજીયા" ડુબી ગઇ, પણ સારે નશીબે આ બાપ-બેટા બચી ગયા, અને તેઓ વાંકુવરનાં ટાપુનાં પશ્ચીમ છેડા તરફ ધસડાઇ આવ્યા. મી૦ હેરોલ્ડ પરસીવલે પોતાની આખી જીંદગી આયજ ટાપુ ઉપર ગુજારી હતી, અને તેવણે બંધવાને એક સ્ત્રી સાંમે ઘણીજ ગંભીર ચેતવણી આપી હતી, તેનું કારણ પોતાનાં બાબમાં બનેલો પોતાની ધણીયાણી વીશે, તે નાખુશ બનાવને આભારી છે. મરતી વેળાએ પણ તેવણે પોતાનાં બેટાને, તેનું ખરૂં નામ અને ખેતાબથી અંજાણ રાખ્યો હતો. બીજો પુરાવો, મારા લોર્ડ બંધવા પાસેથી મળી આવેલી છરીનો છે. આ છરી કોર્ટમાં હાજર કરતાં તેની ઉપર "H. P." એ બે અક્ષરની ઇનીશયલો જોવામાં આવી હતી. આ ઇનીશીયલ તે કાંઇજ નહિ પણ હેરોલ્ડ પરસીવલની છે, અને તે ઉપરથી, તેમજ તમારી સાંમે પડેલી આ સરતીફીકેટ ઉપરથી તમુને માલમ પડશે, કે બંધવો રેતન ખેતાબ અને મીલકતનો ખરો હકદાર દાવેદાર અને વારસ છે."

રાલફ એક કુદકા સાથે પાછો પોતાની બેઠક ઉપરથી ઉભો થયો હતો. તે હવે સેહજ પણ ફીકકો હતો નહિ, પણ બાળી નાંખે એવા ગુસ્સાથી તે એટલો તો તપી ગયો હતો, કે ઘડીભર તેનાં ભેજાંની નેસ પણ તુટી જવાનો સંભવ હતો.

" જુઠ્ઠું—તદન હડહડતું બોહતાન છે. મારી સામે આ લોકો દગો રમેછ, કાવત્રાં રચાયછ," તેને બરાડ મારી.

લોર્ડ હેથરલીએ એક પાંદડાં મીસાલ ધ્રુજતો તેનો હાથ પકડી લીધો.

" ખુદાને ખાતર બેસી જા, રાલફ. ચીરડાવાને માટે આ જગ્યા તેમજ સમો નથી."

રાલફ પાછો બેસી ગયો. અને પોતાની લોહીથી ભરેલી આંખ્યો મી૦ ગ્રામ તરફ ટાંકી.

"કોર્ટ તમારી અરજ સ્વીકારે છે." મેજીસ્ટ્રેટ બોલ્યો " જોકે એ માટે આપણને હજુણ ઘણું કરવાનું છે. છતાં હાલતુરત તમે કહોછો તે નામે બંધવાને ઓળખવાને માટે યાદ રાખજો કે તમે પોતે જોમખદાર છો."

મી૦ ગ્રામે દોકું નમાવ્યું.

"હવે હું મી૦ રીચર્ડ ગ્રીન દીતેકતીવને બોલાઉં છું."

તે દીતેકતીવ લોકોનાં ટોળાંમાંથી મુશકેલીથી પોતાનો રસ્તો કાપતો સાક્ષીનાં પીંજરાંમાં આવી ઊભો. તે ઘણો ઉસકેરાયલો દીસ્તો હતો. તેનાં હાથમાં એક કાગળ પકડેલું હતું, અને રાએતાનાં સોગંદ લીધા પછી તે ધીમાં અવાજે બોલ્યો.

" મારૂં નામ રીચર્ડ ગ્રીન છે. હું દીતેકતીવ ખાતાંનો વડો છું. અને આ કેસ મારા હાથમાં સોંપવામાં આવ્યો હતો."

"તમે બંધવાની સામે સાક્ષી આપો છો ?" મી૦ ગ્રામે પુછ્યું.

" નહિ સાહેબ."

સઘળાં અજાયબીથી ચોંકયાં.

"ત્યારે તમે બંધવા સામે મુકેલો આરોપ પાછો ખેંચી લેઓ છો ?"

" હા, સાહેબ."

"કાંય?" મેજીસ્ત્રેટે પુછ્યું.

"મને ચોકકસ ખબર મળી છે. મારા લોર્ડ અને તે ઉપરથી હું બંધવાને ગુનેહગાર ધારતો નથી. મારા લોર્ડ મેં મરનાર સ્ત્રીનાં ધણીનું નામ શોધી કહાડ્યું છે. મને તેણીનાં જુનાં પોશાકમાંથી તેણીનાં લગનની સરતીફીકેટ મળી છે. અને તે ઉપરથી——" પણ તે વધુ બોલી શકયો નહિ. ઓનરરી મેજીસ્ત્રેટોની હારમાંથી એક જણ એકાએક ખડો થયો હતો. તે રાલફ હતો.

"હું સીક છું. મને જવા દો—પાણી—હવા" તે બોલી ઉઠયો.

મી૦ ગ્રીન તે સામે કાંઇ વાંધો ઉઠાવા જતો હતો, પણ તે અગાઉ રાલફ તે દીવાનખાનાંમાંથી બ્હાર પડી ચુકયો હતો.

તે પાછો આવશે એવી આશામાં દરેક જણ ત્યાંજ બેસી રહ્યું, અને મી૦ ગ્રીને પોતાની જબાની આગળ ચલાવી.

"હા, મેં મરનાર સ્ત્રીનાં ધણીનું નામ શોધી કહાડ્યું છે, અને તે નામ, મારા લોર્ડ, બેનીસ્તર, રાલફ બેનીસ્તર છે."

એક બીજી ચીચયારીથી તે આખી કોર્ટ ગાજી રહી. તે વરકલી હતો.

"બેનીસ્તર" તેણે બુમ પાડી "બેનીસ્તર! હું તેને ઓળખું છું. તે લોર્ડ રેતન છે. દોડો પકડો. તેણી તેનાંજ ખેતરમાં મળી આવી છે, હું તેને લંડનમાં મળ્યો હતો, અને તેનું આગલું નામ બેનીસ્તર છે, એવી મારી ખાત્રી છે."

બે સીપાઇઓએ તેને પકડીને બેસાડી દીધો, અને મી૦ ગ્રીને પાછું આગળ ચલાવ્યું.

"મેં આ બેનીસ્તર પરણ્યા પછી, તેની જીંદગીની હમણાજ લંડનમાં પુછપરછ કરી છે, અને તે ઉપરથી મને માલમ

પડયુંછ, કે તે પોતાની સ્ત્રીને તજી આવીને આ ઉમરાવપદનો દાવો કરવામાં ફતેહમંદ નીવડયો હતો અને——"

તે વધુ બોલી શકયો નહિ. જબરા મોટા ધડાકા સાથે લોકોનું ટોળું વીખેરાઇ જઇને આખી કોર્ટમાં ફરી વળ્યું. એક ચીચયારી સાથે સ્ટેલા પોતાનાં હાથ લંબાવીને રાથ તરફ ધસી ગઇ, અને હવે કોઇએ પણ તેણીને અતકાવી નહી.

" રાથ–રાથ. "

રાથે વાંકો વળીને તેણીનો હાથ પકડયો.

" સ્ટેલા, સ્ટેલા, તું ના બીહ–ના ધ્રુજ. સત્યતાની આખરે ફતેહ થશેછ. સ્ટેલા તું ના રડ. "

" સ્ટેલાની આંખમાંથી નવધાર આંસુઓ નીકળી પડયાં, અને તે કોર્ટમાં હાજર રહેલી, તેણીની બીજી બેહનપણીઓનો પણ એવોજ હાલ હતો.

પોલીસ સીપાઇઓની દોડાદોડ થઇ રહી, ઓનરરી મેજી-સ્ત્રેટોમાં ગભરાત ફેલાઇ રહયો, " આરદર–આરદર " નાં પોકારો નીશફળ ગયા, અને જયારે મેજીસ્ત્રેટનાં મોઢાંમાંથી " નોટ ગીલ્ટી " નો તે યાદગાર સખુન બહાર પડયો, ત્યારે તે આખી કોર્ટમાં જબરો શોરબકોર મચી રહયો. રાથનાં પીંજરા આગળથી બે સીપાઇઓ ખસી ગયા, લોર્ડ લેસલી અને એડવર્ડ તે પીંજરા તરફ ધસી ગયા, લોકોનું ટોળું તેની આસપાસ ફરી વળ્યું, અને રાથ પરસીવલ અરલ ઓફ રેતન માટેનાં ખુશાળીનાં પોકારો તે કોર્ટથી ખાસ્સા એક માઇલ જેટલા દુર સંભળાતા હતા.

" ખુદાને ખાતર એને લઇ જાઓ, એક ગાડી બોલાવો " એડવર્ડે બુમ પાડી " ઓ સમાલો મીસ મોરડાન્ટ " કારણ લોકોનું એક ટોળું તેણી આસપાસ પણ ફરી વળયું હતું.

રાથે આ ચેતવણી સાંભળી હતી. તેણે પોતાનાં મજબુત

હાથો લાંબા કર્યા, અને સ્ટેલાને આખી ને આખી જમીન ઉપરથી ઉંચકીને પોતાનાં પીંજરામાં લીધી.

રે વાંચનાર, આ બે જવાન જીવડાઓની હાલત દરસાવવા મારી કલમમાં તાકત નથી. ઘડીભર આ આખી કોર્ટ તેઓની નજર સાંમેથી ગુમ થઇ, એક પળવારમાં આ લોકોનું ટોળું તેઓ સાંમેથી નાબુદ થઇ ગયું, તેઓ મુંગે મોહડે એકમીજાને ટીકતાં ઉભાં, અને તેઓને જોડેજોડ ઉભેલાં જોઇને તે પુરાણી કોટની દેવાલ, અને છાપરાનાં નળીયે નળીયાં, ખુશાળીનાં પોકારોથી ગાજી રહયાં.

"એનીસ્તર—એનીસ્તર" મી૦ ગ્રામે બુમ પાડી.

"પકડો પકડો" ગ્રીન ડીટેકટીવનો સાદ સંભળાયો "વરકલી કયાં છે? ઓ દોડો ગુનેહગાર નાશી જશે. બાજુ—બાજુ" અને આટલું બોલતાં આ બે નામીચા નરો, તે ટોળાંમાંથી કુતરાંની માફક ઉંધે મસ્તક દોડી ગયા.

## પ્રકરણ ૪૪ મું.

"અંતે ધર્મો જય" આ શબ્દો ઘણા સાધારણ છે. ફેલ ફ્રેબી ચાલી ચાલીને ઘણું તો બે ચાર દીવશ ટકી રેહશે, પણ આખરે સત્યતાની ફતેહ છે, અને છેવટે છલકપટ કરનારો આદમી, પોતાનાંજ મકકરની જાળમાં પોતેજ શીકાર થઇ પડે છે.

રાથ સાંમે જે તોફાનનું વાદળ ચઢી આવ્યું હતુ, જે પ્રકાશીત રવીરાજ ઘડીભર છળકપટનાં વાદળાં પાછળ છુપાઇ રહયો હતો, તે સઘળાં તોફાનનાં વાદળાં, હવે સત્યતાનાં પવનથી વીખેરાઇ ગયાં હતાં, રાથ એક નીર્દોશ આદમી તરીકે તે લોકોનાં ટોળાં વચ્ચે ગોયા પુંજાતો હતો, અને તે ટોળાંની મુખ્ય

મતલબ તેઓ માટે ખુશાલીનાં પોકાર કરવામાંજ સમાઇ જતી હતી.

આવા અસાધારણ સંજોગ વચ્ચે, સ્ટેલાની જગ્યે જો કોઇ બીજી છોકરી હતે, તો તેણી ધાસ્તીથી અત્યાર અગાઉની બેભાણ થઇ ગઇ હતે. પણ નહિ, સ્ટેલાને વગર કારણે અને કવખતે નાજુક થતાં આવડતું હતું નહિ. તેથી જાણતી હતી કે રાથ તેણીની પાસે હતો, આ ભાઇબંધી ભર્યું લોકોનું ટોળું તેઓને કાંઇ પણ હરકત કરશે નહિ, અને તેથી ખુશાળીથી ખીલતા ચેહરા સાથે, તેણી રાથની બાજુમાં હિંમતથી મુંગે મોહડે ઉભી હતી, કે જે પોતાનાં હંમેશનાં ગંભીર પણ શાંત અને ખુલ્લા ચેહરાથી પોતાની ટોપી ઉંચકીને સર્વેને સલામ કરતો હતો.

આખરે એડવર્ડ તેઓ આગળ આવી લાગ્યો.

"આપણી ગાડી તઇયાર છે, રાથ" તે મુશકેલીથી બોલ્યો "ચાલ–દોસ્ત–ચાલ, લેસલી પણ ત્યાંજ છે, અને મારા પપા પણ——ગૃહસ્થો ખુદાને ખાતર બાજુએ થઇને હમુને જવા દો મારો દોસ્ત થાકી ગયો છે, અને આ જવાન બાનુ પણ——"

ખુશાળીના છેલ્લા પોકારો થઇ રહયા. ત્યાર પછી લોકોએ તે રસ્તાની બંને બાજુ વેંહચાઇ જઇને, રાથ અને સ્ટેલાને પસાર થઇ જવા માટે રસ્તો કરી આપ્યો. એડવર્ડ તેઓને ગાડી આગળ લઇ ગયો, કે જયાં તેનાં પીતા અને લેસલીઓ તરફથી તેઓને ઘણાજ આદર ભાવથી વધાવી લેવામાં આવ્યાં.

સ્ટેલા તે ગાડીમાં લેડી સીસીલયા સાથે કેવી રીતે જઇ બેઠી, તે તેણી કદી પણ કહી શકી નહિ, જયારે ગડબડમાં રાથ પણ ધ્યાવનોની સાથે તેઓની ગાડીમાં ચઢી બેઠો હતો.

ઘરે જઇ પુગતાં લેડી સીસીલયા બોલી.

"સ્ટેલા હવે તુંને આશાયશ લેવી જોઇએ."

" ઓહ, મને એવું લાગેછ કે જાણે હવે હું નચીંત જીવે હંમેશ સુધી આશાયશ લઇ શકીશ " સ્ટેલા ધ્રુજતા અવાજે બોલી " એ લેડી સીસીલયા તે બચી ગયો છે, તે મને પાછો મળીયો છે, એ વીચારથી હું હરખાઇ જાઉં છું. અરે, એના જેવો એક ભલો બાહદુર અને સોહામણો જવાન મલવો ઘણો મુશકેલ છે. "

" હા, ડીયર " સીસીલયાએ ટેકો આપ્યો " તે એક ફરેસ્તો છે, અને અજાયબ જેવું તો એ છે કે તે ઇનશાનનાં રૂપમાં એક ફરેસ્તો છે. સ્ટેલા તું એના જેવા એક ભલા ગ્રહસ્થને તારા સુખ દુખનાં સાથી તરીકે પસંદ કરવા ખરેજ તું ભાગ્યશાળી છે. "

" નહિ—નહિ તેણે મને એ વીશે કાંઇ કહ્યું નથી ? " સ્ટેલા ગભરાઇ જતાં બોલી.

" પણ સ્ટેલા, તું સમજતી નહિ. તમો બંને પેલા ટાપુ ઉપર એકલાં હતાં, અને સારૂં ગામ જાણે છે કે તે તુંને ચાહે છે. લુચ્ચી છોકરી ! તમે બંને અરસપરસ એકબીજાને ચાહો છો, ત્યારે હવે ખોટી શાની છે ? "

લેડી સીસીલયા આ સઘળું ભલી લાગણીથી બોલી હતી, પણ સ્ટેલા ઉપર તેણીનાં શબ્દોએ ગંભીર અસર કરી. ખરૂં હતું કે તેણી રાયને ચાહતી હતી, તોપણ તેની સાથે પરણવાનો સીધો વીચાર તેણીએ કદી કરયો હતો નહિ.

" લેડી સીસીલયા " તેણી બોલી " તમે ધારોછો કે તે મને પરણવા બંધાયલો છે, કારણ હમો બંને તે ટાપુ ઉપર એકળાં પડયાં હતાં, અને લોકો એવું વીચારે છે કે એમ કરવાની તેની ફરજ છે. નહિ નહિ. લેડી સીસીલયા રાયને તેની મરજી ઉપ્રાંત હું કદીએ પરણીશ નહિ. "

"માફ કરજે સ્ટેલા. મેં તુંને ગુસ્સે કરવાનો જરાઅી ઇરાદો રાખ્યો નહિ" સીસીલયા તુરતજ બોલી.

બીજી તરફ રાથ, એડવર્ડ અને તેનાં બાપ સાથે બ્રાયન હાઉસમાં આવી પુગ્યો હતો. કેહવાની કાંઇપણ જરૂર નથી કે આ ભલાં કુટુંબનો દરેક સભાસદ તેની આસપાસ આદર-ભાવ આપવા તુરતજ ફરી વળ્યું. લેડી બ્રાયન તેને પોતાનાં બેટાની જીંદગી બચાવનાર અને તેને તવંગર બનાવનાર એક ફરેસતા તરીકે જોવા લાગી, જ્યારે સર ગ્રીલબર્ટ પણ તેનો દમામદાર દેખાવ અને સભ્યતા માટે મનમાંજ અજાયબ થયો.

અને કાંઇક સહરાગાટ ભરેલી ભાષામાં બોલ્યે તો તેઓ સઘળાં તેની આસપાસ એવી રીતે ફરી વલ્યા કે જાણે હમણાજ તે કોઇ ભયકાર માંદગીમાંથી મુકત થયો હોય, યા તો એક મોંટા લશકર સામે તદન એકલે હાથે જીત મેળવી આવ્યો હોય. દરેક જણુ તેને પંપાલવા લાગ્યું, એડવર્ડ તેનાં ખભાં ઉપરથી પોતાનો હાથ ઉપાડી શકયો નહિ અને કદાચ કાંઇ ન ધારેલા સંજોગ વચ્ચે તે તેઓની આગળથી પાછો દુર થાય, એવી રીતે તેની નઝદીકમાંજ ભમ્યા કીધો, જયારે બ્રાયન કુટુંબનાં નાનાં ભુલકાઓ તેઓનાં આ "કાકા" નાં પાસાંમાં બેસવા એકબીજાં સાથે હરીફાઇ કરવા લાગ્યાં."

"રાથ, તું હયાંજ રેહસે" સર ગીલબર્ટ આખરે બોલ્યો "આ ઘર તારૂંજ છે. અને જયાંસુધી તારી બાબદનો કાંઇ નીવેડો થાય નહિ, ત્યાંસુધી હમે તુંને હયાંથી જવા દઇશું નહિ."

રાથે તેઓ સઘળાનો આભાર માન્યો. અને જાણે કોઇને જોવાની આશા રાખતો હોય એવી રીતે પોતાની આસપાસ એક ઝડપી નજર કરી.

"સ્ટેલા કયાં છે?" તેણે આખરે પુછ્યું.

"લેસલીઓ તેણીને પોતાને ઘરે લઇ ગયાં છે" એડવર્ડે જવાબ આપ્યો.

"ત્યારે તો હું હમણાંજ તેણી આગળ જાઉંછું."

પણ તેટલામાં એક બતલર મી૦ બુલપીત સાથે ત્યાં દાખલ થયો. તેઓ સઘળાને શેંકહેંડ કરવા પછી બુલપીત સીધ્ધો રાથ તરફ ફરયો, અને તેની તરફ પોતાનો હાથ લંબાવ્યો.

"તમુને આટલા જલદી "દીસતર્બ" કરવા હું ઘણો દલગીર છું, લોર્ડ રેતન" તે બોલ્યો "પણ તેમ કર્યા વગર મને ચાલતું નથી. જે અચાનક રીતે ખરી હકીકત બાહર આવી છે, જે અફ્સોસકારક શોધ, કે ગુનેહગાર તમારા ખેતાબ અને મીલકતનો માલેક છે, અને તે મારૂં કુલ છે, એ સઘળાથી બચી જવા હું મારી જીંદગીનાં દસ વરશ આપી દેવા તઇયાર છું. પણ નહિ, મને મારી ફરજ બજાવવાની છે, અને મારા ખુદાઇ ધંધાની રૂએ હું તમુને એટલુંજ કેહવા માંગું છું કે જયાં સુધી હાલનો લોર્ડ રેતન પોતાનો બચાવ કરી શકે, ત્યાં સુધી હું તેની તરફથી તમારી સાંમે લડીશ, મારી નાકેશ શકતી મુજબ હું ક્રીમીનલ કોર્ટમાં તેનો બચાવ કરીશ, અને તેને ઇનશાફ અપાવાની કોશેશ કરીશ, અને તેથી તમારો હક પુરવાર થયા પછી, જયારેબી તમે મારે માટે વીચાર કરો, ત્યારે હું તમુને એવું સમજાવવાની રજા લઉં છું, કે તમુને એક એવા સોલીસીટર સાથે કામ લેવું પડયું હતું કે જે પોતાનાં બુલંદ ધંધાની રૂએ પોતાની ફરજ બજાવવા કદીબી પાછળ હથ્યો હતો નહિ."

આ લાંબાલચ લેકચરનો મોટો ભાગ રાથને ઠીક અને લેટીન જેવો લાગ્યો હતો, પણ મી૦ બુલપીત શું કેહવા માંગતો

હતો તે થોડુંધણું તે સમજી શકયો હતો.

"હું ધારૂંછ કે હું તમુને સમજી શકુંછ" રાથ બોલ્યો "તમે એક પડી ભાંગેલા માણસની પડખે રેહવા હંમેશ તઇયાર રહો છો."

"બરાબર છે, મારા લોર્ડ" અને ત્યાર પછી જેટલી ઝડપથી તે આવ્યો હતો તેટલીજ ઝડપથી તે રાથને શેકહેંડ કરીને ત્યાંથી ચાલી ગયો.

તેનાં ગયા પછી, ત્યાં ઘણીજ રસીલી તકરાર ચાલી રહી. પેલા ટાપુ ઉપર તેઓની જીંદગી—સોનાની શોધ—નીતાનું ખુન—રાથનો એકાએક ફેરવાયલો દરજ્જો—એ સઘળાં વીશે ત્યાં ગરમાગરમ વાદવીવાદ થઇ રહયો, પણ રાથ તે કાંઇ પણ સાંભળતો હતો નહિ. થોડાજ વખતમાં તે અકડવકડમાં પડયો, અને ત્યાર પછી એકાએક ઉભો થયો.

"હું સ્ટેલા આગળ જાઉંછ, તેણી મારી રાહ જોતી હશે."

"આપણે સાથે જઇશું, રાથ" એડવર્ડ બોલ્યો.

અને કુદરતી હતું કે તેણે એક નીસાસો નાંખ્યો, કારણ રાથ હવે પોતાની પ્રીયાને જીતવા જતો હતો, જયારે અફસોસ, તે, એડવર્ડ, નાસીપાસી સીવાય બીજું કાંઇ પણ જાણતો હતો નહિ. અરેરે, મેરી હમણા કેવી હાલતમાં હતી તે જાણવા એડવર્ડે તે વેળા પોતાની જીદગીનાં અર્ધાં વરશ આપી દીધાં હતે, કારણ જે માણસને તેણીએ પરણવાનું વચન આપ્યું હતું, તે હમણા પોતાનો ખેતાબ અને મીલકત ખોઇ દેવાની ધાસ્તીમાં હતો, તે એક ખુની હતો, અને હવે ફાંસીને લાકડે ચઢવાને લાયક હતો! પણ નહિ એક જાતની મગરૂરીથી એડવર્ડ પોતાને તેણી આગળ જવા સમજાવી શકયો નહિ. એક ખરા દોસ્તની માફક તેણે પોતાનો સ્વાર્થ બાજુએ મેલ્યો, અને

જ્યારે તેઓ લેસલી એબી નઝદીક આવી પુગ્યા ત્યારે રાથ એક જાતની બેચેન અધીરાઇથી તે ગાડીમાંથી ઉતરી પડ્યો.

લોર્ડ લેસલી તેઓની સાંમે આવ્યો અને અતયંત મીત્રાચારી ભરી રીતે રાથને શેકહેંડ કરી તેણે એક કલાક પોતાનાં ઓરડામાં ગુજારયો હતો, અને એક ખરા ગ્રહસ્થ અને ઉમદા ખવાસને છાજતી રીતે, તેણે જે છોકરીને તે ચાહતો હતો, તેના આશકને ખુલ્લાં દીલથી મળવાનો વીચાર કરયો હતો, અને તેથી ભલા લોર્ડ લેસલીનાં અંતઃકરણમાં રાથ માટે હમણા સેહજ પણ અદેખાઇનો અંશ જણાતો હતો નહિ.

"તમે મીસ મોરડાન્ટને મળવા માગોછ" તે બોલ્યો "ઓ, આઇ મીન, મીસ રેતન, કે લેડી રેતન? તેણી હમણાજ મારી બ્હેન સાથે બગીચામાં ગઇ છે. તેઓ સમર-હાઉસમાં હશે. લોર્ડ રેતન" તે રાથનાં ખભાં ઉપર હાથ મુકતાં બોલ્યો "હું જોઉંછ કે તમે તેણીને મળવા ઘણા આતુર છો, અને જ્યારે તમે તેણી સાથે પાછા ફરશો, ત્યારે તમે મને મારી બ્હેન અને એડવર્ડ સાથે એક તુરતનાંજ એનગેજ થયલાં જોડાંની સલામતી લેવા ખાણાની તેબલ ઉપર તઇયાર જોશો."

પણ રાથ આ સઘળું સમજવાને ત્યાં થોભ્યો નહિ. ઝડપી કદમે તે બગીચા તરફ દોડયો, અને તેને જોઇને લેડી સીસીલયા કાંઇ બાહણું કાઢીને સ્ટેલા આગળથી વંજો માપી ગઇ, સ્ટેલા ત્યાં એકલી બેઠી. તેણીનાં ચેહરા ઉપર પલક પલકમાં ફેરફાર થતો હતો, તેણીનું અંતકરણ તેનાં પગલાંના દરેક અવાજનાં પડઘા પાડતું હતું, અને રાથને ત્યાં આવતાં જે થોડીક સેકંડ થઇ હતી તે અરસામાં એક ઝટકા સાથે તેણીનાં મગજમાંથી રાથ સાથની પેલા ટાપુ ઉપરની જીંદગીની યાદ પસાર થઇ ગઇ.

રાથ સમર હાઉસમાં દરવાજા આગળ એક પળ થોભ્યો,

અને ત્યારપછી તેણીનું નામ પોકારતો પોતાનાં બંને હાથ પોહળા કરીને તેણી તરફ દોડી ગયો.

પણ સ્ટેલા ગુપચુપ બેસી રહી !

"સ્ટેલા" રાથે બુમ પાડી "સ્ટેલા જો હું આવ્યોછ."

"કેમ છેઓ લોર્ડ રેતન" તેણી ગગળતા સાદે બોલી શકી.

રાથ દગદગયો, ધાસ્તી અને અજાયબીથી તે એક દગલું પાછળ હથીને તેણી તરફ જોવા લાગ્યો.

"સ્ટેલા" તે ઠપકાભર્યા અવાજે બોલ્યો "સ્ટેલા તું મને પાછો જોઈ ખુશી નથી અરે તુંને શું થયુંછ."

"કાંઇ નહિ" તેણી બાહરની શાંતીથી બોલી "હું તમુને જોઇ ખુશી છું, લોર્ડ રેતન અને તે માટે તમુને તમારા બીજા દોસ્તો સાથે હું—હું પણ મુબારકબાદી આપુછ."

"લોર્ડ રેતન ? બાહ, એમાં શું વલ્યું. જો એકકી વેળા હું એવા દસ લોર્ડ રેતન થઇ શકતો હોઉં, તો પણ હવે આપણે એકબીજાંથી કદીપણ છુટાં નહિ પડવાને માટે સાથે મળીયાછ, એ મારે માટે વધારે ખુશાળી ભર્યું છે. વીચાર કર સ્ટેલા."

"પણ—પણ હું તો જવા ધારૂંછ, હું હમણાજ લેડી સીસીલયાને કહેતી હતી——"

"હા, સ્ટેલા હવે આપણે સાથેજ પેલા ટાપુ ઉપર પાછાં જઈશું."

"ઓ નહિ—નહિ તમે હવે એક મોટા ઉમરાવ બન્યાછ. તમારે માથે મોટી ફરજ અને જોખમદારી આવી પડીછે. અને તેથી તમુને હયાંજ રેહવું જોઇયે. જયારે હું તો——"

"સ્ટેલા, તુંને શું થયુંછ. શું તું મારી સાથે ગુસ્શે છે ? તોપણ આજે સહવારે તું મને જોઇ ઘણી ખુશી હતી. સ્ટેલા

હું તુંને કદીબી બરાબર સમજી શકયો નથી. તું પેલા ટાપુ ઉપર મારી સાથે આવવા માંગતી નથી, અને મારી સાથે બરાબર વાત પણ કરતી નથી. આહ, હું સમજયો" જાણે એકાએક તેને કાંઇ ધાસ્તીભર્યો ખ્યાલ આવ્યો હોય એવી રીતે તે ચોંકતાં બોલ્યો "તું મને ભુલી ગઇછ, તુંને મારી દરકાર નથી. તું મારેથી દુર નાહશવા માંગેછ. પણ હવે હું તુંને કદીબી મારી આગળથી ખીસાડીશ નહિ નહિ સ્ટેલા હવે હું તુંને કદીબી મારી આગળથી જવા દેવશ નહિ." તે મક્કમ અવાજે બોલ્યો "તારા વગર મારૂં જીવતર નકામું છે. અરે જયારે તું પેલા ટાપુ ઉપરથી ધસડાઇ ગઇ હતી. ત્યારેજ હું તારી જુદાઇથી અર્ધો મરી ગયો હતો."

સ્ટેલાએ એક નીસાસો નાંખ્યો.

"સ્ટેલા–સ્ટેલા હું તુંને ચાહુંછ. અરે મારી સઘળી દોલત કરતાં પણ હું તુંને વધારે વ્હાલી ગણુંછ. મારી ડારલીંગ, બોલ તું મને પરણશે કે ?"

આટલું બોલતાં રાથ તેણીની વધુ નઝદીક ગયો. પણ સ્ટેલા એક દગળું પાછળ હટી.

"આ નહિ નહિ રાથ, મને જવા દે. તું હવે લોર્ડ રેતન થયોછ લોકોનાં કેહવાથી તું મને પરણવા માંગેછ. પણ હું હવે તારી પરણેતર બનવાને લાયક નથી."

"એ શું બકેછ. સ્ટેલા હું લોર્ડ રેતન થયોછ, તેથી આપણા વચ્ચે કાંઈપણ તફાવત પડવો જોઇયે નહિ, હું હજુણ આગળોજ "રાથ" છું, જયારે તું પણ આગળીજ "સ્ટેલા" છે. તો મારી માંગણી કબુલ કર. ડીયર. અને નહિ તો, સ્ટેલા તુંને ગમે તો તું મને નાં પરણતી. ફકત તું મારી સાથે પેલા ટાપુ ઉપર આવ. તું ત્યાં હતી ત્યારે હું તુંને

જોઇને સુખી હતો, સંતોષી હતો—તો એક વાર ફરીથી ચાલ મારી સાથે——"

સ્ટેલા રાથની નજદીક ગઇ, અને તેનાં નીર્દોશપણા અને તેની મોટી બીનસ્વાર્થી મોહબત માટે સંતોષથી હસી પડી. ધીમેથી તેણીએ પોતાનાં બંને હાથો તેની ગરદન આસપાસ વીટાળ્યા, અને—ઓ દેવ—કે જેણીએ પોતાની બેટીઓને એક એવી જાતનું મોહક આકર્ષણ બક્ષયું છે, કે જેને ખાતર આદમનાં ગમે એવા પણ બાહદુર બેટાઓ, ગુલામગીરી કરવા સર ઝુંકાવી રહયા છે—એવી જાદુઇ રીતે તેણીએ રાથનું સર નીચે ખેંચ્યું, અને પોતાની રાજીખુશીથી તેનાં હોથ ઉપર એક મીઠ્ઠું ચુંબન કરીને, તેની ગોદમાં અઘેલાઇ પડી!

## પ્રકરણ ૪૫ મું.

કોર્ટનાં દીવાનખાણામાંથી રાલફ લઠડતી હાલતે બહાર પડયો.

મી૦ ઓન ડીટેકટીવનાં છેલ્લા અર્થસુચક શબ્દો "મેં મરનારનાં ધણીનું નામ શોધી કહાડયું છે" એ ઉપરથી રાલફ ચેતી ગયો, કે જે જીવસતોસત બાજી તે ખેલતો હતો, તે હવે ખતમ થઇ છે, અને તેમાં તે હારયો હતો. નાહસવા સીવાય હવે તેનો છુટકો હતો નહિ. તેની પાછળ પેલો બીહામણો ફાંસીગર, તેનાં હાથમાં એક જાડાં દોરડાંનો ફાંસો કરીને તઇયાર ઉભો હતો, જ્યારે તેની આગળ નાહસવા માટે તેને ઘણોજ નજીવો લાગ હતો.

આહ, પણ કયાં નાહશે? શું કરે? તે જાણતો હતો કે જે એકાએક રીતે તે કોર્ટમાંથી ઉઠી આવ્યો હતો. તેથી હવે

સર્વેનો શક તેની ઉપર ગયો હશે. અને અત્યાર આગમચનાં કેટલાક છુપા દીતેકતીવો તેની પુઠે લાગ્યા હશે. એક મીનીટ! અરે આ અતી નાનાં અવકાશમાં રાલ્ફ તે કોર્ટની બાહર લોકોના ટોળા વચ્ચે આવી પુગ્યો હતો, કે જેઓ જે ઉસકેરણી ભર્યાં બનાવો અંદર ચાલી રહયા હતા તે જોવા અને તેમાં ભાગ લેવા બ્હાર ફોકતની કોશેશ કરતા હતા.

રાલ્ફ આ ધક્કામુક્કોમાંથી આખરે મોકળો થયો. કોર્ટની બાજુની એક નાની એકાંત ગલીમાં તે દાખલ થયો, અને ત્યાંથી સ્ટેશન ઉપર જવાનો ઠડાવ કરયો. પણુ હજુણુ તો તે કાંઇ ઘણો આગળ ગયો હશે નહિ, તેટલામાં તેને કાણે ખુશાળીના અસાધારણ મોટા પોકારો પડયા. તેનું કારણુ તે તુરતજ સમજી ગયો. બંધવાને છોડી મેળવામાં આવ્યો હતો. જે માણુસને તેને ધીકકારયો હતો, તે હવે છુટો થયો હતો. અરે એજ કમબખત હવે તેની, રાલ્ફની જગ્યા ઉપર આવવા તલપી રહયો હતો. હવે વધુ વખત તે એક શકમંદ ગુનેહગાર હતો નહિ, પણુ તેને બદલે હવે રાલ્ફ ઇનશાફની ચુંગાળમાંથી છતકવાની કોશેશ કરતો હતો.

સ્ટેશન ઉપર જવું એ સીધ્ધા મોહતનાં દાચાંમાં જવા બરાબર હતું, કારણુ તેને પાછળથી ખ્યાલ આવ્યો, કે ત્યાં કોઇ સુવો જીવતો તેને પકડવા તૈયાર ઉભોજ હશે. વધુ તો તેના ખીસાંમાં બે ચાર પૌંડ સીવાય બીજું કાંઇપણુ હતું નહિ. અને તેથી આખરે તેને પોતાને ઘરે જવાનો ઠડાવ કરયો. તેનાં ઓરડાની તીજોરીમાં બસો ત્રણુસે પૌંડ અને થોડુંક ઝવેરાત તૈયાર હતું. અને તે લઇને કોઇ ટક મળતાં તેણે ઇંગલેડથી સદાને માટે નાહશી જવાનો વીચાર સુજયો.

રાલ્ફ પાછો ફર્યો. તે પોતાને ઘરે કેવી રીતે આવી શકયો

તેનો તેણે કાંઇ ખ્યાલ હતો નહિ. પોતાનાં મેહલનાં ઝાડનાં છાયાંમાં છુપાતો તે હોલમાં દાખલ થયો, લગભગ દીવાનાં જેવી ઉતાવળે તેણે તીજોરી ઉઘાડી, અને બને એટલી નોટો અને ઝવેરાત પોતાનાં ખીસ્સામાં સેરવી દઇને, તે ડરેસીંગ-રૂમમાં દાખલ થયો.

પારકીન્સ તેને સાંમોજ મળ્યો. પોતાનાં શેઠનો ચેહરો જોતાં તે એક દગળું પાછળ હથયો.

"મારા લોર્ડ, ત-તમે સીક છો."

"નહિ, નહિ" રાલફ બડબડયો "પણ પારકીન્સ, મને હમણા એક ખરાબ ખબર મળીછ. મારો નજદીકનો એક સગો ગુજરી ગયો છે, અને તેથી મારે હમણાજ લંડન જવું જોઇએ. જા, જલદી વેક, અને મારાં કપડાંની ત્રંક તઇયાર કરી નાંખ."

"વારૂં, મારા લોર્ડ" પણ બારણા આગળ તે અટકી ગયો.

"કેમ શું જોઇયેછ?" રાલફે બુમ પાડી.

"કોર્ટની કાંઇ ખબર?"

"અલબત બંધવો ગુનેહગાર છે, અને તેને શેશન કમીટ કરવામાં આવ્યો છે" રાલફે થોકયું "ચાલ વેક જલદી જા."

પારકીન્સ પોતાનાં શેઠનો હુકમ બજાવવા દોડયો, અને તેને આવી રીતે પોતાની આગળથી ખેરવવાની યુકતી રાલફને ઘણીજ કામ લાગી ગઇ. એક બીજી તીજોરીમાંથી તેને સઘળું ઝવેરાત કાઢી લીધું, અને પોતાનાં "ગુફા"નાં છુપે દરવાજે નાહસવા તે ત્યાં દાખલ થયો ટેબલ ઉપર એક ડીકેન્ટર પડી હતી. અને તે આખી બાટલીજ ઉચકીને તેમાંથી બેચાર ગોટ ઓટી ગયો. આહ, હવે જરા હિંમત આવી. નીચે બગીચામાં સઘળું ચુપચાપ છે એ જોવા માટે તે બારી આગળ ગયો તો—યા પરવર—

પેલો ચંદાલ વરકલી એક જંગલી ભુંડની માફક દોડી આવતો હતો. રાલફ પોતાની રીવોલવર લેવા દોડયો, અને તે ઉપર પોતાનો હાથ તઇયાર રાખીને, તે એક પરડા પાછળ છુપાઇ ગયો.

જબરા કડાકા સાથે તે બારણું ઉઘડી ગયું, અને વરકલી તે ઓરડામાં ધસી આવ્યો. તુરતજ રાલફ ઉપર તેની નજર પડી, અને પોતાનાં બંને હાથો ઉચકીને તે તેની ગરદન ઉપર તુટી પડયો.

"બદમાશ-ખુની" તેણે બુમ પાડી "તેંજ તેણીને મારી નાખી. ચંદાલ હવે તું મારા સપાતામાંથી જીવતો છટકશે નહિ. મુક, રીવોલ્વર બાજુ મુક. મારી પાછળ બીજા દસ જણા તારી કેંટ પકડવા હયાં આવે છે. તેઓ હવે આ ઘરની આસપાસ ફરી વળશે. નાપાક તું હવે હયાંથી છટકી શકશે નહિ."

રાલફે પોતાની રીવોલ્વર નીચે નમાવી. તે જાણતો હતો કે રીવોલવરના ધડાકાથી તે વધુ સપડાઇ જશે, અને તેથી તે થંડો પડી ગયો.

"મને એક તક આપ વરકલી. જો તારે પગે પડું મને નાં સતાવ. ઓ ખુદા બચાવ-બચાવ."

"ખુદા? કોણ ખુદા!" વરકલીએ બુમ પાડી "જો તારા સુખનાં વખતમાં તેં તેને યાદ કીધો હતે, તો આજે તારી આવી દશા કદી પણ થઇ હતે નહિ. લુચ્ચા બદમાશ ખુદા હવે તારે માટે કાંઇ પણ કરી શકશે નહિ. તેની મેહરબાની તારા જેવા કંગાળ કુતરાને આપવા કાંઇ ફાજલ પડી નથી."

"જો વરકલી મને જવા દે. એક દશ મીનીટની મેહલત આપ" રાલફ કરગરીને બોલ્યો "લે, તારે જોઇયે તો આ બંડલમાંથી અર્ધી નોટ કહાડી લે."

"એવી તારી દસ હજાર નોટ મને હરામ છે." અને મદદ માટેની બુમ સાથે તે રાલફ ઉપર તુટી પડયો.

રાલફે તે પીસ્ટોલ ઉંચકી અને તેની મુંથ વડે વરકલીનાં માથાં ઉપર એવા તો સખત ફટકા લગાવી કાધ્યા, કે જેથી તુરતજ વરકલીએ તેની ગરદન છોડી દીધી અને એક તમ્મર ખાઇને લોહીલુવાન હાલતમાં રાલફનાં પગ આગળ અફળાઇ પડયો.

ગુસ્સાથી તેને એક લાત કકડાવીને રાલફ તેનાં બદન ઉપરથી કુડી ગયો. પણ હોલમાં કોઇનાં પગળાંનો તેને અવાજ સંભળાયો અને હેબતથી પાછળ હથીને તે પોતાનાં ગુફામા પાછો આવી ભરાયો તેણે દરવાજાને તાળું મારવાની કોશેશ કરી, પણ તે અગાઉ એક પોલીસ કન્સતેબલ ત્યાં ધસી આવ્યો. વરકલીને ભોંય ઉપર લોહીલુહાન પડેલો જોઇને તે ચોંકયો અને ત્યાર પછી પોતાની સીપતી ફોડીને તે અંદર આવ્યો.

પણ રાલફ આ એક પળનો લાભ લેવાને ચુકયો નહિ. કન્સટેબલનાં દાખલ થવાની સાથેજ તે બીજી બાજુએથી ઉંધાડાં બારણાંમાંથી બ્હાર નાઠો. તે કયાં દોડયો તેનું તેણે ભાણ હતું નહિ. પોતાનાં ગુફાનાં બાહરની અગાસી પસાર કરીને, તે એક નાનાં ગોલ દાદર આગળ આવી પોંહચ્યો. ઝડપી કદમે તે ઉપર ચઢી ગયો અને તેને માલમ પડયું, કે આ જગ્યા ઉપર તે કદીબી આવ્યો હતો નહિ. તે પુરાણા મકાનનો આ એક એવો ભાગ હતો, કેજે લગભગ બેસમાર હાલતમાં પડેલો હતો ત્યાં કોઇની પણ આવણ જાવણ હતી નહિ. તેની સામે એક અલગો બંધ કીધેલો ઓરડો હતો. રાલફ ત્યાં ગયો તો ધુળનાં ઢગળા, કરોળીયાનાં જાળાં, અને ઉંદરોની દોડધામ વચ્ચે તે ઓરડામાં જુનાં કપડાંઓનો ડુંગર પડયો હતો. ધુજતો, હાંફતો અને લોહીથી ખરડાયલી પીસ્ટોલ સાથે તે લાકડાંનાં એક મોટા

પોતારા તરફ ફરયો, અને કદીપણ જીવતો નહિ પકડાવાનાં હડહડતાં કસમ લઇને તેણે પોતાની પાછળ તે ઓરડાનું બારણું બંધ કરયું.

તે કેટલો વખત ત્યાં પડી રહયો, એ કેહવું અશક્ત છે. સેહજ પણ હાલ્યાચાલ્યા વગર તે આ ઝેરી હવાથી ઘેરાઇ રહેલા ઓરડામાં ગોયા દમ લેવાની પણ હીંમત ન કરતાં છુપાઇ રહયો; પણ હજુણુબી કોઇનાં પણ પગળાંનો અવાજ તેને સાંભળયો નહિ શું કુદરત તેને હજુણુબી મદદ કરતી હતી?

રાત પડી અને તે ઓરડામાં છવાઇ રહલો સીહા અંધકાર જોઇ રાલફ સેહજ તનાર થયો. આહ, આયજ પળ તેની સરજતની હતી. નાહસવાને માટે આંયજ સમો ઘણો લાભકારક હતો. ધુળથી ભરેલી એક લાકડાની બારીની ફાટમાંથી રોશન માહતબનાં સેહજ કીરણો તે ઓરડામાં આવતાં હતાં, અને તે ધીમી રોશનીને જોતાં રાલફને ધુજરાં છુત્યાં. આખરે તેણે એક મેચીસ સળગાવી અને તુરતજ તેને માલમ પડયું કે સેહજ કોશેશ પછી આ બારી ઉંચડી શકે એમ હતું. હજુણ જરા મોડું થવાની આશાથી રાલફ તે બારી આગળ થોભ્યો. પણ ઓહ, એકાએક તેને દમ લેવાની મુંશકેલી જણાઇ, અને પોતાની પાછળ ફરીને જોતાં તે આખો ઓરડો ધુમાડાથી ભરાઇ ગયો હતો. પેલી મેચીસ કોઇ કપડાંની ઉપર પડી હતી, તે કપડાં સળગયાં હતાં, અને હવે તે આખો ઓરડો એક મોટું ભડકું લેવાની અણી ઉપર હતો. રાલફ દબ્રાઇ ગયો. એક જબરદસ્ત મુકકી વટી તેને પેલી બારી તોડી નાખી અને તે ઉપર ચઢતાં તેને માલમ પડયું કે તે પોતાનાં મેહલનાં સૌથી ઉંચા ભાગ ઉપર ઉભો હતો.

બળતાં અને ધુમાડાનાં ગોટેગોટા ઉંચે આકાશ ઉપર ચઢવા લાગયા. "આગ—આગ" નાં પોકારો ચોતરફ પંઠરાઇ

રહયા, કેટલેક ઠેકાણેથી "પકડો પકડો" નાં અવાજ સંભળાયા, અને ઉંચે બારીની કીનારી ઉપર અર્ધ બળની હાલતમાં ઉભેલા રાલ્ફને માલુમ પડયું કે હવે તેનું આવી બનયું હતું.

"કુદી પડો, કુદી પડો" કોઇએ તેને ઉપર ઉભેલો જોઇને બુમ પાડી.

રાલ્ફ ચમકયો, પોતાનાં કાળા ચેહરા અને લાલ આંખ્યો સાથે, તેણે પોતાની નીચે એક છેહલી નજર કરી અને ત્યાર પછી કુદી પડવાની અણી ઉપર હતો. પણ તેનાં કીસમતમાં તેનો અંત કોઇ બીજીજ રીતે લખાયો હતો. તેજ પળે તે બારી આગળની દેવાળનો આગળો ભાગ તુટી પડયો અને રાલ્ફ પરસીવલ અરલ ઓફ રૈતન, તે દેવાળ નીચે દબાઇને આય દુનયામાં પોતાની બુરી કરણીનો હીસાબ આપવા તે દાદગરની દરગાહ તરફ કુચ કરી ગયો.

* * * * *

ઉપલા બનાવને બે વરશ વીતી ગયાં છે, અને તે અરસામાં જયારે નવો રૈતન-હોલ લગભગ ખલાસ થવા આવ્યો હતો, ત્યારે રે વાંચનાર, પેલા એકાંત ટાપુ ઉપર આ કોણ ત્રણની ત્રગડી બેઠી હતી? સમીસાંજનો તે થંડો સમો હતો, અને જે દેખાવ રાથ અને સ્ટેલાએ તેઓનાં નાનાં જુનાં ઝુપડાં આગળથી વારંવાર નીહાળ્યો હતો, તેજ દેખાવ, હમણા આ બંને જણા, પોતાનાં નવા આળીશાન મકાનનાં કંપાઉંડમાંથી જોતાં બેઠાં હતાં. તેઓની સામે લીલોતરીથી ભરેલી એક મખમલી જમીન હતી, અને તેની બરાબર વચમાં એક ગાલામાં દરયાનું પાણી આવવાનો રસ્તો કીધો હતો, કે જયાં થોડેક છેટે એક "બોટ" લંગર કરીને કોઇની નજર નહિં પડે એવી રીતે છુપાઇ રહી હતી.

રાથ એક ઇઝીચેરપર અઢેલાયો હતો, તો પણ તેની નજર તેનાથી થોડેક છેટે બેઠેલી પોતાની પ્રીયા—તેની મોહરદાર ઉપર ક્યારની ટીંગાઇ રહી હતી. તેણી એક નાનાં ભુલકાંને તે કંપા-ઉંડમાં આમતેમ દોડતું નીહાળતી હતી, કે જ્યાં તેની માતાએ તેનાં બાપને કહ્યું હતું કે તેણી એક છોકરો નહિ પણ એક છોકરી હતી.

અને જોકે સ્ટેલા આ નાનાં ભવીષ્યનાં અરલ ઓફ રેત-નને રમતો જોતી હતી, તો પણ તેણીનું અધું ધ્યાણ તો પોતાની પાસે બેઠેલી એક સેહજ ફીક્કી, પણ અતી ખુબસુરત છોકરી સાથે વાત કરવામાં રોકાયું હતું.

"મેરી, શું તું વાજબી છે? બોલ મને જવાબ આપ. ડીયર" સ્ટેલાએ પુછ્યું.

"વાહ, વાહ, જાણે બીલાડી ઉંદરનો ઇનશાફ કરેછ" રાથે ટીકા કર્યા.

"રાથ, આ બાબા સાંમે તમે મારી મશકેરી નાં કરો" સ્ટેલા ગુસ્સાથી બોલી.

"પણ હું કયાં તારી મશકેરી કરૂંછ. હું તો ફકત મારા વીચાર દરસાઉંછ. બકીજે હું જે કહુંછ તે આ નાનો ચેકુશ બધું સમજી જવાનો?"

"કોણુ જાણે, પણ જે ચંચળાઇથી એ સઘળી ચીજ ધ્યાણમાં રાખેછ, તે ઉપરથી આપણે એની સાંમે જરા વધુ સંભાળ રાખવી જોઇયે. કેમ ખરૂં કેની, મેરી? હા, ત્યારે શું તું એમ કરવામાં વાજબી છે?"

"પણ તેણી કયાં નાં કહેછ" રાથ બોલ્યો.

"જો એક મરદે કાંઇ ખોટું કરયું હોય, તો અલબત તેને સજા થવી જોઇયે" સ્ટેલાએ ચલાવ્યું.

"અને જો એક સ્ત્રીએ કાંઇ બુરૂં કીધું હોય તો તેણીને જતી મુકવી કેમ?" રાથે ઉમેરયું.

"રાથ, ડીયર, તમે જો મુંગા નહિ બેસી શકતા હોવ, તો જાવ બાબાને લઇને કેઠે ફરી આવો, હું મેરી સાથે કાંઇ ખાનગી વાત કરવા માંગુંછ."

"હા, ખાનગી તો એવી હશે, કે તેમાં જરા પણ ચુક થતાં, જાણે આખી દુન્યાંજ ઉલટાઇ જવાની" રાથે તાણો માર્યો.

"હા, મારૂં માનવું એવું છે" સ્ટેલાએ આગળ ચલાવ્યું "કે જો એક મરદે કાંઇ ખોટું કર્યું હોય તો તેને સજા થવી જોઇયે. પણ બોલી, ડીયર, એડવર્ડે તુંને ચાહવા સીવાય બીજો એવો તે શું ગુનાહ કીધો, કે જેથી તું તેને માફ કરી શકતી નથી."

"મેરીને ચાહવામાં એડવર્ડનો ગુનાહ નહિ પણ તેની મુર્ખાઇ કેહવાય" રાથે સુચવ્યું.

"પણ—પણ ખરો કસુર તો તારોજ છે, મેરી. અરે રડેછ. શાંની?"

"હું રડતી નથી" મેરી દબાઇ જતા સાદે બોલી.

"મેરી, આજે બબે વરશો થયાં તું એને તારાથી દુર રાખેછ, જાણે કે કોઇ એવો ઠગારો હોય, કે જે તારી સાંમે આવવાને લાયક નથી."

"એ નહિ, હુંજ તેની સાંમે જવાને લાયક નથી." મેરી ધ્રુજતા અવાજે બોલી.

"બરાબર છે" લેડી રેતને ટેકો આપ્યો 'એ વીશે હું તારી સાથે કાંઇ પણ તકરાર કરતી નથી."

"પણ તકરાર કરવા ખુદાએ તમો બૈરાંઓને ભેજુંજ ક્યાં આપ્યુંછ" રાથ પાછો વચ્ચે પુરાયો.

"જો મેરી, એડવર્ડ તુંને ચાહેછ, તે તુંને પરણવાની હજી પણ હઠ લઇ બેઠોછ. આવતે વર્ષે આ આપણી સોનાની ખાણ ચાલુ થતાં, તે તુંને એક રાણીની માફક રાખી શકશે, જો કે હમણા પણ તે તુંને અમનચમન કરાવા તારા પપાની મરજી મુજબ પુરતો સામર્થવાન છે. મેરી તું તેને ચાહે યા ન ચાહે, તો પણ——"

અરે સ્ટેલા, આસ્તે બોલ પેલો ચેકુસ બધું સાંભળેછ."

"—તો પણ તેની ભલાઇને માટે તુંને તેની સાથે પરણવું જોઇયે. હું આ સઘળું રાથની સાંમે કહું છું——"

"કારણ મારી ગેરહાજરીમાં તુંને કાંઇ પણ કેહવાની સત્તા નથી."

"—કારણ આપણ ત્રણે વચ્ચે હવે કાંઇ ચીજ છુપી નથી. ઓ મેરી" સ્ટેલા મધુર અવાજે બોલવા લાગી. "જો આટલાં બે વરશની જુદાઇ પછી, આટલી અદાગ સબુરી અને ધીરજ પછી, એડવર્ડ જો હમણા તારી આગળ આવી લાગે—"

અજબ! ગજબ! કારણ તેજ પળે પેલી ચોતમાંથી એક મછવો ઉતારવામાં આવ્યો, અને ધીમેથી તેઓ તરફ હંકારવામાં આવ્યો.

"—તો શું તું એમ કેહવા માંગેછ કે તું તેને નાં પાડશે? ઓ મેરી, શું તું તેને પોતાની નાસીપાસી ખમવા એક વાર ફરીથી આ દગલબાજ દુનયાની દયા ઉપર છોડી દેવા જેટલી દયાહીણ બનશે?"

"અરે સ્ટેલા સાંમેથી કોઇનો મછવો આવેછ" રાથ ઇઝીચેર ઉપરથી ખડો થતાં બોલ્યો "એ કોણ હશે?"

"ઓ મેરી મરદો માટે મોહબતની નાસીપાસી એક ઘણુંજ કાટીલ દુખ છે."

"એમ તુંને કોણે કહ્યું, સ્ટેલા?" રાથ ધીમેથી બોલ્યો, કારણ તેની નજર હમણા પેલી બોટ ઉપર ચીતકાઇ રહી હતી.

"મોલી, છતી આંખ્યોએ તે અંધાપો છે, જીવતી જીંદગીમાં મોહત છે."

રાથે પોતાનો હાથ સ્ટેલાનાં ખભાં પર મુકયો, અને અર્થસૂચક રીતે તે મછવા ગમ જોવા લાગ્યો. સ્ટેલાએ પોતાની આંખ્યો તેની તરફ ઉંચકી, અને આ માટી બૈયર વચ્ચે અરસપરસ આંખનાં ભેદી ચમકારા થયા.

"જો મોલી, હવે તું તેની ઉપર દયા કર" સ્ટેલાએ આગળ ચલાવ્યું "મેરી તું કેવા સંજોગો વચ્ચે તેને બેવફા (!) થઇ હતી તે સઘળું હવે એડવર્ડ જાણે છે. તેણે તારી ઉપર વખાણનું વાદળ વરસાવયું છે. તેણે તુંને માફ કરી છે—ઓ જો મેરી તારી સામે નજર કર. તેજ, લેસલીઓ અને તારા પીતા સાથે તારા હાથની માંગણી કરવા હયાં પાછો આવે છે."

સ્ટેલા બોલતી બંધ પડી. અને મેરી કે જે અત્યાર સુધી નીચી નજરે બેસીને તેણીની આ અશરાફ સઇની મન્નુર પટામણ સમજતી હતી, તેણીએ ઉંચે જોયું.

"એડવર્ડ વહાલા એડવર્ડ" મેરી તે મછવા તરફ ધસી જતાં બોલી.

"મેરી-મેરી!" મછવામાંથો પડઘા થયો.

રાથ અને સ્ટેલા લેસલીઓ અને લોર્ડ હેથરલી સાથે તુરતજ ઘરમાં ગયાં અને પ્રીય વાંચનાર, આ બીજાં સુખી જોડાંની છુપી ગુફતગુ સાંભળવાની તુંને હવે કાંઇ જરૂર છે?

ખલાસ પ્રીય અઝીઝ, સાહીત્યનાં રણક્ષેત્રમાં મારી આ પેહેલ્લી સફર ખતમ થઇ છે. મેં મારી નાકેશ શકતી મુજબ

તારી સામે કાંઇ સારો ચીતાર આપવાની પેરવી કરી છે, તોપણ જેમ જશ લેતાં જુગ જાય છે અને પાંચ મીનીટમાં પાંચ અપજશ મળી જતાં વખત લાગતો નથી, તેમ મારી આ કોશેશ માટે, મને જશ યા તો અપજશ આપવા હું તારીજ મુનસફી ઉપર છોડીને, આ કલમને હાલતુરત આરામ આપું છું.

